# બેલાર્ડ પીઅર થી બ્રીટન.

**એદન, સ્વેજ, પોર્ટ સેદ, મારસેલ્સ, હેવર, ઇંગ્લાંડ, સ્કાટલાંડ, વેલ્સ, વગેરેમાં ૧૯૨૭ ના સાલમાં દીઠીયું.**




લખનાર:

**શાવકશાહ દારબશાહ શરોફ.**

" ફીરોઝગર."





**એમ. ડી. મહેતાની કંપની,**

એનજીનીઅર બીલ્ડીંગ, લુહાર સ્ટ્રીટ,

મુંબઈ ૨.

# "યુરોપનો કુચ

## ને

# ફીરોઝગરને પુછ."

## જી હા ખતમ થઇ છે

## મારી પહેલી કુચ!

ફકટ કહેવાનું એટલુંજ કે આ સયર સફાઓમાં સહેલ કરો ને જુઓ કે આ નાદાર વાલમનો ટાઇટલ તેના લેખકે કેટલે અંશે ખરો પાડયો છે.

છેવટે સબુરીનો બદલો ખુદા વાળે છે તેમ હમારા હમશરીકો મહેતા બીરાદરો અને પીઅર્સ કંપનીવાળા મી૦ બહેરામજી સોરાબજી ઉમરીગર જેઓએ આ વાલમને તઇયાર કરવા પાછળ મહેનત તેમજ ખરચનો બોજો ભોગ આપ્યો છે તેમનો ઉપકાર માની, વાંચનાર ડીઅર આ નાદાર વાલમના ગેટઅપ માટે તારા ઓપીનીઅનનો ખાએશમંદ,

હું છું આપનો
દુઆગીર.

આ "બેલાર્ડ પીઅર થી બ્રીટન" નું વાલમ લેખક ફીરોજગરે
મેસર્સ માણેકશા ડી. મહેતાની કુાં૦ માટે ખાસ લખી તૈયાર કીધું
છે અને મેસર્સ મહેતા બ્રધર્સ અને ઉમરીગરની સીનડીકેટે
એનજીનીઅર બીલડીંગ, લોહાર સ્ટ્રીટ, ધોબીતલાવ,
મુંબઈ ૨, મધેથી વેચવાને માટે પ્રગટ કીધી છે.

*And*

# *Dear Dad,*

*Will you accept it ?*

જેમ કુવામાં કુદકણુ મારતો ફાગ્ગો પોતા ઉપર રાજ કરતા
નાના ગોળ ચકરડામાંજ સારી સૃષ્ટિનો આયનો સમજે
છે, તેમ મારી ચશમોમાં સારી સૃષ્ટિ આ ધરતી
પરનો મારી જીંદગીનો ફેરો સફળ કરાવનાર,
મીઠયા મોજ માયાના મેળા મંદીરનો અંધારો
પરદો કેળવણીની ઉત્તમ રોશની આપી દુર
કરનાર, પોતાના પરસેવાનું પાણી કરી
મેળવેલા સુન્ના રૂપ્પા ભાઇઓને કાંકરા
ખારીના કોરા માફક પોતાના પેટના કાદવ
પાછળ વેરી, લડાઈ જેવા બારીક
સમયેબી મારા બાળપણના સુખી સ્વપના
"ગોરાં યુરોપ" જોવાની મારી
ઉમેદ બર લાવનાર મારા
મુરબ્બીજી પીતાજી **દારબશાહ**
તમારા ભારે એહશાનના
બોજમાં ડુબેલો બેટો
**શ્યાવક્ષ.**
પોતાની જીંદગીની
શરૂઆતની પચ્ચીમની મોડી
સફરનું આ સુંદર વોલમ પુર માન.
અદા ને હેત વહાલ સાથ તમોને અર્પણ કરવાની રજા લે છે.

ઉત્તમ જગમાં એથી શું સઉના માને બાપ
તેના આશીષ આજ રોજ, અએ કીરતાર તું આપ
સેવા કેમ હું તેમની કરીને ઉતરશ પાર,
રાખજે સુખા તેમને અર્જ કરૂં તુંજ દ્વાર.
જીંદગીના છેડા તલક "ફીરોજગર" દુવા દે
નસીબવંત રબ તેજ ખરો માબાપની દુવા લે.

**પટેલ મેનશન**,
ખંબાલા હીલ.
તા. ૧ લી માર્ચ ૧૯૧૮.

લી. હું છું
આપણો તાબેદાર બેટો
**શ્યાવક્ષ.**



# ચોપડીમાં આવતાં ચીત્રોનું સાંકળીયું.

ટાઇટલ પેજઃ—એલાર્ડ પીઅરથી બ્રીટન.

# ચોપડીના દરેક પ્રકરણોમાં આવેલી બાબદોનું સુંદર સીલ સીલાબંધ સાંકળીયું.



## પ્રકરણ ૧ લું.



## પ્રકરણ ૨ જું.

પ્રકરણ ૫ મું.



પ્રકરણ ૬ ઠું.



પ્રકરણ ૭ મું.



પ્રકરણ ૮ મું.

પ્રકરણ ૯ મું.



પ્રકરણ ૧૦ મું.



પ્રકરણ ૧૧ મું.



પ્રકરણ ૧૨ મું.

## પ્રકરણ ૧૩ મું.



## પ્રકરણ ૧૪ મું.



## પ્રકરણ ૧૫ મું.



## પ્રકરણ ૧૬ મું.

પ્રકરણ ૧૭ મું.



પ્રકરણ ૧૮ મું.



પ્રકરણ ૧૯ મું.

# એલાર્ડ પીઅર
## થી
# બ્રીટન.

---

## હાંકો ગાલ્લી આજ!

"ચાલોરે સજની ચાંદણી રટની, એલાર્ડ પીઅરથી બ્રીટન જી."

ફૉરવર્ડ! ક્વીક માર્ચ.

**આ** શોખની સેવાનો સેરવો હરખને ઉતસાહ સાથે સીપ કરનારા મહેરબાન સાહેબોની અદર કદરમાં પનાહ શોધતો, અને ગ્રેટ બ્રીટન ને ફ્રાંસ ધુંડી ત્યાંની બાકી સાકીનો ચટાકો ચટપટીયા મનની ચટણી કે કામપીટીશન સોસની ઝરરાબી બેલ વગર ટેસ્ટ કરવાને આમંત્રણ કરતો, આપણો ખીદમતગાર, ખાકસાર, ખાનદાને શરીફ, ( ખોટું તોલે નહિ પણ બોલે તો ગુનાહ માફ ) કમતરીન પરવર અજીબ, ગરીબ ફીરોઝગર સર ઝુકાવી જાહેર કરે છે કે, અગર મગર મુંબઇ જેવી અલબેલી નગરીના હાલરડાંથી તમારા ખાસંકાલી જેવા કાનો થાકયા હોય, હઝારો કોસપર વસેલી ને પાંપણના છાયા હેઠલ નાચતી કુદતી તમારી ચાંદનબાઇ ચશમને, પોતા તરફ વધુ ને વધુ ચકોર બનાવતી નવી દુનિયા જોવાને તમારૂં મન તલ પાપડ થતું હોય. કંઇક સેંકડો શોખીન લહેરીલાલોની સફલ સફરના વાસી સુરણના ગોસ જેવી ઉબક આવતા, ઓરેંગ ગોટેંગ ફડાકા સમજી અત્યારથીજ તમારી તીજોરીના ફાલકાં સીકડાતાં હોય, કેટલાક ગટમંડ્યા ગપ્પીદાસોની 'સતરા જોજનકી તાંગ બનાઇ ઔર દો જોજન તક આંખ લંબાઇ' જેવી હોલીટઝર ચોપડી રૂપી આકારમાં છુટેલી જોઇ તમારી હોશ ફરામોશ થઇ હોય, ને નાકના ફીફરાં વચ્ચે પાનીપટની લડાઇ સલગીને દીમાગે રોશનના ધાનાજીરાંના રંગના દારૂગોળાનો ખપ વધારતી હોય, ગર લડાઇના બારીક સમયે ગોરાં ધટમારાં યુરોપનાં ગજ્યાં દાસ્તાનો સમજવાની જીજ્ઞાસા તમારો જીવ લલચાવતી હોય.

તો તો બસ ગરીબ કલમકશની એજ અરજ છે કે, સેવકની દગલીનો છેડો આંખ વીચીને પકડો, (જો છોડતા ના હો કે) ને ખુદાના સતપર જયાં તમોને હું દોરવું ત્યાં કદમો ઉગામો, ને ટુંક ખરચમાં આસાનીથી, કોઇનીબી સહેજ સાહજ મદદ વગર જે સઘળું તમો જોવા માગો તે બધું તમોને મુબારક બાદ. !

* મહીનાની વોરનીંગ.

કેટલાક સુનેરી સરોવરમાં જાળ ફેંકી કાચબા મેળવવાની ધુઈ રાખતા, પાંચ ફુટની પરાંજ બાંધનારા પેલા કસ્તુરચંદો એમ વીચારશે કદાચ, કે આએ પચ્ચીસ લાકડીનો પોરીઓ મુછ ફુટી નથી તેટલાં શાનો સુપરે ઉંફનાઈ ચાલ્યો? નાટક ફારસ લખવામાં બી વહેલો, ગરબા ગરબી જોડવામાંબી પહેલ્લો ને વળી વીલાટ જોઇને રસ્તોબી બતાવેછ સહેલ્લો. શું કરશોબા, કોઈ છે તો ખરો આઇનો મેહલ્લો! અને એવા નામચીન કલેજાંની કોર ને હેતના કટકાઓ, જેઓનું નાકનું ટીચકું આએ કમીની કલમને સ્ટડી કરતાં, કદાચને જાપાનીસ પેગોડા જેટલું ઉંચું ચઢી જતું હોય તેમને હાલતો જયાં સુધી સમાપ્તનો બોલ ચોપડીની સ્ક્રીન પરથી પુરો થાય ત્યાં સુધી ઓપીઅમનો કોગરો આમીન બાદ! કહેતી છે કે:–

"કાગા તેરે બચ્ચે કબી ન હુવે મોર
મય બોત જતન કર પાલે પણ આખર ચોર કે ચોર."

પથે જમયાદ યથા આફ્રીનામે:—

ત્યારે સમજો આએ ઓરપાડના ઓરંગા-બચગીથી વેલાટ મંદીરમાં જઈ ઘંટ વજાડવાનો શોખ તમારા સેવકને લાગુ પડયો હતો. આજે જાઉં, કાલે જાઉં, જો ચલ્યું પાંખમાં દાબીને લઈ જાય તોબી દબાઈ ચંપાઇને જાઉં કરતાં નાટકના પડદાઓ પડે તેમ લાંબો વીસામો પડયો. અનેક આશાની ભરતી મનના સમુદરમાં ભરાઈ આવી ઓટ થઈ જાય. જો ખુદાએ

એદીસન યા મારકોની જેવું ભેજુંબી આપ્યું હતે, તો બુટના સોલનીબી પાંખ બનાવી આંખના પલકારામાં ઉડી જતે. પણ કહેતી છે કે,

> “કરમ વીનાના કોદરા તે જાને કયાંથી જાય
> કરમમાં લખ્યું એડીયું તે ઘી કયાંથી ખાય.”

તેમ કરમનાજ કાણા તાંહ હાલતો પુરોજ મુકોની! શેઠ ફરામજી બમનજી માસ્તર હસ્તકની ચંદનવાડી સ્કુલમાં, રણછોડભાઈ દેશાઈ માસ્તરને હાથે ગુજરાતી ભુગોળની સરસવતી લીધેલી, અને શ્રી બીલીમોરાને હીંગ કસ્તુરી ની ધુઇમાં વીલાટજ સમજી મુવેલા આએ હમારા દેશાઇભાઇની ફાંકડી સીસીલી અરે આઇ મીન સીમીલી,

> “આએ વેલાટની ખાડી ને પેલું લંડન શહેર
> વીલાયતમાં તો સમાઈ જાય ભાઈ મમભઈ જેવાં તેર.”

મગજ પર એવી તો સાબુદ હસાવેલી કે, રોજ સ્કુલ છુટે કે માએ પાસે રડી તટરીને બીસકોટનું ઘેરથી દોડીયું લાવી, સ્કુલની સામે બેસ્તી કાલી બોરવારી પાસે જઇ, અરધાનું લાલ બેર લઇ દુકાણી એકડી કરવા માંડી. આમ કરતાં જુગ ગયો. જમાનો બદલાયો, સ્કુલ લાઇફ કોલેજ લાઇફમાં ફેરવાઇ. સોલે સ્યાન વીસે ચ્યાન તેમ વીસાંનો મેઘબી વરસી ગીયો. પણ બોતડું ગરવા લાગું નહિ. અંતે ૧૯૧૭ નું ક્રિસ્તી સાલ તમારા સેવકને ફાલે આવ્યું.

મારો અંગત અનુભવ!

વાંચનાર ડીયર, તારા દીકરા જીવે! (એ આજે અવાણી કેમ બાએછ જો!) મકું જે એવા વખતે તારા કમતરીને બાડું ઝડપ્યું છે કે જે વખતે પરીયાંઓની રંગભુમી અને કાવાદાવાની

ક્વીન રંગીલી યુરોપ, આજે શોકના ડ્રેસીંગ ગાઉનમાં સજ થઈ છે. જ્યાં યુરોપ ને એશીયા ખંડ વચ્ચે આડો પડેલો પેલો સુફેદ દેવ મેદીતરેનીયન માહસાગર અનેક શુશોભીત, ફાંકડી કીશતીઓને તેઓના કીસમતને ફેજે પુગાડી ચુકો છે, જ્યાં મનોહર બ્રીટન સીપાહસાલરની સગનવંતી સજની ઈંગલીશ ચેનલ પોતાની સગાઈ ભુલી ગઈ છે, જ્યાં મહાસાગરોનો શાહ એટલાનટીક એકવાર પોતાની ચાંદની જેવી છાતીપરથી હજારો કીશતીને તેરવી લઈ જતોતો, તે આજે વીકરાળ બની બેઠો છે, અને તેવા સંજોગમાં યુરોપ ભુમીના દરશન લેવાં એ ખરેજ વાઘના જડબામાં માથું સોંપવા સમાન છે. પણ આંહી તો એકાંઉનટન્સીની પરીક્ષા પસાર કરવાની હતી, અને વળી ઘડી ચુકયા તો ભવ ચુકયા જેવો બારીક સમો હતો એટલે આપરે તો બા કમ્મર કસી. જે થાય તે ખરૂં ! કહે જે.

“ રણ ચઢયો રજપુત છુપે નહિ,
સુર્ય છુપે નહિ બાદળ છાયો;
ગંગ કવી કહે સુનો શાહ અકબર
દંભી છુપે નહિ ભભુત લગાયો. ”

ત્યારે ૧૯૧૭ ના ફેબરૂઆરીમાં જવાનું એટલે ૭ મહીનાની વોરનીંગ અપાઈ ચુકી. થોમસ કુકની ઓફીસમાં પેસેંજ માટે ઈનકવાયરીના ફટાકડા ફુટવા લાગા. ઉલટમાં ને ઉલટમાં ફરલાંગો મારતાં ફાંડયાંબી ચુકી જવાય, પણ તોબી યાર નજરમાં વીલાટ ને વીલાટજ ડોળા ખાય. કુકની ઓફીસમાં ફેબરૂઆરી માસમાં ઉપડનારી દરેક બોટની ખબર કાઢતાં માલમ પડયું કે, મેસેજરીસ મેરીટાઈમસની આગબોટ તો કોલંબોથી ઉપડેછે એટલે ધોબીના ગાંસડાની કાની હેલપટો થાય નહિ. માટે એ પર પુરો મુકાયો; અને ઈટાલીયન મેલ નો ટેરનું ગાડું

અરબીયા સંમેલન!

મહીનામાં એકજવાર ઉપડતું હોવાથી, એનીપરબી મોટો જેવો મહાબલેશવરી પપેટો દબાયો. અંતે પી. એન્ડ઼ ઓ. કું.ને હાથજ આપરી સરજત સંધાએલી કે શું, તે એના નામપરજ લોટરી આવીને અટકી; પણ એટલામાં અરબીયા જરમન જુહાકોને બસ પડવાના સમાચાર ફરી વળતાં, મુંબઈ બંદરે ખલભલાટ થઈ રહયો. દાણા બંદરયા દલાલોનો કરબી પીછોડી અંદરની હાથ મેળવણીનો સોદો ટુટી પડયો. ન્યુસપેપર-વાલાને કપાળે સોનાનો સુરજ ઉગ્યો, સત્તા બજારમાં ભાવતાલના સુરસુરીયાં ઉડવા લાગ્યાં, ટેલીગ્રાફ કુંપનીએ નફો કરી હવેલી બાંધી, દસ્તુર દાવરોની ભણામણીનો તપકો લંબાણ થયો, ઘેરમાંના દરેકની છાતીનાં પાતીયાં ધીલાં થયાં, સગાવહાલાંઓના ખરદેલા પગો ગલીચે બારાજવા લાગા, ને વચમાં કોલાબાની ખાડી જેવું ભંગાણ પડયું. ચાઆલોજી મનમાંજ પરણીને મનમાંજ અદરાયા કે કેમ! ડીયર ડીયર! હવે કેમ કરવું? માય તો એકના બે નહિ થાય, ને બાવાને જરાક દુનીયા ફેરવીને દેખાડયે તો કદાચ ધ્યાનપર લે નહિ લે એવો મામલો હતો. પણ બાવાની બોય ને સગાવાહલાંઓની નાડ એવી તો ફાંકડી, ને ફીસબી રીતે તમારા સેવકે હાથ રાખી હતી કે, ખરસેદજી માણેકજી કરી જવાની બાવાની બાજી પર કોપરાંનું દુધ અંતે ઢોળાયું. અંતે કંઈક પાઉંડ ચાવા ચાવી, કંઈક અરધો હંડરવેટ ફીલસુફી, ને ચારેક ડરામ અંકુસ જેવી અકકલ ધરાવતી સપલાની સુનાબઈજીઓનો સુરીયાનો સુનામખીનો કાહવો વગેરે જેરવતાં, અકટોબરબી પાણીના રેહની માફક ઘસડાઈ તણાઈ ગયો. નવેમબરમાં પેસેજ લખાઈ, રૂપીયા બસો ડીપાજીટના કુકને ભર્યા, ને તમારા સેવકના હાડકાંપાસરાં, અંતે પી. એન્ડ઼ ઓ. કું ની ફાંકડી સ્ટાઈલીશ 'લેડી ઓફ ધી લેક' કેલીડોનીયામાં હરી હામ પડયાં. ૯૫૦ રૂપીયામાં, આવવા જવાની બે વરસ ચાલે એવી સેકંડ કલાસ રીટર્ન ટીકીટ અને મારસેલ્સથી લંડન સુધીની

સેકંડ કલાસ રીટર્ન ટીકીટ સાથ સંજોગ જોતાં ઠીક છે ખરૂં, પણ ભાઈ મારા જો સુખવાસી જરની, મુંબઈથી મારસેલ્સને માર્ગે લંડન કરવાનો તમારો ઈરાદો હોય તો, ઓટની ભલે સેકંડ કલાસ ટીકીટ લેજો, પણ મારસેલ્સથી લંડનની પી. એન્ડ ઓ. એકસપ્રેસની ફર્સ્ટ કલાસનીજ ટીકીટ લેશો; એટલે ૯૫૦ માં ૨૦૫ ઉમેરીને ૧૧૫૫ માં તો આવવાની જવાની મારસેલ્સથી લંડનની ફર્સ્ટ કલાસ ટીકીટ, ને મુંબઈથી મારસેલ્સની સેકંડ કલાસ ટીકીટની ઉત્તમમાં ઉત્તમ મોજ ખુશીથી મેળવી શકશો.

પેસેન્જ ફેર

અલબત્તાં સુલેહના વખતમાં ઓરડીનરી કોનટીનેનટલ ટ્રેનો દોડતી હતી, પણ હાલમાં જે પેસેનજરો મારસેલ્સને માર્ગે લંડન જવા ઈચ્છતા હોય, તેઓએ પી. એન્ડ ઓની ટ્રેનમાંજ જવું પડેછે. જ્યાં બધી ફર્સ્ટ કલાસ બોગીઓજ જોડવામાં આવે છે, અને ફરજયાત આપણને ફર્સ્ટની ટીકીટની તીલી કપાલે ચોંટે છે. વળી તમારી પાસપોર્ટમાં ખુલ્લે ખુલ્લું લખી આપવામાં આવે છે કે "Available by P. & O Express only", એટલે પી. એન્ડ ઓ એકસપ્રેસ માટેજ પાસપોર્ટ ચાલી શકે. બાવા એ પાસપોર્ટ વગર તમો પાણીનો ગોટલો પી શકનાર નથી. પણ એ પાસપોર્ટ શું છે વળી! કોઈ મારવાડીનો લેવડ દેવડનો ચોપડો તો નથી ને? કેમને કોઈ ઘાલમેલની હુંડીપર કાસમ બજારનો છાપ હોય. નહિ રે નહિ. તમેબી શું સાહસું ચીકન જેવા ચણકા બનોછો જંત! જોવ ત્યારે સમજો. અંગ્રેજ સરકારની રૈયતનો કોઈબી આસામી, અંગ્રેજ હકુમત હેઠળના કોઈબી એક દેશમાંથી બીજે દેશ જવા માગતો હોય, તો તેને અંગ્રેજી કાયદાકાનુનો મુજબ તેના નામનો અમુક સરકારી દસ્તાવેજ નામદાર સરકારની સહી સાથનો લેવો પડે છે, જે પરવાનગી પાસને "પાસપોર્ટ" કરી કહે છે. આ પાસપોર્ટ મેળવવા માટે પોલીસ કમીશનરની ઓફીસમાંથી અરજી ફારમ જેને "એપલીકેશન ફોર્મ" કરી

પાસ પોરટના કાયદા કાનુનો

કહે છે, તે મેળવવો પડે છે, જેમાં જોઇતી વીગતો બરાબર સાહીથી ભરી, તમારી ઉમ્મર, તમારૂં નામઠામ ઠેકાણું, ચામડીનો કલર, કપાળ, નાક, કાન, આંખ મોઢું વગેરે શરીરના ભાગોનું ટુંક વર્ણન, કંઇક ચોકકસ દાઘા ખામી ખોડ ઇત્યાદીનો સંપુર્ણ ખુલાસો, ભાઇનો વેપાર વણજ, ભાઈ પરણેલા કે, પોણોસો દહીતરાં જેવી ખજુતરીઓના સરકલમાં ફરી, પોણી-સદીનો રેકર્ડ નોંધાવવા છતાંબી, કાચા કુમારાને ભીંડા જેવા કુમરા, એ સઘળું આગલું પાછલું જાહેર કરી તમારી હમેશ મુજબ જે સહી કરતા હોવ તે સહી, અને તમારા બખતાવર ચેહરાની બે કોપીઓ લઈ, પોલીસ કમીશનરની ઓફીસમાં જવું; અને કમીશનર સાહેબ જો પરવાનગી આપે તો ફાર્મ ભરેલો લઇ, કોટમાં રાજાબાઇ ટાવરથી બે ફરલાંગ ને સુમારે આવેલી, સેકરેટરીએટની ઓફીસમાં ત્રીજે માળે પાસપોર્ટ ડીપારટમેંટમાં એક રૂપીયો ફી સાથે આપી આવવો, એટલે પટયું; બે ચાર દીવસમાં તમારી પાસપોર્ટ ઘેર બેઠાં આવેલીજ છે. આ પાસપોરટ થી તમો દરીયાને માર્ગે લંડન જઈ શકશો; પણ જો, ફ્રાન્સમાંથી ટ્રેનને મારગે લંડન જવું હોય તો, ફ્રેંચ કોનસલ પાસે જાતે જવું પડશે, જ્યાં આંઠ શીલીંગ, ફ્રેંચ કોનસલ પોતાના મુબારક હાથ દસ્કત તમોને આપવાની તમારી પાસે થોકીને લેશે. પણ એ આંઠ શીલીંગ આંઠસો શીલીંગનો ખંગ વાળી આપશે તે આપરે તેની ઘટતી જગ્યા માટે મુલતવી રાખીશું:—

"કેલી ડોન્યા બદલાઇ નાખેનગ્રા ઠડી" આવી રીતે નવેમબરબી તીરની કાની ઉડી ગયો. ડીસેમ-બરની ભરતી ભરાતાં વાર નહિ લાગી ને જાન્યુવારીએ વખત જતાં તંબુ થોકયો. પણ હજુ તો નવાં વરસની ધમચકરી પુરી થાય, ક્રીસમસ પુડીંગ બરાબર પેટની તલેટીમાં જેરવાય. તેટલાં વરી કુકની ઓફીસમાંથી કનકોતરી આવી કે, કાલીડોન્યાની

કમ્મરમાં પવન ભરાવાથી ને દાકતરે બદામનું તેલ 'રબ' કરવા કહેલું હોવાથી તમારી પેસેજ નાએનઝાપર બદલી કરવામાં આવી છે. વરી આયે ધ્રુજારાની ધસકથી, મોઢાંની ચામડીનો રંગ કાલી ચાહેમાં એક ચમચી દુધ નાંખે એવો થએો, ને વીલાયતની વાતપર સુપડું ઢંકાવાની ઘડી આવી લાગી. પણ દીકરાઓ ધનજી બોટના, તમો હજુ આએ નાનકડા પારસી વીલીયમ પીટને ઓળખતા નથી! ધીમેથી સીરો પહોર જોઇને સેવકે શેતરંજપર એવો તો હાથ અજમાવ્યો, કે મોટા જડજનું ફાઇનલ જજમેન્ટ હમારી ફેવરમાં આવી ગયું, અને છેવટે મામા, બાવા, ને બેટાના બનેલા આએ ટ્રીપલ એલાયન્સે ફરેદુન કંપનીના દીદાર જોયાં. "આવો મુરબીઓ" ના મીઠા આવકાર સાથ પાથરણાંની જગ્યા બતલાવતાંજ, "બોલો સાહેબ, શું હુકમ છે" ની ક્રોસ એકઝામીનેશન શરૂ થઇ. બા હમારા આએ નાના ફડનવીસ જેવા નાનકડા નબીરાને વીલાયત મોકલ્યેછ, માટે એને જે જોઇયે તે ત્યાંની કલાઇમેટના બરનું કાઢી આપો. ને ફરેદુન કંપનીવાલાએબી સવારના કીયા હરમાનને તેલ નખાવેલું, તે ફલાણું તો નેસેસરી ને ચલાણું તો કમપલસરી કરી ખાંડી બંધ બતારો ભરાય એટલો સ્ટોક ખાલી કીધો. કંઇકે પાંચેક કુડી ટાઇઝ ને સાકસ, બે એક હંડરવેટ સદરા લેગા. દજનેક સુટો, એક પેટી ભરાય એટલાં સ્વેટરો, સ્ટાપલીશ તેવાજ ડ્રેશીંગગાઉનો, સ્લીપીંગ સુટો, ઓવરકોટો મળી, રૂપીઆ બારસો ચઉદસોના બતાસા થઇ ગીયા. કોઇ કમરખ જેવા ફુમરજીઓ કહે જે, તાંહ તો ડાર્ક કલરની ફાશીન માટે અહીંથીજ સાબ્બીની ચામડી જેવા રંગનાજ સુટ લીધેલા સારા. કેટલાક બંકેલોબીલ્સ બહમનજીઓ વરી ધનજી બામાની બહારમાં સીસોટી વજાડે કે, બા તાંહ તો બોલર હેટજ પ્રોસક્રાઇબ કીધેલી, બાકી જે સાદરાંની તોપસ તો ઓપશનલ! કોઇ પોણાશોની ભરતીમાં ફેરા ખાતાં બીચારાં, ડોસાં ડગરાંઓ

(સઉને ઘેરે અખ્ખઈ થઇને રહયાં) તે પોતાનું એોપીયમ આપે કે, બાવા પાંચેક દજન બંદુસ, લાલા બનશીને તાંહથી લેજોજો મરી જાઉં! તાંહ તો આંગપરબી બધો બરફ બંધઇ જાય. વળી કેટલાક સુખલા જામાશો એમજ એરોપ્લેન ઉડારે કે, "તાંહ તો રતના દરજીને હાથે સીવેલો તેલકોટ તો જોઇએ, ને બાઈ, ફોર્સથી જોઇયે." આવી રીતે બધાંને રાજી રાખતાં ચામડાંની ગરદન પર સાલીટ તેલ ને કેળનું પાતરૂંબી મુકવું પડયું. પણ આ પાનખર રૂતુ સમ ખરી પડતી સચ્ચાઇમાં કેટલું પોકળપણું હતું તેની કસોટી કરવી હોય તો, બોટપર હરીહામ પડેલા પેલી ગોરી ચામડીનાં ગુસ્તાદજી ગોરીમારો, જેઓ વચ્ચે એકલો અટુલો ને નસીબનો લીલો તમારો સેવકજ ઇન્ડીયન હતો તેઓનો, ડ્રેસલેસ ગેટઅપ તપાસો ને શીખો કે, આજકાલના આએ સકરકટી સીલોનીયાઓ, જેઓ વીલાયતની મુસાફરીએ આંટો મારવા નીકળે છે તેઓ, ચાર પંચે વીશ ને આંઠે ઉઠે અઠ્ઠાવીશ તો ગણતાં દોસા થયા, પણ મોટાં મોટાં પુછડાંઓ લાવી, ફેંકા ફેંકીના પમરાટમાં બીજાની સુધ્ધી બુધ્ધીબી, ઝબાનની પીછીથી એવી રીતે તો વાહીતવોશ કરી નાખે છે કે, અહીંનો બીચારો કોઈ ઓળ્યો દોળ્યો, જેને વીલાટ કેઇ પાંજરાપોળમાંથી છુટેલું જાનવર છે તેનોબી ભાસ નથી, તે સહેજમાં આ મદારીઓને હાથ રમી જાય!

પણ જો તમો વીલાયતની મટોરીનો શોરમ લેવાની આરજુ રાખતા હોવ, ને ટુંક ખરચમાં ટીપ ટાપ બની હનીને "હમબી નવાબ ભરૂચકે" ના આદરમાન સાથે લંડનની રંગભુમીપર બીરાજવા માંગતા હોવ તો, નીચલી બીના તમારી ૧૯૧૭ની ડાએરીમાં જરાબી સંદેહ વગર આજેજ તપકાવી લેઓ, અને સો તચના ચુન્નાની આ તમારી ટુંકી નોટ તમોને વ્યાજ સીકકે વસુલ કરી આપશે. યસ, આઈ એમ સ્યોર.–

શું શું લેશો! ને શું શું નહિ!!

ત્યારે ટેક નોટ! એ ફાંકડી હાથમાં ઉંચકી શકાય એવી ગ્લેડસ્ટન બેગ બસ થશે. જો ટ્રન્ક લેવાનો કસદ કરશો, ને કદાચ હાથના હાડકાં તમારા કમતરીન માફક સેગટાની શીંગ જેવાં પાટલાં હશે, તો ટ્રન્ક ઉંચકતાં હાડકું તોડી સબસ્ટીટયુટમાં બકરાંનો ટાંટયો ભાડે લેવા કાંહ જશો! બેગબી એવી સાઇઝની ને એટલી લાઇટ લેશો કે તમારી ગરજ સારે! સબબ કે હાલ વખત લડાઇનો છે. કદાચને પોરટર મળ્યો નહિ મળ્યો એ નક્કી કહેવાઇ શકાય નહિ. સાથે એક ફોકસ પેટંટની તડકાં તેમજ વરસાદમાં એક સરખી રીતે વપડાય એવી એક છતરી. એક સારી વોકીંગ સ્ટીક. ને મજાહનો જાડો ત્યાંની સખત થંડોને જવાબ આપી શકે એવો, ચેશતરશીલ્ડ કોટની જગ્યા પૂરીલી વાજબી ગણાશે. હવે બેગમાં શું શું લેશો તે જાણવું જરૂરનું છે. જો છ મહીનાથી વરસ દીવસ ગાળી નાખવું હોય તો, ૮ સદરા બસ થશે. બોટપર ઝાઝા બદલવાની જરૂર રહેશે નહિ, અને વળી જ્યાં જશો ત્યાં હાથમાંને સાથમાં ધોઇ આપશે. જો ડીસેમબરથી ફેબરૂઆરીની સીઝન પસંદ કરશો તો, આંઠ દીવસેબી કપડાં ઉતારવાનો વારો નહિ આવશે. પણ એપરેલથી ઓગસ્ટ વચ્ચે જવાની તમારી પસંદગી ઉતરી તો, પછી રેડસી માતા જરાક પોતાનું ભાખરા કરકરીયાનું ખમીર દેખાડશે. પણ તે વખતેબી સદરો રોજ બદલવાની જરૂર નથી. બે ત્રણ દીવસે સમજ્યા. જે તમારા પોતીકા અનુભવપરથી તમો જાણી શકશો. પાછું વોશીંગ કંપનીના હાલમાં લડાઇના વખતમાં એટલા તો ડર વધી ગયા છે, ને વળી માણસોની એટલી તો આપદા છે કે, આજે કપડાં આપશો તો નક્કી સાત દીવસેબી પાછાં ફરે તો વડવાઓના પુન! ત્યારે સદરાનું તો સેટલ થયું હવે. પણ બીજા તીજાનું કેમ! બીજા તીજામાં નીચલી ચીજો બસ થશે. જો છએક મહીના રહેવાના હોવ તો, ચાર ફ્લેનલ શર્ટ, બે સુતરાઉ શર્ટ, બે દજન રૂમાલ, બે થી ત્રણ કાળા તાઇઝ, બે કાળાં

શોભીતાં બે, દજનેક કોલર (જોઇએ તો હાર્ડને જોઇએ તો સોફ્ટ લેવો તેની ચીંતા નહિ) બે સુતરાઉ ને બે ગરમ સ્લીપીંગ સુટો, એક ડરેસીંગ ગાઉન, ત્રણ સુતરાઉ સફેદ પાટલુન, બે સફેદ લાઇટ કોટો, એક કાલો ને એક ગ્રે-ફ્લેનલનો સુટ, અરધો દજન સાકસ, એક સારા માહેલી ફેલ્ટહેટ, ને એક કાળાં બુટની જોડી, પુરતું છે. ટોઇલેટમાં દાંતનું મંજન. ટુથ બ્રશ, હેર બ્રશ, નીપ્યો, આંગે ચોરવાનો ખીસો, જો સેન્ટ અત્તરનો શોખ હોય તો એક નાની પરફ્યુમની શીશી, પીયર્સ સોપના શોખીન હોવ તો પીયર્સ સોપનો બાકસ, એક ટુવાલ, બે નેપકીન, થોડાંક લખવાના કાગજ એનવેલોપ, જો નોવેલના શોખીન હોવ તો બે ચાર નોવેલ, એક નાનુ ખડતલ નીકલનું રીસ્ટ વોચ, ને બડેખાંને ધપધપીઆંમાં મુછના આંકરા દઈ ફરવાના હોવ તો, તમારા નામના કાર્ડો સાથનો કાર્ડ કેસ. પુશકળ થયું! બંદુસ ટકીયા તો, બોટમાં ને ટરેનમાં બન્ને ઠેકાણે મલશે, એટલે હોરત ઉપાડી લેવાની જરૂરત નથી. પણ ખુદ લંડનમાં તમોને તમારા ટેસ્ટની, સારી કોલીટીની, મનપસંદ, ને વરી સસતી ને સીગનપોરની જાતરા એવી ફાંકડી તો બ્લેનકેટ મળી શકશે કે, જો કોઈ એકાદ પોરીનો દોળો ખોબાયો કેની તો, બંદુસના ઓઠા હેઠળ તમારીપર જાનપ્રાણ આપશે. જોઇએ તો અખતરો અજમાવી જોજો, પણ પહેલાં જરા વીમા કંપનીના એજંટની મુલાકાત લેશો તો ઠીક. ટુકમાં મારી સલાહ એ છે કે, તાંહ ખપજોગી ચીજ ધીરે સાંસતે લેશો તો કાંહ નાહસી જવાનું છે! જગેજગ ને ઠારેઠાર દુકાનો છે. સાથે પેલા 'બોરીયાં ચારસા' યા "ચીનાઇ ગાજની સાડી આવી છે" જેવા ફેરયાઓ આગળ બુમ પાડતા ચાલે, ને પાછળ કુલી બાર મણનો બોજો ઉચકી બળદીયા સમ ધસડાય તેમ, ગ્રેટબ્રીટનમાં ગાંસડો ધસડવાની વકી રાખશો તો પોરીઓને હાથે તુંપાઈ પીખાઇને પુરાબી થઈ જશો! અગર જો તમોને કોઇબી એવા હાસમજી કાસમજીઓ લુલકાવે કે, "આ મુંબઇથીજ તનછોઇ

ને તાસા સીલ્કના તાકા ઘસડો, ને લંડન જઇને નહિ ખપ લાગે તો સેલ કરજો," તો મારી તો ફરી ફરીને એજ એડવાઇસ છે કે બીલકુલ કાને હાથ દેજો. પછી તો તમો સાહેબ મુખ્ત્યાર છો! ખીસામાં ચાનજીભાઇઓ ખુબ જોર કરતા હોય, અને તમારા જેવા પોચ્ચા પચ પપાંઉ જેવા "અંતકરણથી કદાચ નહિ જાળવી શકાય તો, આએ કમીની કલમ સાથ બેલાશક પત્રવેહવાર કરજો, ને રાતે જે બસારત થશે તેનો, સવારે તમોને રોક ને થોક જેવો જવાબ આપી દેવશ કે, "આ આએ પનીર ખાઉં છે ને આએ મોરૂં. કહેતી છે કે."

ફેશનયા માટે અગત્યનું!

હીરો લેઓ તો એબ વગરનો આપી પુરૂ દામ,
પુછ આપે પણ સુજ નહિ આપે તે વેપારી નામ,

(શ્રી રોઝગર વાણી)

કેટલાક સાહેબોનું એવું માનવું છે કે ત્યાં બધા બોલરહેટ પહેરતા હોય તો. આપરેબી તેમજ કરવું. જો કોઇ બીડીબી ફુકતા હોય તો, આપરેબીઅરધા ફુટનો ચુટારો ગોહમાં ઘાલી ધુમાડો કાઢવો. કેટલાક દોઢ ચતુર બાપો પોતીકા દીકરાઓને આવી રીતનું ન છાજતું ઉત્તેજન આપે છે, ને વીલાયતમાં જેમ બીજાઓ ચાલે તેમ તાંહ નીં ફેશન મુજબ ચાલવાને, પોતાના પોરીઆનબા લીકટ આપે છે, જે લીકટથી કોમની ઉચરતી ઓલાદનું બંધારણ, કેવાં ધોરણપર રગાઇ કોમમાં સડો પાડે છે તે પાછળથી આપણે જોઇશું. માટે ઓ મારા હમદદાનો, કોઇની નહિ તો ફકટ દુનિયાની શરમ કાજ, તમારી કોમનું હીત હદે જાળવજો. ભલે પઘડી પક્ષીપર સદાની મેચીસ મુકજો, પણ જ્યાં સંપની પાલ બંધાતી હોય ત્યાં તમારી હટડી ચની લેજો. અનરે દસ્તુર દીનયારના દાનાઇ ભર્યાં સખુના ગાંઠે રાખવા વાજબી ગણાશે કે, "બેટા જાગ આપાનું જેમ થાનું આવું છ, તેમજ તાહેબી થાવા દેજે. મનથી

નીથીજ મરજો, ગવશનીથીજ ગરઝજો ને કુનશનીનાજ કાર્ય કરજો". ફ્રોક કોટ ને ચીમની તોપ તોપીની ખાસ કંઇ અગત નથી, પણ જો તમો વળી એ. બી. સી થી ઝેડ સુધીની ડીગ્રી, ડીકસનરીના સઉથી મોટા બોલ આલફાબેટના જ્ઞાન વગર ધરાવતા હોવ, વળી ખાનસાહેબ ને ગોરસાહેબ જાતે, એટલે ફુલ વગરનું માન પાન તમારે પઇસે તમોનેજ વેતરનાર, કોઈ થોનસન જોનશનને હાથ મેળવવાની વકી રાખતા હોવ તો, પછી પેલો કહેવાતો, ફ્રોક કોટ ને ચીમની હેટ ત્યાંથી ખરીદી લેવા વગર છુટકો નથી. જો કે આ તમારા હકીરફકીરને તો ઘણાક મોટા ડીનરો પર ઇજનો થયાં હતાં, પણ અત્યાર સુધીમાં ડીનર જેકેટ સીવાય ફ્રોક કોટનો ઝાંખો પદછાયોબી મગઝના મેજીકલેનતને મારા નઝરપર નાખ્યો ન હતો. વાત કંઇ છે! વળી કેટલાક સાહેબોનું એવું સજેશન છે કે, ફાલ્સ ફ્રન્ટ ને કફ લીધાથી શર્ટ ઓછાં બદલવાં પડે છે, પણ તે સાહેબોના મત સાથ હું મળતો થતો નથી. ફાલ્સ ફ્રન્ટને કફ ફકત મજુર વર્ગ માટેજ છે, અને જ્યારે તમો વળી ચાર પાંચ આંગળપર મટોડું વાળવા ત્યાંવેર સીધારો તો, સો ખરચીને સવાયાંની વાન કરી, અગલી હેલ જેવા દેખાઇ તમારી ઇજ્જત ચના મમરાની કાની વેરી આવશો, કે જરા સોસાયટીમાંબી ઓઘાસો મોઘાસો? હું એમ નથી કહેતો કે બસ હઝારો રૂપીયા શર્ટ પરજ ખર્ચો; પણ મારૂં કહેવું એવું છે કે, એવામાં ખરચો કે જે ગવાય, ને પાછા મુંબઇમાંબી કામ આવે. આ બાબદપર મેં ત્યાનાં ઘણાક સારા યુરોપીયન પ્રોફેસરોનો અભીપ્રાય લીધો હતો, ને તેઓનીબી એવી માન્યતા છે કે, ફ્રન્ટ ને કફનો તો ખાલી ઉકલેલા ભેજાનો ધખારો છે. જો ખાતરી કરવી હોય તો મુંબઇમાંજ લેડલો, ઇવાન્સ, ફ્રેદુન, ચાંદાભાઇ, કે બીજી કોઇબી ફર્મમાં જઇ ખબર કાઢજો, ને તેઓના જવાબો તમારી ડાયરીમાં તપકાવી લેજો. વળી કેટલાક સાહેબોને મુંબઇના ફાશીનના રતના કોરજીને હાથના સીવેલાં કપડાં માટે

કહેવાતા ફાલ્સ ફ્રન્ટ!!

જરાક "સુધની માયનું પેટ બળે" તે મકુંજે સુધ છે. કહેજે ફેરેદુનને ચાંદાભાઈના કટ તો સાંધરા અઢીસો જેવા. અલબતાં આએ "હંડરેડ હોલ્સ ને ટુ હંડરેડ એન્ડ ફીફ્ટી કટ" માટે કોઇનુંબી ધ્યાન ખેંચાવાનું નથી, છતાંબી તાંહથી સારા કટ ને સ્ટાઇલનો એક સુટ લીધો હોશે તો, મુંબઇના લીધેલા ત્રણને જવાબ દેશે, એમ હું ગેરંટી આપુછું. મુંબઇ તે મુંબઇજ, ને વીલાટ તે વીલાયટજ જો! પણ તમોબી શું કરશો જો, 'કટ' બોલજ અંગ્રેજી છેની! પણ આવો શોખ કાંઇ મોઢેમોઢેજ પુરો પડે છે કે! એ તો વીલાયત ગયા તો પાંચ એમ કે, પંદર એમની આવણુ જાવણુ થવીજ જોઇયે. પણ વરી કોઇ મખમલી મુરંબી ઓના મગઝમાં રેશમી કીડો ચવરી આવતાંજ સવાલ કરશે કે ફીરોઝગરને કાંઇ ખાડો ખણોચ્યું નડે છે કે નહિ! કહેજે "કહેરે મોઢાં તને શું ભાવે," તેમ લાંબી લાંબી ખરચની ટીપો શાની બતાવે છે? એક તો લડાઇના વખતમાં લાવે કીયા કાહનજીને તાંહથી! વાહ, રાજા બોલ્યા ને દહાડી હાલી! કીંગ સ્પોક એન્ડ બીઅર્ડ બાઉડ! પણ હું એમ કહું જે લાલ મરચાં જેવા અમઠા તીખ્ખા શાના થાઓછ! વીલાયત કંઈ ઘડી ઘડીને તેબી

જંદગીના મોટા ફઈસા પઇસા બધાઓથીજ જવાયછ શું! જેના બાપદાદાઓએ ચોરીયાસી અવતાર ફરીને છેવટે આદમ અવતાર લીધેલો, તેનાંજ એતો કામ જો! ત્યારે મકુજે એ સુખદુખના ખણખણતા શહેનશાહને સર અવસરે સાચવેલા હોય તો આએ ઘડીએ કામ આવે કેની! ગ્રેટબ્રીટનમાં રહેવું તે કાંઈ મોટો રજવાડો પાલવા જેવું નથી. જો મહીને દીવસે ૨૦ પાઉંડ યાને ૩૦૦ રૂપીયા ખરચશો તો શેઠ્યાની માફક મોજમજાહ કરી શકસો; તેમાં નાટક સીનેમાં, હોટેલ, અને બીજી મોજશોખ બધું સમાઇ ગયું! પણ જો ભપકાદાર એરીસટોક્રેટીક હોટેલમાં રહેવાનો ઇરાદો હશે, રોજની ટેકસી કુદાવાનોજ આઇડીયા મગઝમાં રમતો હોશે, નાટકને સીનેમામાં રોજ ઓરકેસ્ટ્રામાંજ જગા રીઝવર્ડ કરવાનો કસદ

કરતા હશો, તો તો પછી હઝાર રૂપીયાબી પાનને ચુનો લગાડો એટલામાં ચટણી થઇ જશે. પણ ડીસંટ બોરડીંગ હાઉસમાં, ડીસંટ ફેમીલીમાં, ઘરઘતું સુખ સગવડ ને મનપસંદ દીશીશો, હોટેલને તકકર મારે એવી જોઇતી હોય તો, મારી માફક ત્રણ પાઉંડ વીકના આપી કોઇબી સારી ફેમીલી શોધી કહાડજો. બનતાં સુધી ખરચની કરકસર કરી ટેકશીનું કામ પડે ત્યાં મોટરબસ અથવા ટયુબ ટ્રેનનો આંખ વીચીને ઉપયોગ કરજો, વળી જ્યાં તમારા થાંભલા જેવા પગનો ઉપયોગ થઇ શકતો હોય ત્યાં, એજ વગર પઇડાંની ગાડીએ કામ લેજો, અને તમને દોરીયાના ટાકાપર સાકરના શીરાની સહી વટી લખી આપુ છુ કે, "એો પ્રીય બંધુઓ, તમો મુંબઇ કરતાં દશગણી સરસ રીતે રહી શકશો." જો કે વખત લડાઇનો છે. આખ્ખા ગ્રેટબ્રીટનમાં તેના છાંટા ઉડયા છે, મોઘવારી માતાનું રાજ શરૂ થયુ છે, ખાવા પીવાના ઘણીક જગ્યાએ વાખા છે, એકનું દશગણું દામ આપતાંબી કોડી ભરીને સુખના ચોખા માંગો તો મળી શકતા નથી, છતાંબી રૂપીયા ૩૦૦) દર માસે ઘણાજ થયા. પણ ટેક નોટ, આએ તો લડાઇના વખતના ગીતો ગાંઉછું, કદાચ સુલેહના વખતમાં જશો તો, એથી અરધી રકમમાં બી રહી શકો એ બનવા જોગ છે. આ પ્રમાણે જેટલા મહીના રહેવું હોય તે હીસાબે, ખરચ ગણી કાઢી તેટલી રકમની ગોઠવણ કરવી. પણ છેક લંડન સુધી જશો તો, સગા વાહલાંઓ, દોસ્ત આસનાઓ માટે પાંચ પચ્ચીસ કવરા કરી કંઇ યાદગારીની મનપસંદ ચીઝોબી લેશો કેની? માટે મારૂં કહેવું એમ છે કે, સાથે પચાસ સો પાઉંડ જાસ્તીજ હોરી લેજો.

કુકની સરકયુલર નોટ. ઘણા કામના છે. બનતાં સુધી કુક એન્ડ સન્સની પાંચ પાઉંડની સરકયુલર નોટોમાં રોકેલા સારા; સબબ કે કુકની આખા યુરોપમાં આંત જબરી ને બહોલી છે, વળી જહાં જાઓ ત્યાં એ નોટો ચાલે છે, અને દાબો હાથબી કોઇ ભુલા ચુકાનો માબાપ કરી જાય. તોએ તમારી અનામત સલામત છે. સબબ તમારી

'સ્પેસીમેન સીગનેચર' યાને તમારા પોતીકા દસકતમાં તમારી નમુના દાખલ તેઓ સહી લેછે, જે સહી તમોને આપેલી ઓલખાણ પત્ર ધરાવતી ચોપડીમાં તેઓની હાજરીમાં તમો મુકો છો, અને પાછી તેવીજ બે ત્રણ તમારા નામની સહી અરજી ફોરમપરબી તમો આપો છો, અને આ સહી મુજબ તેઓ જ્યારે તમો નોટ વટાવા જાઓ ત્યારે, નોટની સહી તપાસીલેવામાં ચોક્કસ રહે છે, અને વાંધો પડતાં પુષ્કલ બારીકીથી કેડ ખબર કાઢી પઇસા આપે છે. હમેશાં આએ નમુનાની સાહીવાળી ચોપડી, અને સરકયુલર નોટ બુક બન્ને સાથે ન રાખતાં જુદા જુદા અંદરના ખીસામાં સાચવેલી દાહપણભર્યું ગણાશે. પણ ઉપલી સરકયુલર નોટમાંજ બધા પઇસા રોકવા કરતાં, જે આંહીની બેંકની બ્રાંચ લંડનમાં હોય તેપર, ડરાફ્ટ લીધેલા હું વધુ પસંદ કરીશ. જેમ બને તેમ મારૂં કહેવું એમ છે કે, સગવડ ભરી રીતમાં જોઇતા આ જીંદગીના શાહને સાચવી લેવા વાજબી ને કાયદાસર છે. સબબ એ વગર, તમારેથી પાણીનો ઘોટ નથી પીવાવાનો! નરમ બીછાનાપર તમારી મરોદડાર ગરદન રાહતની નીંદ મેળવી શકનાર નથી. તમારૂ સુંદર સરોવર જેવું શરીર પોતાનો સુનેરી રંગ ટેકવી શકનાર નથી. એતો

મબ્બાસા મદીલા શુ લેશો !

પૈસો સુખ કરાર છે, પૈસો મેળવે નામ
નીર્ધન હાથ રૂપો ઉડે તો, નીર્ધન મેળવે રામ,
પાણી બોલે મુખ થકી, જમીન છેડો ક્યાં;
પૈસો બોલે મુખ થકી, મુજને તેડો ક્યાં;

(ફીરોઝગર વાણી)

ત્યારે પહેરવેશ ને તેનો પેદા કરનાર પૈસાપર પુરતું વીવેચન કરવા બાદ આપણે ગુફતનું દારૂખાનું ખોલીયે, નહિ તો કોઇ કહેશે કે આ બધું હાઉસન જાઉસન લીધું પણ ચવેણું કેમ

વીસરી ગયા! અલબતાં પારસી, હીંદુ, મુસલમાન, દરેકને ચવેણું ને મોહસવાદીયું તો જોઇએજ જોઇએ. લંડનમાં કાંઇ હરી વીઠુલના શેવગાંઠીયા, ને શમસુદીન કમરૂદીનના પમરતા બનાના હલવા મળવાના નથી. વળી જેઓએ ઘેરની સ્વાદદાર, એક માઇલ દુર રાંધણી હોય તોબી તેની સોરમ નાંકનો દાંડો તોડી નાખે એવી, ઘીની ગગરતી ડીશીસો ખાઇને હાડકામાં પચાવેલી હોય તેઓને, સ્ટીમરનું ફીકકુ ફ્ચ બાફેલું, અને કંઇક વરસોનું તીનમાં ભરેલું ખાણું, ગળે ઉતરવાનું નથી. કાંહ પેલા સાવલા ગોસવાલાને તાંહના તાજાં ગોસમાંથી બનાવેલાં નાન કવાબ, ને કાંહ આએ ગોવેગરી કેરીના શાખા જેવું ખારૂં અગર બીફ! માટે મારા મહેરબાનો પહેલેથીજ તમારા કાણાં ખોલીને કહુંછ કે, અહીંથી તેવોજ ફરમાસુ ને ભારોભાર એસંસથી મઘમઘતો લીલો સુકકો હલવો, તથા જો બની શકે તો થોડો સ્ટીમરમાં ચાલે એટલો, એક નાની બરણી ભરીને રૂશતમપાક ખરેજ બહુજ કીંમતી વસાણું થઈ પડશે! ખાણાપર ફાંકડી ઈંડીયન ચટણી તો છેજછે, એટલે અહીંથી અચાર મુરંબો ભરી લેવાની જરૂર નથી. ઉપલી ચીજો જ્યારે પેટમાંનો ગજખ જરપચ થઇ જાય તાહરે બેદાણા મોહ મટમટવા માટે ઉત્તમ ગણાશે, પણ એમ કરતાં, મોટી ચોખાની કોઠી ભરીને રૂશતમ પાક, ને કેરોસીન તેલનો દબ્બો ભરીને હલવો લેતા ના, નહિ તો "પુન કરતાં પરલોક ગયો" તેવો સોદો નહિ થાય! માઈંડ યુ!!

હવે ઉપડવાનીજ ખોટી! ચાઆલો હવે આપરે આપરા બેલાર્ડ પીઅરથી બ્રીટન તરફ આવવા, મોદીખાનાના બંદરની પેલી થંડી છાપડી શોધીએ. બરાબર, એમાં આમ બાબદ છે ના! આમ રાચ રચીલું રચતાં ને મુસાફરી ફુરચણ એકઠું કરતાં, જાન્યુવારી એબી પોતાની કોડ મરડી, ને સગનવંતો ફેબરૂઆરીબી આવી લાગ્યો. જેમ જેમ દીવસ નજદીક આવે, તેમ તેમ હોશ

મલટીપલાઇડ બાઈ ફીઅર ગીવ્સ ધી પ્રોડકટ પગના ટાંટયા ગેરયાદાસ, જેવો આપરો અવતાર થવા લાગો. ઉંઘ કહેજે આવું નહિ, ને ભુખ કહેજે જાઉં નહિ, આમ કરતાં તા. ૨૧ મી

તમેબી એમજ કરજો હાં! ની સવાર પડી. સહવારના પોરમાંજ ચોક ચાંદન ને તોરણના સગનથી ઘેર વાજી ગાજી રહયું. "પોરીયાંઓરે, વેકોરે, બંદર પર જવાના કોણ છેઓરે" નો મેસેજ ઘરના હાકેમ તરફથી સર્વને મલ્યો. માએજીએ "મારો પહેલ વહેલો દીકરો મરૂ વેલાટ જાય" કરી ધાન દાળ, રામસનો પાટીયો, સેવ, દહી, કેરાં, ખાન, વગેરેથી લચલચતું સઘરાણું તૈયાર કરાવ્યું, અને ઘેર રંગરાગથી હલીમળી રહ્યું. સવારના આંઠથી અગ્યાર વાગ્યા તક હાર તોરાની હાર લાગી. બંદરપર આસરે પચાસેક હાર તોરાના દગથી એલાર્ડ પીઅરનો કીનારો મઘમઘી રહયો. જે મહેરબા--નોએ આ નાકેશ કલમકશને વીદાયગીરીનું માન આપવા બંદર પર હાજરી આપી હતી તેઓની ચશમમાંથી, તથા જે જે ગોરા સાહેબો ને કામચલાઉ આફીસરો, જેઓની આખી પલનણ વચ્ચે આ કમતરીન એકલોજ હતો તેમના દીમાગમાંથી ઉપલો દેખાવ કોઈ કાલે વીસરાશે નહિ!

મેદીકલ ઇનસપેકશન આખરે ચારબી થયા ને મેદીકલ ઇનસપેકસન શરૂ થયું. માત, પીતા, ભાઈ, બહેનો, સગાં વહાલાં, દોસ્ત આસનાવ વગેરે સર્વ કુટુંબીઓના મંડળને ગુડબાઇ કરી, નાનકડી દયાની ઝુપડી ને દરવાજે દયાના દાસના કોલ માટે આતુર જીવે ઉભા, એટલા માં આપરી વારી આવતાં આપરે તો ધીરેથી અંદર પગલાં લંબાવ્યાં, ને નાડીવઇદ જેમ હાથનો પોંહચો ચાંપી બોલી નસની અરધા આંગળની પાઇપમાંથી લોહીનું વહેવું તપાસી જોય તેમ, મોટા દાકતર સાહેબે અવળે હાથે નાડ તપાસી આંગલી ઉંચકી કે, 'ઓલ રાઇટ' એટલે આપરે સીધ્ધા ટીકીટ લઇ ઓરડી છોડી ગયા, ને, પોલીસ પહેલવાનને ઉપલી ટીકીટ

આપી પી. એન્ડ ઓ કુંપનીનીખાસ તેનડરમાં ધીરેરહીને ઘેર કીધું.

લગેજ હવે 'લગેજ' માટે બે બોલ છેવટના અતરે તપકાવી લઇશું. જો તમારો સામાન ઘણો હોય, યાને વેલાટ જઇને ઘેરબારજ વસાવાના હોવ, તો પછી તમારા લગેજને સવારના પોહરમાં બંદરપર મોકલી દેજો, અને કસતમના આદમીઓ તેનો બરાબર વજન કરી, જેટલો સ્ટીમર કુંપની તમારી ટીકીટમાં 'અલવ' કરે, તેટલો વજન બાદ કરી, તે ઉપરાંતના વજનનો ચાર્જ તમારી પર કરશે, અને બીલ ચુકવી કસતમના માણસોને સામાન સોંપ્યો કે પછી હલકા ફુક જેવા તમો તમારે ચાલ્યા જજો. જો વળી દશબાર પાઉંડ હશે તો કદાચ એકાદ કસતમના કોલસા ઓફીસરની હથેલી ચાંપવાથી, 'પાસ' બી થઇ જશે; પણ વધુ હશે તો ઝરરાક કડાકુત તો છેજ તો! બનતાં સુધી જગાતની ચીજો બોટમાં ખુદાકાજ લેતા ના, નહિ તો મારસેલ બંદર પર ફ્રેંચ ઓફીસર ને હાથ પસાર કરવી મુશ્કેલ પડશે. જો સહેજબી શક ગયો તો આખી પેટી ખોલાવશે. માટે બહારગામ જઇ નાળીયેરી પુનમનો વરઘોરો કાઢશો માં. એકવાર સામાનનો કસતમના માણસોએ ચાર્જ લીધો કે પછી તમે તમારે નચીંત રહોની! બોટ પર જાઓ ત્યારે કેબીનમાં તમારૂં રાચરચીલું ગોઠવીને તૈયાર મુકેલું તપાસી લેજો. આવી રીતે ટેનડરપર તમારા સેવકે જગ્યા લીધા બાદ, અરધા એક કલાકમા તો બંદરપર ઉભાં રહેલાં મહેરબાનોના હુરરેના પુકારો, રૂમાલોના વાવટા, તથા "પ્લેઝંટ જરનીના" સગનવંતા સખુનો સાથ, આ કંપનીની નાજુક દુકતી છુમક

પાંજરેથી પોપટળ્ઉ રે વાસીયા છુમક કરતી કે હંકારી ગઇ, ને પાએક કલાકમાં તો પોતાના પેટાખાનામાંથી કોલસાનો હાય સોસારો કાઢતી, પી. એન્ડ ઓ કંપનીની નાનકડી મેલ બોટ, 'નાએનઝા' ના મુબારક દરશન કરાવ્યાં. ટેનડર બોટ પાસે આવી લાગતાં બરાબર બધાઓએ

૪-૩૦ કલાકે નાએનઝાપર

અંદર જીપલાવવા શરૂ કીધું, ને "ચોર કેબીન નંબર સર" ના મોભા ભર્યા સવાલ સાથે સેકંડ સેલુન સ્ટુઅર્ડ સાહેબે આપરી કેબીનના ગોવાનીઝ સ્ટુઅર્ડને કેબીન બતલાવવા કહી.

"કેબીન"

ચાર હુમારે મહેલમેં ઈદ મુબારક

આ તે તરતા મહેલની ટુટક બાજુની ત્રણ બર્થની સાંકડી પણ ફાંકડી કેબીન હતી. એક બાજુએ બે બર્થ એટલે બે બેડ, ને પોર્ટ હોલ બાજુએ એક બર્થ એટલે એક બેડ મળી, કુલે ત્રણની સગવડ હતી. બર્થોની ગોઠવણ એક પર એક એમ હતી, જ્યારે પોર્ટહોલની બાજુમાં અલાહેદી એકજ બર્થ હતી, જે આપરી મનશની પ્રમાણે આપરે ફાલે આવી હતી. મારી સાથે મારા કેબીન ફ્રેન્ડ તરીકે, ભાયખલા પરના અલેકઝાનડર ટેરેસવાલા અમેરીકન ડાકતર બેન ડી. ડી. એસ. હતા હવે આપણે આ કોસમતને હીંદોલે લાડ લડાવનાર કેબીનનો ઠાઠમાઠ નીહાળ્યે. દરેક બર્થ આગળ એક એક નાની બત્તી, અને સેનટરમાં મોટી એકમળી ચાર વીજલીની બત્તીઓ, ને વચ્ચો વચમાં એક મોટો પંખો વીજલીકળાનો ઉત્તમ નમુનો નજરે પાડી, ઘડી ભરમાં દેવલોક થનારા આ રેશમી જીવડાને ટુંક મુદત માટે બહેલાવતો હતો. કેબીનની ભોંયપર, એક સુંદર લાલ ભરેલો ગલીચો બીછાવેલો હતો. કોણજાણે માનેકજી પીટીટની મીલમાંથી તો ખાસ બહાર નહિ પડયો હોય! બાજુમાં એક નાનકડું પ્રીટીસ્ટુલ, ને બે મોઢું ધોવાના બેસીનો સાથની આરસીવાલી સાફડિ કેબીનેટો ગોઠવેલી હતી. આ દરેક કેબીનેટ પર બબે પાણીના ગલાસો ને એક દીકાનડર, પીવાના પાણીથી ભરી મુકી છાંડેલી હતી. બેસીનમાં થંડા પાણીના કાર્કનું ફીટીંગ કીધેલું હોય છે, જેમાંથી મોઢું હાથ ધોવા જોઇતું પાણી મેળવી શકશો. વરી બેસીનમાં બબે સાબુના ગોળા પણ મુંકલા હોય છે, એટલે જોઇએ એટલો સાબુ વાપરો, કંપની માલેતાજાર છે. જોઇએ તો મોઢે ચોળો, યા જોઇએ તો બદામી હલવા તરીકે ખાવો!

એક ખપ્યો કે બીજો તૈયાર છેજ! આવી રીતે આ હમારો આલીજાહ ડ્રોઇંગ રૂમ, તેને બરનાજ ઉપલા આરટીસટીક ફરનીચરથી ઓરબી દીપી રહયો હતો. બીછાના સાથે મેં કહ્યું તેમ, એક સફેદ પી. એન્ડ ઓ કુંપનીના નામ સાથનો ગરમ બંડુસ, અને એક નરમ સુવાળો ટકીયો કંપની તરફથી વપરાસને કાજ મળે છે. તેમાં બ્લેનકેટ તો સમજ્યા, ઠીક છે. મુસાફરીમાં હાડકાં પાસરાંને, અજમાના કે ખસખસના પોસના સેક કરતાં વધુ ગરમી આપી શકશે. પણ તે ગરીબ બચારો ટકીયો! જો તમારી પાનસેરી ઘેરમાં રેશમના પીછાંની નરમ સુવાળી સેજપર આરામ લેતી હોય તો, તમારે લાયક ઘેરથીજ આ આરામ સેજ સાથે લઇ લેશો કે પછી ખટપટજ નહિ. વળી હાથ મોઢું નુછવા દરેક પેસેનજરને માટે એક તુવાલ ને એક નેપકીન તો છેજછે. જોઇએ તો સાતવાર મોઢું ધોવ કે રાતે બાર વાગે ઉઠી દાતણ કરો, પણ રોજનો કોરો કકરતો નેપકીન ને તુવાલ તો તમારે વાસ્તે રીઝવડજ હોશે, એટલે આપણને તુવાલ ને નેપકીન સાથે લઇ જવાની ગરજજ શાની! સફાઇ સુઘડાઇ માટે પી. એન્ડ ઓ કંપની જેવી બીજી કોઇબી કંપની નથી. એની ઉત્તમ મેનેજમેંટ, ફાંકડી ડુટક પરની એરેંજમેંટ, વઇદ ઓસડ તૈયાર, ખાની પીની ચીકાર, તારે ખોટી શાની કહો નામદાર? પણ ખબરદાર, દરેક કેબીનના બર્થ પાસ એક એક કોલબેલ તો છે. જયારે જોઇયે ત્યારે બટન દાબો ને જે માંગો તે બેઠાં બેઠાં હાજર કરવા આ કંપનીનો બહોલો સ્ટાફ તમારી સેવામાં સફ સફારી ઉભોજ છે! વળી તમારાં કપડાં લત્તાં મુકવા સારૂ ખુટીઓ બી અંદર જડેલી છે, જેથી જે રોજના પહેરવાના કપડાં હોય તે સહેલાઇથી તેપર ઓળાવી શકો. કેબીનની અંદર તમારા સ્ટુઅર્ડના નામનો કાર્ડ પીન કીધેલો જોશો જે પરથી તેઓના નામ તમો જાણી શકો. દરેક કેબીનની અંદર લાલ ને બલુ સાહીથી છાપેલી એક નાની નોટીસને

તમો હમેશાં જોશો, જે પર હમારા વાંચનાર મહેરબાનોનું ખાસ ધ્યાન ખેંચ્યે છીએ, કે જે બરાબર સ્ટડી કર્યાથી, આ કંપનીના કરવૈયા કારકુનોનો સહેજ ખ્યાલ આવશે.

## NOTICE.

Information for Passengers.

અગત્યની નોટીસ

The Commander will hold an inspection of the ship and cabins at 11 o'clock every morning, and the company will feel obliged if passengers will afford him every facility in carrying out this duty.

The commander will during his inspection and at all other times, give special attention to any complaints touching the comfort of passengers.

The following is an extract from the Book of regulations for the safe and efficient navigation of the company's steamships:—
"Passenger's amusements are to be cared for so far as may be necessary by the Purser's department, and the commander will ensure that this department shall have any necessary assistance from the chief officer's staff.

A deck steward is to be detailed to wait on passengers in respect to games and amuse-

-ments generully. He shall be distinguished in some way, so that passengers may commu-nicate with him readily.

The company are not responsible for Baggage but insurance may be effected against loss or miscarriage on moderate terms at all the company's offices.

In this connection it is desirable that passengers should use every precaution in regard to money, jewellery, and valuables which may be handed to the purser or steward in charge for safe custody. Carefulness in this respect is especially required at the various ports when strangers come on board in considerable numbers.

On account of the number of thefts which have been reported as having taken place on board the company's steamers, the Directors, have been obliged to give orders to prevent the admission of all Pedlars or other Tradesmen on board their steamers, at intermediate ports, and they will feel greatly obliged if passengers will do their utmost to spport them in giving effect to this order.

Baggage labelled "Wanted on voyage" can be obtained daily on application to the Cabin steward.

P. & O. S. N. Co. By order.

---

# નોટીસ

નોટીસનો તરજુમો.

ઉતારૂઓ માટે અગત્યની ખબર.

વહાણનો કપતાન સાહેબ દરરોજ સવારે ૧૧ કલાકે વહાણ અને કેબીનની સાધારણ તપાસ લેશે અને કુંપનીના મુતવળીઓ માયાકુલ અરજ કરે છે કે દરેક ઉતારૂઓએ મહેરબાની કરીને તેના કામમાં બનતી સવળતા કરી આપવી ( એટલે કે કેબીનમાં તે વખતે રહેવું નહિ પણ ડેકપર જવું ) આ ઓફીસર સાહેબ પોતાની તપાસ દરમ્યાન ઉતારૂઓની સુખ સગવડ બાબેની કાંઇબી ફરીયાદ હશે તો તેપર પુરતું ધ્યાન આપી બનતું કરશે. કંપનીના કાયદા કાનુનની ચોપડીમાંથી નીચલો સાર ઉતારૂઓની જાણ માટે આપવામાં કંપનીના મુતળવીઓ જરૂર જોય છે. "ઉતારૂઓની રમત ગમતના સાંધણો બનતી જોગવાઇએ કંપની ની બોટના પરસર ખાતાં તરફથી પુરાં પાડવામાં આવશે. અને કપતાન સાહેબ ખાતરી આપે છે કે ઉપલાં ખાતાંના આફીસરની ફોજ તરફથી વારે ઘડીએ જોઇતી મદદ મળી શકશે ડુટક પરનો સ્ટુઅર્ડ ઉતારૂઓની રમત ગમતની ગોઠવણ

ઉતારૂઓ જેમ ફરમાવે તેમ કરી આપશે, અને ઉતારૂઓની સવળતા ખાતર તેને ચોક્કસ રીતે ઓળખાવામાં આવશે, જેથી જરૂર ની વખતે તેઓનું ધ્યાન તેની પર ખેંચાઈ શકે, અને જોઇતી ગોઠવણ માટે બંદોબસ્ત થઈ શકે. ઉતારૂઓના અસબાબ માટે કોઇબી રીતે કંપની જોખમદાર રહેશે નહિ, પણ કંપનીની આફીસમાં ઉતારૂઓની માલ મતાનો વીમો સહેલાઇથી ઉતારી શકાશે કે સરઅવસરે તેઓને તેનો આસરો મલી શકે. અને આ બાબદમાં ઉતારૂઓ માટે જાણવું ખાસ અવસ્યનું ગણાશે કે, તેઓએ પોતાના ઘરેણાં ગાંઠણા વગેરે બરાબર રીતે સંભાળથી સાચવવાં, યાતોકે પરસરને અથવા તેમના કલાસના મુખી સ્ટુઅર્ડને ગણીને આપવાં. ખાસ કરીને ઉપલી કીંમતી અનામત ને એવે વખતે સાચવવાની અગત છે કે જ્યારે બોટ કોઇબી બંદરપર આવી પુગે, ને કીનારાપરના પેલા ચીલ ઝપટીયા 'સબ બંદરકા બેપારી' વેચવાની જણસો લઇને તણાઈ આવે! બોટમાં થએલી આગળી કેટલીક ચોરીઓપર કંપનીના મુતવળી સાહેબોનું ધ્યાન ખેંચવામાં આવ્યું હતું, અને કંપનીના મુતવળીઓનું એવું માનવું છે કે. સમજુ ઉતારૂઓ આ વેચાણ સાંટાણનો સોદો કરવા આવતા મવાલી વેચનારાઓને ઉત્તેજન ન આપતાં તેઓને અટકાવામાં કંપનીને મદદ કરશે. જે સામાન પર લેબલ 'વોનટેડ ઓન વૉયજ' એટલે મુસાફરી વખતે જોઇશે એવી લગાડી હોય તે કેબીન સ્ટુઅર્ડને અરજ કર્યાથી રોજ સહવારે મળી શકશે.

કંપનીના હુકમથી

પી. એન્ડ ઓ કાં.

ડરશીંગ બેલ. પણ હજુ તો નોટીસ પરનું વાદળ વીટે એટલાં તો 'ટીરરીંગ ટીરરીંગ ટીરરીંગ'. એ વરી લશકરી લોદી કયાં વાગી? પણ

એટલામાં મારા કેબીનના ગોઠીયાએ મારી ભુલભાંજી કે, "બા વેકો એ તો દ્રેશ કરવાનો, ઘંટ થયો. અરે તારો દાદો મરે તારો! કેઠો દ્રેશ કરવાનોબી ઘંટ ખરો કે! ઘેરમાં સદરા લેંગાના ફુલ યુનીફોર્મમાં બેસ્તાતા તારેબી મારો બોય ચમચ ચીપ્યો અફ્રા લજીક કરીને એમતો ધ્યાન ખેંચતો તો ખરો! વાજબી છે. ચટ ને પટ ઉઠીને બેસીનની ચાંપ દાબી કે દાબડામાંની આએ દાકણ "બેસીન" બહાર આવી, ને જેમ મરઘી પોતાની ડોક કેમ પાણી પીવા અંદર દુબાવે તેમ આપરે આપરી ડોકબી પાણીથી ભરેલી બેસીનમાં ખોસી, ને વધુ ગોરા દેખાવા એકને બદલે પાંચ પાંચ જાતના સાબુએ દજનેક વખત મોઢું ધોયું. પીયર્સ સોપ ને કયુતીકોરા સોપ ને યારડલી સોપની એક પછી એક આવણ જાવણ શરૂ થઈ. અંતે અખતરો ફતેહમંદ નીવડયો, ને પાંચ ત્રતીઆંઉશ ગોરા બન્યા ખરા, પણ ભઈ મારા એ ગોરા બનવાનો નુસખો નોંધી રાખજો કે, જો તમારી કેબીનમાં કોઇ ગોરી ચામડીનું ખોરીયું હોય તો બેલ થવાની અરધો કલાક આગમચથીજ કેબીનમાં ભરાઇ ડ્રેશ કરવા મંડી જજો, નહિ તો ભેંસનું પુછરૂં જો અંદર ચીટકશે કેની તો નખ્ખોદાબાદ નો સોદો! ટરીમ ટરાક થઇને મુછપર વળળાયો દઉં તેટલાં તો પાછુ ટરીરીંગ ટરીરીંગ ટરીરીંગ! ચાઆલો ગજબ પુરવાની તઇયારી થઇ અને બધાંઓ પુઠે આપરેબી ડાઇનીંગ સેલુનમાં ઘસડાયા. આ ડાઇનીંગ સેલુન તે સ્ટીમરના 'કમ્પેનીઅન'

ડાઇનીંગ સેલુન યાઆને બેસવા ઉઠવાના હોલના જેવોજ મોટો હતો. વચ્ચો વચમાં પ્યાનો, આજુબાજુ હારેદાર તેબલો ને ખુરશીઓ, અને સુશોભીત સીલીંગ પર પરોણાઓને રીઝવવા ઇલેકટરીક લાઇટ ને વીજલીનાં પંખાઓ. હમેશ મુજબના આપરા દમામ સાથ સેકંડ સેલુન સ્ટુઅર્ડને પુછી આપરી ખુરશી લીધી, અને આ ભલા ભાઇએ મેં જે કહી તે ખુરશી મારસેલ્સને કીનારે જયાં સુધી ઉતર્યે ત્યાં સુધી રીઝર્વર્ડજ રાખવા ખુશી જણાવી. અંગ્રેજી

એટીકેટના કાયદા મુજબ જયાં પહેલે દીવસે બેસો ત્યાંજ પખવાડીયું પુરૂં કરવાનું, ઘડી ઘડી ખુરશી બદલવી એ ખીલાફે એટીકેટ! "ગુડ ઇવનીંગ" ની સાહેબ સલામની તપલી ઝાડયા બાદ નેપકીનના છેડાઓ વેસ્ટમાં ખોસવાનું ખાતું ઉઘડયું. કોઇ ખાલી પગ પરજ નેપકીન પાંથરી લાકુભટની કાણી તઇયાર થઇ જાય તો કોઈ "અકરી કટનો ચનો વાગે ઘણો" તેમ પોતાની ફાશીનની શીશયારીનુંજ દોહરૂં દોહવે. અને આવી રીતે એટીકેટ બાબ પહેલા દીખાવ દુસરાનું ઝઝકલું પડયું! કોણ જાણે વીસ દીવસ કેમ જશે તેનો ધસકો પડેછ. તબલપર રોજના મીનાના કાર્ડો મુકેલા હોય છે તેમાંથી એકાદ કાર્ડ ઉચકીને ઉકળાવા માડયું કે જોઇએ તો સહી, મીનું કેવું વરી ખાટતું મીઠતું છે! પણ શું વાની! મારાં બાપ હું તો હરણ ફાલજ થઈ ગીયો. એકએકાં નામો એવાં લગાવેલાં કે બીજાઓ ખોટી વખાણ કરે તેને આપરેથી ભરૂચના પુલ જેવો ટેકો આપ્યા વીના ચાલેબી નહિ. બેશક શું વાની, એકને બદલે દશ દશ દીશીશો? ટ્રાઇ કરો તોબી તમારી લુલી લુખ્ખીને લુખ્ખીજ. અલબતાં ફ્રેંચ, આસટ્રીયન, ઇટાલીયન બોટના ખાણા પરથી તો એને સાતવાર ઓવારી નાખ્યું? તોબી બાવાજાન "મટ્ટીકી કા પુટલા, મટ્ટી ન ખાવે તો કીધર જાવે" તેમ પેટનો ખાડો પુર્યા વગર કંઈ છુટકો છે! પછી હાડકાં હોવ, કે બોટાં હોવ, બસ તમે તમારે કાંટા ચમચાએ દાબીને તેની પાયદસ્ત ફેરવોની! પણ કાંટો ચમચોબી પકડતાં આવડે છે કે તેબી શીખવું! જોવ, કાંટો હમેશા દાબા હાથમાં ને છરી સદાની જમણી પાંખમાંજ શોભેજો? એટલે એમ નથી કહેતો કે છરીને બગલમાં મારીને ખાજો, પણ જમણા હાથમાં છરી રાખવી એમ મારૂં કહેવું છે, નહિ તો પેલા પાહલું તીતરે છરી વરે જેમ દુધ પીધું ને કાંટાએ આઇસક્રીમ ખાધું તેવું તમે ના કરતા. કંઈ ઘેરની કનની મરઘી મલીદા બોટપર મળવાના છે! એ તોઃ—

ઘેરનું માઠું ખાણું એ સારૂં
પણ બોટનું બાપા પાણી ખારૂં (ફીરોઝગર વાણી).

ત્યારે જુઓ નીચલી વાનીઓ, અત્યારથીજ સ્ટડી કરી પ્રેકટીસમાં મુકો કે, વખત આવતાં મોહમાં બોલ, ને કામ થાયઃ—

ડીનર.

રસરસતી વાણી, આમંડ સુપ.
ફીલેટ ઓફ સોલ, મેરી લુઇસ.
રોસ્ટ કાપુન એન્ડ સેલેડ.
સર વૉટકીન પુડીંગ.
ચીઝ ... ... કાફી.

કેમ કંઇ ધ્યાનમાં ઉતર્યું કે! નામ સમજીને કેવું મોઢામાં પાણી છુટેછ! પણ બા મકુજે એક બે દીવસ થયા કેની કે પેટની ભઠ્ઠી સુકઇને ઘેરના ઘીના ખાણા વગર છોરૂં થઇ જશે, વજનમાંબી ઓસરી જશો, ને ગાળમાંબી ખારા પડસે, બલકે મોઢાંની દાભી જમણી નારંગીઓ, રસ વગરની લુખખી થઈ જશે. હજુ થાણાના કલાઈ સાથનો એ વાણીનો ગહમબાર યા ભરૂચની મીઠાઇની ન્યાત મહીનામાં એક વાર ખાધી હોય તો તમારે એમ ફરએ બની જાવો. પણ આએ કાહેલી 'રેટીમડમ' ડીશીસો તો કાગજપરજ જોવાની જે બા? સદવારના ચાહનો કોગરોબી મોઢામાં લેવા નહિ ગમે તેવો. જે ચાહના શોખીન હોવ તો સાથે ઉંચી ચાહના પડીકાં ખીસામાં મારી લેજો. બોટની ચાહે ગળે ઉતરનાર નથી. આજ પ્રમાણે સવારના બ્રેક ફાસ્ટ ૮—૩૦ કલાકે ને લંચ ૧ કલાકે બપોરે તમારી ખીદમતમાં સ્ટાઇલીશ ડીશીશો સાથે હાજર છે.

| નાસ્તા પરની વાણીઓ. | લંચ પરની વાણીઓ. |
| --- | --- |
| પૅારીજ. | હૉટ વેજી તેબલ કરી. |
| | કોલ્ડ પ્રેસ્ડ બીફ. |
| રમ્પ સ્ટીક વીથ અનીઅન્સ | રોસ્ટ મટન. |
| | જેકેટ પોટેટોઝ. |
| એગ્સ ઓન ટોસ્ટ | પુડીંગ રાઇસ મીલ્ક પુડીંગ. |
| ફ્રુટ, ટી અથવા કાફી. | ચીઝ કાફી. |

ઉપલી વાણીઓમાં અલબતાં રોજ સહેજ સાહજ ફરક થાય છે પણ એવુંજ, કંઇ દમ નહિ! પણ ચાહે તો તેની તેજ જો? જોઇએ તો રોજ કેબીનમાં મંગાવો ને જોઇએ તો ડ્રેસીંગ ગાઉનમાં ટેબલ પર જાઓ. હવે વાણીનું તો થયું પણ ખાતી વખતે કોઇ પુછશે કે બા શું એટીકેટ જાળવવી! ઘણોજ હુસ્યાર દીકરો! વાજબી સવાલ પુછયો! જોઓ ત્યારે બ્રેકફાસ્ટ ને લંચ પરતો હમેશાં જે માંગો તેનો આઇતો પીસ રકાબીમાં મુકીનેજ તમારે માટે ત્યાંથી ઇલેકટ્રો પ્લેટનું ચલકતું ઢાંકણ ઢાંકી લાવશે. પણ ડીનર વખતે તો જરા પંચાતી પડશે. વેલ! ફીકર નહિ, હમેશાં વચની બેઠક પહેલેથીજ સીલેકટ કરવી, ને આગળવાલો જેમ કાર્ય કરે તેમ તમારેબી કરવું. એટલે તમારી આગલ બેઠેલો જેમ ગોશ મચ્છી મરઘી ડીશમાંથી લે તેમ તમારેબી લેવું! જો કદાચ ને કોઈ દીશ તમને નહિ પસંદ પડે તો, બેલાશક "નો થેંકયુ" કરીને નહિ લેવી, તેની મના નથી. છેલ્લે કાફી યા કોકબી પરટીકયુલર ચીજનું નામ ટેબલ સ્ટુઅર્ડ આવીને દે. ધારો કે ખાનું ખાઈ રહ્યા ને કોફી

ડાઈનીંગ ટેબલ પાસે થાય ત્યારે કેમ કરશો.

માટે પુછવા આવે કે, "કોફી સર" તારે ધીમેથી "પ્લીઇઇઝ" કરીને, કહયાથી તરત કાફીનું કપ તમારી પાસે લાવીને મુકી જશે. જો ધરાએલા ભરાએલા હોવ, યા ભોર આવતા હોય તેથી જલદી તેબલ છોરી જવા માંગતા હોવ, તો "એકસકયુઝ મી" બોલી બીન દહેશતે રૂખશદ લેવી. અલબતાં પેહલાં જરાતરા ઓસીખું લાગશે, બળકે બફાટબી થશે, પણ મગઝ શાંત રાખી હીંમત છોડી ધાસ્તી પકડવી નહિ, નહિતો આસીમાયના સપલા જેવું નહિ થાય. એક તો સપલુબા મારા જેવા એટીકેટના ઓલમા, તે એક દીવસે તેવણના ધનજીમામાએ ગામની પાડરના કલેકટર સાહેબને વેલાટ જતો હોવાથી ખાણું આપ્યું ત્યાં ઇજન કીધું. ધનજીમામાએ ધાયું જે ચાલ, મારો સપલો ચબરાક ને બોલી દરાજ છે તે સાહેબનું મનબી મલકાઇને મલાઈ જેવું થઈ જશે એમ સમજી આસમાન ચલ્લી મામાએ કોઠળીનું મોઢું એકદમ છોરી મુકયું, અને તેબલને હાલની ઢપ મુજબ અછછા ટેસ્ટથી સીંગારવાને અંગ્રેજ કંપનીને ખાસ સરદી વગરની વરદી આપી. સપલુબાએ એકતો આવો દેખાવ તેના પૈસાવાળા મામાને ત્યાં પહેલાવહેલોજ જોયલો તે કલાક આગળથીજ તેબલ આગળ પોહરો ફરવા માંડયું, ને જેવો ખાણાનો બેલ થયો ને બધા પરોણાઓએ પોતીકી બેઠક લીધી કે સપલાજી તેબલ પર ગોઠવાયા. પરોણાઓને આવા રકાસથી બહુ રમુજ છુટી, પણ નીરદોશ બીચારો સપલો, તે શું જાણે કે ખુરસી પર બેસવું કે તેબલ પર ? અંતે ધનજીમામાએ ધમકાવ્યો તારે સપલાજી તેબલની પલાંઠી છોરીને મામા પાસે બીરાજયા. હવે ડીશીસો પાસ થવા લાગી પણ સપલો બાપલો જાણે શું કે કેમ ખાવું ને કેમ લેવું ? તેવણે તો તેબલ પર ફ્રુટના વાઓમાંથી એક કેરી દાબો હાથ કરી ભર લોકમાં ચુસવા માંડી. ચુસતો બી જાય ને વરી ધનજીમામાને

સલાહ બી આપે કે "ધનજા મેજ ખાની મારા હાલા, માસના લોચા હું ખાયજે? વરી ગંવડર આવે, ને વાખલાં વીંગણા હાથ મહી પકડીને તીના હાથમહીંથી આપરે લીજીયે, તી કરતાં ઝટ દઇને મેજમાંથી આપ્રુસ ચુસીયે કીની!" ખુદા કરે ને સપલાનો ઓલો તમારી પર નહિ પડે. પછી તો સાહેબનો જેવો આઈડીયા,

"એ તો જેવા જેના રંગ ને જેવા જેના ઢંગ,
ચંદને ધોઈ મચ્છલી તોએ શું ફીટે ગંધ!"

આવી રીતે સાડા છના બેઠેલા ત્યારે સાતે ખાણાને ઈનસાફ આપી તેબલ પરથી ઉઠ્યા, એવામાં કાને ધડધડનો અવાજ આવ્યો. શું છે રે ભાઈ તો કહેજે "જો જોરે ભાઇ પેલું ચાલતું છે, મારી હગીનું વહાણુ હાલતું છે!" 'હલામ બે' ના ઉડગાર સાથેજ માહુવલાઓએ લંગર ઉંચકયું, ને આ સેંકડોની સરજતને દુરના કીનારે સહી સલામત ઉતારવાનું સાટું કરનાર એક નાકવાલી નીએનઆ ધીમે કદમે હાલવા માંડી. ગુડબાઇ ડીઅર બોમ્બે! હવે તો દરીયા સાગર સાહેબ મારોબા તમે, ને તારોબી તમે! "જય જગદીશ હરે".



## પ્રકરણ બીજું.

દરીયા કીનારે લાગી લહેર
મધુર પવન વાતો થંડથંડ મંદમંદ
કેવી કુદરતી મહેર ... ... ... દરીયા

ધીમે ધીમે આ નાચતા કુદતા તરતા મહેલે પોતાના પાંખરાં ઉચકવા માંડયાં. ડેકપર જે ઢંકા, કોથળાઓ ને ડેકચેરોને ઢગલો પડેલો હતો તે "સીતારેમ ગેટ ધીસ રીમુવ્ડ" ને

પેલી 'ડેકચેર.' સાહેબ તરફથી ઓરડર મળવાથી આ સીતારામ ટીનડલે 'યચ્છ છર' જલદી રીમુંગ" ના રીપલાઇની સાથેજ પોતાની પલતણુ પાસે જગે વગે કરાવી દીધો. ડેકચેર માટે અતરે બે બોલ લખીશું. જો કે ટુટકપર કંપની તરફથી એક બે બાજટો તો મુકેલા હશેજ, છતાંબી આપરી પોતીકી ડેકચેર રાખેલી ભલી; બોટ છે, સંઘરેલો સાંપબી ખપમાં આવે. પણ ડેકચેર લેશો કેવી! બનતાં સુધી સાપુરશેડના ચકલાપરની લેવી, અને તેપર તમારૂં ટુંકું નામ પેન્ટ કરાવવું. જો વજનદાર હશે તો ઠીક; કેમ જે કોઇ માસ ખાઇને લાસ થઇ ગએલો ગોરચંદ સાકલચંદ તેપર જાતરા કરવાબી બેસે તોબી, ખુરશીનો બાલ વાંકો નહિ થાય. એકતો ભાઠેના ભાનજીઓ ડેક ધોવા આવશે, તારે બીચારીના પાંખરાં પટકશે, એટલે એની સરજતતો એમ કહોની કે આપરો કીનારાપર પગ મુકવા સાથેજ ખતમ થવાની. જયારે મારસેલસ ઉતરો ત્યારે તમારા બાથ સ્ટુઅર્ડને પ્રેઝંટ કરી દેજોની? બાથ સ્ટુઅર્ડનેબી સુક્કરની દશામાં દુક્કર બેઠો હોય તારેજ એવી ચેર હાથ આવે કેની! જો ડેકચેર બહુજ ફેનશી હોશે, ને સાથે ઘસડવાનો ઇરાદો કરશો તો, કાંકરા વેરતાં ખાલ ઘસાઈ જશે. માટે રે મારા ભાઇઓ. આવો વેપલો કરીને તપલો ઝીલશો માં! પીતલની દેવીપર સોનાનું મંદીર બાંધો. તેથી કાંઈ દેવીનું સત વધે છે! બનતાંસુધી સાદામાદા ને સાહેબજાદા થઇને ફરશો તો ખીસાપર કાપ ઓછો મુકાશે, નહીતો ફાંકડા દલાલ જોઇને દલાલીના આંકડા ચુકવવા સહેજ કરણુ પડશે જો!

ત્યારે ફરી પાછા આપરે ટુટકપર જઇને દુરબીન ટાંકયે! જોઇએ તો સહી મુંબઇ માતા પોતાની છબી બી આપણે જોવા સારૂં રાખે છે કે નહી; ના બાપુ ના બેલ ખતમ! કોલાબાની દાંડીનેબી જેગોપાળ કલાક એકના કરી ગયા. હવે તો ચાર બાજુના નમતાં પાણી વચ્ચે આ તરતો તાપુ સેંકડો મોજાંલા

જીવને હઝારો ક્રોસપર કેમ તેરવી લઈ જાય છે તે જોવાનું રહયું છે. રતનાગર સાગરનો મીજાઝ સહેજ થંડો ને શાંત છે એટલે આ નાએનઝા દીકરીને છેવટ સુધી હાથ પકડીને મારસેલ્સ મુકી આવશે એમ જણાય છે ખરૂં! છતાંબી જે સાહેબોની આ લાંબી સફર પહેલ વહેલીવારનીજ હોય, અને દરીયાના બ્લુ પાણી જોઇ જેઓની કાળી ભમ્મર આંખો તમ્મર ખવાડી કમ્મરનો પંખો ધીલો કરતી હોય, તો પહેલેથીજ સાથે લીંબુની પેપરમીટની બાટલી કોથળામાં લઇ લેવી, ને બને તો એક દજન ખાટટા અમરા જેવા સંતરાબી સાથે રાખવા. વખતે ખટાસથી મોઢું પલેલું હોશે તો ભોરની ભરતી ઓછી. દવાદારૂની ભલામણ કરવાની કશી અગત નથી. બોટમાં દાકતર ને દવાખાનું તમારી સેવામાં હાજર છે. વગર ફોકટના પાંચ પચ્ચીસ બાટલાઓ હોરી ના લેતા નકીતો ઉલટું સુલટું લઇ લેતાં બકરૂં ખેંચવાને બદલે ઉંટ પેસાડી દેશો. છતાંબી કુઇનીન હાઇડરો-કલોરાઇડની ચાર ગ્રેનની ગોળીની એક શીશી, માથું દુખવાની આદત હોય તો એસપરેનની ગોળીઓ, ને જુલાબમાટે તમારી હમેશની ફેવરીટ ટેબલેટો, લેવી પડશે. પણ બનતાં સુધી જુલાબની ગોળી સફેદ રંગની આવે છે તે લેશો ના, તેનું કારણ છે. ભુલચુકમાં કુઇનીન બદલ રોજ જુલાબનીજ ગોળી ધ્યાનમાં ને ધ્યાનમાં લેવાઇ ગઇ તો મદઇનો જીવ નાહકનો પેણામાંથી ચુલામાં પડવા જેવું થશે. એવી ભુલ વારંવાર થાય છે, અને ભુલના પરીણામો જીવલેણ કેટલીકવાર નીવડેલાં છે માટે નાદાનનું માની ઉપર કહેલું સીરપર ચઢાવશો. સાથે એક કોલનવોટરની નાની શીશી ને એક એકસા યા હેનેસીના બરાનડીનની બાટલી લઈ લેજો, સબબ લાલ પાણીના કોગરાની સરોશ યસ્ત રોજ કરવાની આદત હોશે તો બારપર ભારી પડશે. વળી હેઝેલીન ક્રીમની શીશી જો કદાચ ગરમ પાણીમાં દાઝ્યા હોવ તો ઠંડક કરવા માટે, અને સરડી શરકમ માટે ઉંચી ધીની બનાવેલી માંગલોરી

ભોર આવે તો શું કરશો!

દવા દારૂ શુ લેશો!

મલકોબા એક બે આઉંસ બેગમાં જરૂર રાખજો. મારા ધારવા મુજબ જુલાબની ગોળી કરતાં ઇનોસ ફ્રુટસોલ્ટ, રોજ ગરમ પાણીમાં ચમચી ચમચીબી લેશો તો તે તમને બહુજ અચ્છી રીતે જવાબ દેશે. બઅઅસ ફીનીશ, અને માઈંડ ઇફ યુ પ્લીઇઇઝ. જો રોજ અંગોળ કરવાની તમો મુરબી સાહેબોને આદત હોય તો ટીડમેન બાથ સોપનો જરૂર એક કટકો લઈ લેજો. બીજો સાબુ ખારાં પાણીપર ચાલશે નહી, ને પાણીનો ખારાસ કવચની કોની આંગે વળગશે. અલબતાં ખારાં પાણીનો બાથ માણસની ભુખ વધારવામાં, શરીરને અચ્છી રીતે કેળવવામાં, શ્વાસ લેવાની સીસતેમને મદદ કરવામાં, અને છાતીને મજબુત કરવામાં બહુજ ઉત્તમ ભાગ ભજવે છે. બાથ સાથે ઉપલો સાબુ હોશે કેની તો, આંગ સલેટના પથ્થર જેવું લીસું કરી નાખશે. અલબતાં ખારાં પાણીના બાથ પછી પાસે મુકેલી મીઠાં પાણીની તંબાકુડીએ આંગ ધોઈ લેવું. તાજે કલમ :— મહેરબાની ની રાહે પાણીના તબમાં સ્નાન કરવા બેસો તે પહેલાં બાથ સ્ટુઅર્ડ પાસેજ થંડુ ને ગરમ પાણી તબ સાફ કરાવીને માફક આવતું ભરાવી લેશો, નહી તો થંડાને બદલે ભુલમાં ગરમ પાણીનો કાક જો ફેરવાયો કેની તો, મારી માફક લોદીપરનો લેવટો કેમ ઉછરે તેમ ઉછરવા માંડશો.

બાથમાટે બે બોલ.

દોહરો.

માટે સુની લેઓ મુજ શીખામણ સારી
હુજ્જત કરીને વેડશો, ભાઈ પડશે ભારી.

(ફીરોજગર વાણી.)

ચાઆલો ઘડીયાળનાં કાંટા રાતે બાર વાગે ફેરવાશે, એટ કલાક ઘડીયાળને પાછળ મુકવામાં આવશે, એટલે તમારી

પીઠ પાછળ નહી જો બા, પણ જ્યારે ઘડીયાળમાં બાર વાગશે ત્યારે કાંટા અગ્યારપર મુકવામાં આવશે. જાવ દીકરાઓ દશબી વાગા, પહોરી જાઓ તો મારા બાપ કરૂં! સકરારની સવાર પડે ત્યારે ઉઠજો! આ સતરોને વાંચનારા દરેક સાહેબોને જાણવું અગતનું છે કે, ખાધા પછી તુરત જીહો કરવા કરતાં ડુટકપર પહેલે બે પાંચ ફેરા ખાવા; જેથી ખાધેલું હજમ થશે ને ઉંઘબી આવશે. આ દાકતરી નુસખો. તંદરોસ્તીમાટે બહુજ અગત્યનો છે. જો રાતના ઉંઘ કદાચ અજીરણ યા બીજા કોઈ સબબથી નહિ આવે, યા તો કે તમારી કેબીનના ગોઠીયાની છાતીનું પદધમ ઉંઘમાં 'ટીપેરારી' નું મ્યુઝીક વજાડી તમારાં મગજના ઉંડાણમાંથીબી ઉંઘ ખેંચી લે તો, બેલાશક ડુટકપર જઇને પોહરી જજો, કોઇ વાતની મના નથી. જો દીવસેબી કોઇ વાતે એમજ હોય તો કેબીનમાં ઓઘી પોઘીને ભરાઇ રહેવા કરતાં હાથમાં ચોપડી લઇને ડુટકપર જઈ બેસવું. ચાઅલો સવારનું પહોર પડયું. સ્ટીમરમાં કપતાને મરઘોબી સાથે નહિ લીધો કે જે બેઘડી વાસતે તો જણાતેબી કે, 'સબેરા હુઇ' એકતો નાનપણથીજ "Early to bed and early to rise; makes a man healthy, wealthy and wise" ના સ્લોક મોઢે ચઢેલા, ને બીજુંતો સેવકના ભેજાં શક્તીની ભક્તી

"સકાળે ઉઠી જે કસ્તી કરે,
તે ઘર સેતાન નહિ આંટા ફરે"

એવીતો ફાંકડી મોઢે ચઢેલી કે, ચારનો થોકો પડતાંજ રોજ 'યથાતું મદદ થા' ના ઉત્તમ બોલો સાથજ બંકપરથી કુદકો મારીને કસ્તી પખોડવા માંડી. જો કે મારો કેબીનનો ગોઠીયો, બીચારો સારા માણસનું ફરજંદ હતો, ને પારસીઓમાંજ વસેલો એટલે તે જરથોસ્તીઓના રસમ રીવાજથી માહીતગાર હતો, ને વળી એકતો સવારથીજ આપરે તેના કાનપર સરોસના પાતરાંના

એન આડ આવશે!

પડધા મજબુત રીતે થસાવેલા કે બા " જો હુ તો એકતો પડયો ચુસ્ત જરથોસ્તી, ને હમારી ક્રીયા તો તું જાણે છે કે બાલ કરતાં બી બારીક, માટે જયારે હું ભણુતો ગણુતો હોઉં ત્યારે તારે મને અડકવું નહિ, અને જો કેબીનમાં બેસે તો ચુપકીદી અખ્તયાર કરવી, નહિતો કે ખણીવંજો લેવો " અને કાનના પદધમપર પડેલા સેવકની લુલીના આએ રાથોડી થોકાએ તેનીપર એટલી તો ઉંડી અસર કીધી, કે જયારેબી સેવક તમારા બંદગીમાં સમાધી ચઢાવતા હોય ત્યારે બીચારો નમીને પાછલે પગે કેબીન માંથી સટકી જવામાંજ પોતાનું દાહપણ સમજે.

એમ કરતાં કલાકોના દીવસો ગયા પણ હમો બન્ને વચ્ચેની દોસ્તીનો ગાંઠ વધુને વધુ વીંટલાતો ગયો, અને એક બીજાને પુરતીરીતે સ્ટડી કરવાને આ નવી પવન ચકકીના પાવનાઓને અછછી ટક આવીરીતે હાથ લાગી હતી. ધીમે ધીમે મારી બંદગીની વાત આખી બોટમાં પેપરમીટની માફક પસરી રહી હતી, અને દરેકજણા હસ્તે મોઢે એક બીજાના કાનમાં સાંપની મીશાલ એમજ ફુંક મારતા હતા કે, મી૦ શરાફની બંદગી ખરેજ આપરા બધાનો જીવ બચાવશે. ઉપલા બટીની જોત જેવા ખુલ્લા દાખલાપરથી કેટલાક સાહેબોની ખાતરી થશે જે, ધરમ ને કરમ જહાંબી જાઓ તાંહ સાથેજ સચવાયલાં રહે છે, બલકે બંદગીની એજમતી અસરથી તમારૂં લલીત તમો ચાહો તો ચમકાવી શકો, બીજાઓના મગજપર તમારે માટે સારો છાપ બેસાડી શકો, હમેશાં તનને, મનને ખુશહાલ, ફીકરથી મોકળું અને તંદરોસ્તી ભર્યું બનાવી શકો. માટે આ પશેમાની માંબી પાપની પાતીનો સાંધો ફરીને સાંધતા તમો કેટલાક દુનિયાના ભીત્તરમાં પડછાયો પાડનારા દોજખી કાચના તખ્તાઓ, ભલે જોઇએ તો તમારા ડાલ પાંખડાપર તમારો પરસતાની પદછાયો ફેંકી હરખાજો, પણ તમારી ભેદી

એક ચીમકી! શયાનાને એશારત. ગધેડાને ડીફાં!

મનશનીના છાંટા બહાર બીજાપર ઉડારી ખુદાકાજ તમારી કોમને શરમીંદગીના સાગરમાં દુબાડશો નહી. પાક અહુરમઝદ જરથોસ્તી કોમનો રહેબર બને! ત્યારે સવેરાં તો કેઠાં ઠીક પડયાં. દાતણ કસ્તી કરી ચાહેનો કાગરો "ગુડ મોરનીંગ" ના મીઠઠા હલકની મળતા ભેટતાઓ સાથની અદલા બદલી બાદ લીધો. ચાહે સાથે વરી બે સુકકી ને ભાંજતાં નવી બતરીસી મંગાવે અને પીંગળાવતાં ચાર મણ શેરડીનો રસ ખપાવે એવી કરકરીયા બીસકીટ, એટલે બીસકેટને ગોળી મારી ચાહેથી

બાથનો વખત શુ ? ગળાનો કાકરો સુકવી તુવાલ સાબુ લઇને બાથપર દોડયા. ઝરરાક લડાઇના છાંટા પેસેનજરોપરબી પડેલા હોવાથી, અને ગમતીલું ગ્રેટબ્રીટન જોવા હર સાલ ઉતરી પડતા મળતાવીશકો નું મેજરૂંબી ઓછું હોવાથી કરારને જીવે બાથ લેવામાં દશ મીનીટ કાઢી. પણ જો બોટમાં પેસેનજરોના વહાણ ફાટયાં હોય તો તો પછી બીરાદરો, મોડેથીજ બાથ લેવામાં શોભા ગણજો. બનતાં સુધી બપોરનો વખત પસંદ કરવો, કે નવરી માયના નવલાની કાની તમો એકલ દોકલ એટલે કોઇનો ઓંકકો બી નહિ ને ધોકોબી નહિ. બાથ બાદ સૃષ્ટીનું તારણ કરનાર સરજનહારની જનાબમાં અરજ ગુજારી ડરેસ કરીને બ્રેકફાસ્ટપર હાજરી આપી, જે પુરો થતાં એકાદ ચારલ્સ ગારવીસની

કંઇક 'કમપેનીયન' કોમીક 'હેરીતેજ ઓફ હેટ' ની નોવેલ લઇ 'કમપેનીયન' એટલે મ્યુઝીક રૂમમાં બેઠક કીધી. આ મ્યુઝીક રૂમમાં તે વખતે લગભગ પચ્ચીસેક ડોકાંઓની દરાખ જેવી આંખો ચમકતી હતી. કોઇ કાગજ સાથે ચીથડાં ફાડવામાં ગુંટાએલો, તો કોઈ પ્યાનાની પાંસરીઓ ઉપર નીચે કરવામાં રોકાએલો, બારપર જુઓ તો ચલણી નોટો ઉડે, પીપ્યાંઓ પીને નાચે કુદે, કેટલીક કેબીનમાં બોટ આજે કેટલા નોટ કાપશે તેનો સોદો ચીતરાય, ખુણામાં ખણખણીયાંઓનો ખખડાટ સંભળાય, કોઇ સોટકાં ને દામપર કોર મરડે, ને કોઈ ઉંઘમાં ટેકવે ટકીયો બરડે! આવી

રીતે આખ્ખા માખ્ખા ચાર દીવસો "સુરતથી બરજી આનીન તુલા, નાએ ખાલ્લીસ તો મારીન તુલા" ના નાચ રંગમાં કાંઇ ઉડી ગયો તે જણાયું નહિ. દરીયો થાળી જેવો શાંત, ને નાએનઆની નાળપર રોશનીનો ચંદ્રમાં એટલે આપરે તો એમજ સમજયા કે "સખી ગે ઉનમે પંખા"

બોટ એદનપર કયારે પુગશે તેની અનેક અટકલો થઇ રહી. આગળાંપર તારીખ વાર ગણ્યે, પણ ગણતાં ગોલવાડ જવાય તેમ રવીવારજી આવી લાગો. અંતે રવીવારની સાંજે કેબીનની બાજુમાં આવેલા નાનકડા પોસ્ટ બાકસપર નીચે મુજબની છાપેલી નોટીસ થોકાઇ:-

# NOTICE.

P. & O. S. S. NYANZA.

at sea, 25th February 1917.

A letter box is placed in the Companion to receive passanger's letters and will be closed at 10 A. M. to-morrow.

ચાલો આવતી કાલે એદન.

---

All letters should be promptly stamped.

---

Stamps could be procured at the bar.

---

"આ નોટીસનો સાર એકે, પોસ્ટ બાકસ મ્યુઝીક સેલુનની બાજુમાં ઉતારૂઓની સગવડ ખાતર મુકવામાં આવ્યો છે જે બીજે દીવસે સવારે ૧૦ વાગામાં બંધ થશે. કાગજોપર ટીકીટો બરાબર લગાડવી. અને ટીકીટો બારપરથી મળી શકશે." વન, ટુ, થ્રી એન્ડ ફીનીશ!!! ઉપલી નોટીસ વાંચતાંજ સઉના જીગરમાં હરખનો રોહ રોશન થયો. કેમ તો એદનની હદમાં આવી ગયા હતા. કંઈ જેવી તેવી વાત છે! નોટીસની

ખબર બન્ને સેલુનમાં પવન વેગે પસરી રહી, અને સઉ પેલા નવલશાહ હીરજીની કાની નવગજ કલમે ચોકઠું ચીતારવા બેઠા. કોઇ પોતાની મધ કરતાં બી મીઠડી પનોતી પદમાવતીપર પ્રીત કળાનું પેનટીંગ મોકલવામાં ગુંટાઇ ગયો, તો કોઇ જગત ભુમીના અનેક અમ તેમાંનું વધુ ચીતચોર, વધુ મોજીલું, વધુ કીમતી, ને સુકાતાં ફરી ન હાથ આવે એવું અનુપમ અમૃત, માતપીતાના પનોતાં પગલાંના દરશન, મગઝમાં વસેલી, તેમની અમર છબીને આધારે પવન કરતાંબી પાંપળા કમજોર કાગજ, ને છાંડી છુંડીને ચોક્કસ આકારમાં મુકેલા જમીનના એક રસદાર પદાર્થ પેનસીલની ભેગી મદદથી હજારો કોસપરથી બી લેવા લીન બની ગયો. કોઈ પોતાના સુખ દુખના સાથી અને જે કામ અનેક ખાકી બખતરો બજાવવા થાકે તે પોતાની જીંદગીના ભોગેબી દોસ્તના નામકાજ બજાવનાર પ્યારા દોસ્તની હમાજોર, તેના દીદાર જોવા તલપી રહેલાં આશાવંત આંસુઓની સીલ કાગજના રૂકકામાં બીડી, વળતા જવાબમાં લેવાને હરખઘેલો બની ગયો.

અને તમારી કલમ વરી કોણપર ટાંકશો

આમ કરતાં છવવીસમીની સવાર પડી. ને દશ વાગામાં તપાલ કાઢે તેટલાં તો અનેક આશાવંત જીવડાની સરજતની સલામતીનો પેગામ ધારેલા મુકામે લઇ જનારો આ પોસ્ટનો થાંભલો ચીકાર ભરાઈ ગયો. બેવાગે એદનમાં બોટ લંગર નાખશે એમ વકી રાખવામાં આવી હતી, પણ બેના સાડાત્રણ થયા તો પટટો નહિ. અંતે ચારના થોકાએ એદનના રળીયામણા કીનારાના મુબારક દરશન કીધાં. સવાચારે બોટે લંગર નાખ્યું, ને પેસેનજરોનો ધસારો શરૂ થયો. કમપેનીયન રૂમમાં નોટીસ થોકાઈ કે, બોટ સાત વાગે ઉપડનાર છે માટે બધાઓએ સાતની અંદર હાજર રહેવું. "હાઇએ હાઇએ" કરતા પેલા કોકમની કરી જેવા રંગના સોમાલી દુકતાઓએ

આલારે આલા! એદનગા બંદર આલા!

હોડકાંઓની સરત શરૂ કીધી, ને બીલાડી માફક જીપલાવવા બધા ચલણી છબ્બુઓએ શરૂ કર્યું. પણ જોઓ કલેજાંઓ, હોશમાં તો આવી ગયાછ ખરા, પણ કેબીનને ખુદાકાજ તાળું મારવાને સ્ટુઅર્ડને હુકમ આપવાનું ભુલી જતા ના, નહિ તો પેલા ફેણ વગરના સોમાલી સાંપો તમારી કોઇબી ચીઝને ફુંક મારી જશે. આએ કાદવના લેવટાઓ, દાણા, શીહમુર્ગના પીછાં, તરેહવાર પંખાઓ, ટરકીશ દીલાઇટો, ખજુર, સીગારેટ, બાસકેટો, વેચવાને મસે ઉપ્પર આવી દાએ હાથનો વેપલો કરવાનો એઓના બાપદાદા તરફથી તાઇટલ ધરાવે છે. અગર તેમને વહાણના કપતાનની ઉપ્પર આવવાની મનાઇબી હોય તોબી આએ ફેંફળીયાંઓ પરભારા પાણીમાંથીજ તોપલીને દોરી બાંધી, બોટપરના ઉતારૂઓ સાથ વેપાર કરે છે. એબી એક હુન્નર છે દીકરાઓ, શીખી લેઓ. હુસ્યારી કોઇના બાપની છે!

પેલા સોમાલી સીંમડાઓને એજેર ભાઇ!

હજુતો આએ મદારીના ફારસને પાએક કલાકબી નહિ થયો હશે એટલાં તો સોલાટોપી ને છીનછાઉના અંગ્રેજી સુટમાં સજ થએલા કોઇ જરથોસ્તી સાહેબની નજર મારીપર પડી. "જરથોસ્તી છેઓ કે બીરાદર" કરી તેઓએ ખંખાર માર્યો, અને "જી હા" ના મીઠ્ઠા જવાબ સાથ તો હમો બન્ને વચ્ચે સુખદુખનો સંવાદ શરૂ થયો. વાતપરથી વાત નીકળતાં ઓળખની ઓસરીએ પીછાણના પસતાં પીરસતાં વાર લાગો નહિ. અંતે આ જરથોસ્તી બીરાદર જેઓનું નામ દોરાબજી હતું તેવણે તમારા સેવકને સાથે આવવાનું આમંત્રણ કીધું. આપણનેબી તેવુંજ જોઇતું તું એટલે "લક્ષમી ચાંદલો કરવા આવે તો મોહું કાંહ ધોવા જઇએ" કરી પેલા ભરૂચના ભરૂચાઓની કાની. "ચાઆલો વેહવાઇ આવો, એમ સગા થઇને કંઇ અધેલીનો ભાર મંગાએ" કરતાં લોંચમાં ગોઠવાયા. અને બે મીનીટમાં તો આ મોનટીક્રીસ્ટો તાપુના જરથોસ્તી મોનાર્કની



એડનના જગ જાણીતાં ટાંકા જુઓ પાનું ૪૮ મું.



એડનના પ્રખ્યાત ક્રેટરમાં જ્યાં નવું શેહેર વસાએલું છે.
જુઓ પાનું ૬૨ મું.

લાંચે પોતાની સળકતી ગુડલકની નાળ કીનારાપર થોકી, અને હસીખુશી સાથે હમો બંદરપર ઉતર્યા. બંદરપર ઉતરતાંજ "આને જાનેકી ફેરીકી તપાસ, જીસકુ તપ ચદે ઓર થંડ બજે ઉસકુ દો આના દંડ" ની આફીસપર જઇ નાની પતરાંની બાબાંની ઉબી કીધેલી ઓરડીમાં બેઠેલા અમલદારને નાનકડી બારીવાટે પાસપોર્ટ દેખાડી, આપરૂ નામ, ઠામ, ઠેકાણું, ધંધો તથા બંદરપર ઉતરવાનો સબબ એદનમાં આવનારા દરેક મોજીલા મમાવાજીઓ માટે રાખેલી વેદ ને મહાભારતની પોઠી જેવી મોટી ચોપડીમાં આપરે હાથેજ લખી સહી કીધી, અને જાણ્યું કે, "ચાલ દીકરા ફીરોઝગર તું તો મથુરા પુગી ગયો" પણ બંદરથી શહેર તરફ લટાર મારતાંજ એદનના તરપોટાથી આપરી નાળએરીની વાટી, સેકાઇને એવી તો ફાટ ફાટ થવા લાગી કે, વીચાર થયો જે લાવ પાછો ફરૂં, પણ પેલા કહે તેમ "જગન્નાથજી જવું ને થાણેથી થાકયે" એ કેમ બને. જીવપર જોરાવરી કરીને આંખ વીંચીને દોરાબજીની આંગળી પકડી ઘેટાંની ફાની ચાલવા માડયું. એટલામાં તો શેઠ કાવસજી દીનશાહ ની પેઢીનો વાવટો જણાયો. "આવો સાહેબ, આવોજી" ના

એદનવાળા શેઠોની મોઠડી પરોણાગત.

માયાકુલ શબ્દો સાથ ઓફીસમાં કદમો ઉગામયાં, અને લીફટ પાસેજ આવેલા મોટા દાદરપરથી આપરે હીમાલય ચઢવાનું શરૂ કીધું. પહેલે માળે આવી લાગતાંજ આ પેઢીના મુરબ્બી શેઠ કેકોબાદ સાથ મારી ઓલખ દોરાબજીબાએ કરાવી. "આએ સાહેબ મી. સ્યાવક્ષ દારબશા શરાફ, કોલીકવાળા દારબશાહના દીકરા એકાઉટંનસીની મોટી પરીક્ષા પસાર કરવા વીલાટ સીધારે છે" અને આપરે "તમારો સેવક નમેજી" ની લાયકી-સીટી, 'બાઉ' કરીને દેખાડી. "આવોજી જોઇને બહુજ ખુશ થું સાહેબ" ના માન ભર્યાં આવકાર સાથ મને ખુરશી ઓફર કરવામાં આવી, અને પોતાની પાસે બેઠક લેવા ફરમાવ્યું. કેટલીક ખેર અફીયત બાદ સાત વાગે બોટ ઉપડનાર હોવાથી

જલદીથી પોતીકી મોટોર મંગાવી એમનાજ કુટુંબના એક, શેઠ મહેરજીભાઇની સાથે હમને શહેર જોવા મોકલ્યા. અને આ ભલા ભાઇ મહેરજીભાઈ તથા તેમના મુરબ્બીજી કાકાજી રૂશતમજી એ આ આખું એદન શહેર ફેરવી દેખાડી, આ નાકેશ કલમકશ

એદનમાં શું શુ જોશો!

પર મોટું અહેશાન કીધું! એદન શહેરમાં જોવા જોગ કશું નથી. પથ્થરના તનપર તપકીરના રંગની ચામડીનો પહેરવાસ પહેરી બેઠેલો, આ આકલો ભુત, બળતો, બલતો, લુખ્ખો, સુખ્ખો તાપુ આજ હીંદુસ્તાન તરફના રસ્તાના મુખડાપર મોટા 'એમપોરીયમ' ગણાવાનું માન ખાટી ગયો છે. અનેક મોટી યા નાની બોટોએ ખાધ ખોરાકી અને કોલસા પાણી વગેરે માટે તેને 'જંકશન' ના ખેતાબની નવાજેશ કીધી છે. પણ જ્યાં પાણી ત્રણ પઇસે ગ્યાલનને હીસાબે વેચાય, તે ધરતી પરનું જીવણજ કેવું! વસ્તી મુખ્ય ભાગે એરબ ને સોમાલીની છે, છતાંબી હીંદુસ્તાનની પચરંગી વેપારી કોમનો ઠીક જમેલો ત્યાં દીસે છે. જરથોસ્તી બીરાદરોની તો જ્યાં જોશો ત્યાં બોલબાલા છેજ છે. આસરે બસોએક જરથોસ્તીઓથી આ એદનના તાપુની ખુબસુરતી ને ખુબીકળામાં વધારો થયલો દીસે છે. શહેરમાં અગીયારી અને બગીચા સાથના ટાંકા સીવાય જોવા જોગ કંઇજ નથી. અલબતાં એદન જેવા શહેરમાં પાક અહુરમઝદના બેટા અશો અરદીબેહશતની આમદ આપરા જીગરમાં સંતોષનું કીરણ દાખલ કરે છે. પણ એ ટાંકાઓ શું છે બા! કંઇ અનેક ટર્કશક્તિ એ વીષે કરવામાં આવે છે. કોઇ કહેજે, "દાદાર અહુરમઝદે મેઘરાજા મારફતે તેમને અહીં પારસલ કરી રવાનાં કીધાં," કોઈ કહેજે "સાયરસના બપાવાએ પહાડ માંથી પોતાના પાવરા જેવા હાથે ખણી કઢયાં!" વરી કોઇ તો કહે જે, "એદનમાં પાપનો ઘડો છલકાવાથી પાપની પુટલીએ પેદા થઈ ધરતીકંપ કીધો, તેથી જુન્નુ એદન શહેર દટાઈ જઈ આએ તાંકાંઓ મારફતે નવું શહેર જનમ પામ્યું." અલ્લાહ કુ

માલમ બાબા કે ઇસ મટટીકે હાટમે કીટની કળા હય"! પણ એદનના લોકો એમાં શાની ઉકમાઇ લેતાં હોશે તે તો એમની ચાર આંગળની છાતીમાંજ સમાએલું હોશે; બકી જે એલોરા અને એલીફન્ટાની નજરને બેશક અદેખી બનાવે એવી કુદરતી કળા, અને માહબલેશવરની પહાડી સીનરી આગળ તો એ કોઈ બીશાદમાં નથી. ભઇ મારા જો તાંકાંજ જોવા એદન જવું હોય તો અખાડા એહદીન કાઉસ કરજો, નહિતો તાંકાં જોતાં દગલીનાબી ટાંકા ઉખડી જશે. પેલા કહે તેમ "નવટાંકી માટે નડીયાદ જવું, ને નાહકના લાએર માએર થવું" એ ફોકટ! પણ હાલ તુરત તો એ તાંકાંને મીઠડો ગારો મુકીને કતરી નજર કરો. આપરે કયાં રસાયણ સાસ્ટ્રી છીયે જે પીજીપીજીને રૂ કાઢયે. તોબી પહાડોની અંદરથી કોતરી કાઢેલાં આએ શહેર અને તેના ફાંકડાં તાંકાં માટે હું આફરીનનો ઉડગાર મારા જીગરનાં ઉંડાણમાથી કાઢું છ. બીજું એદન માટે આએ કલમ વધુ લાઇનો ફાજલ પાડી શકતી નથી. ઉંટની સહેજ સાંકડી પણ કામ ચાલી શકે એવી ગાડીઓ, કેટલીક અહીંતહીં પડેલી જુજ બીલડીંગો, અને ઉંચાણની ટેકડીપર આવેલો રાજાબાઈ ટાવરનો નાનો ભાઇ સીવાય કાંઇકિ વધુ સ્ટડી કરવા યા ઇનટરેસ્ટ જગાડવા જેવું કશું નથી. જરાક ગાડીવાળાના દરો આકરા છે. પહેલેથીજ પથ્થણ બરાબર કરશો કે પાછળથી બાજ ઇજીવી ઓછી પડે.

આવી રીતે એદનની સફર ત્યારે આએ એદનવાળા શેઠોની મહેરબાનીથી સફળ ઉતરી. ફરીહરી જયાંથી ઉપડેલા તેજ મકાને આવી કલાક દોઢમાં તો પાછું સ્તેશન કીધું, અને કેકોબાદશેઠની માયા મહેરબાની માટે ઉપકાર માનવા ઉપર જતાંજ, હજુતો પરોણાગત થોડી હોય તેમ આએ ભલા શેઠે ભરતીમાં ભરવા ડ્રીંક ઓફર કીધું, પણ વખત થોડાજ બાકી

હોવાથી, વીઝીટ વીલાટથી મુંબઈ આવતી વખતપર મુલતવી રાખી, હઝારો હઝાર આશીશો આ માયાકુલ શેઠયાઓ પર વરસાવી એમનીજ લાંચમાં પાછા બોટપર આવી પુગા. બસ આફ્રીન સીવાય બીજું આ કલમ પાસે કશું બાકી નથી. છેવટે આએ કમતરીનનું એવુંજ ચાહવું છે કે, એ હઝારો જરથોસ્તીઓને રોજીનું સાંધણુ મેળવી આપતા, અને બીન હાંસેલે પોતાની કોમની મીઠ્ઠી પરોણાગત કરતા તમો એદન વાળા કુટુંબના મુરબીઓ, ઘણું જીવો, ને કોમની દુવાથી સુખી રહો, આમીન!!!

કહેતી છે કે:—

"નાહના સોહલાના બળદીઆ, ને બીમા કચાતની વહેલ
નવાબસાહેબના અમલમાં ગુલાબદાસ કરે સહેલ."

તેમ તમારા કમતરીનનેબી વગર પઇસે એદનવાળા શેઠની મોટોરમાંજ એદનની સફર કરી પાછા તેમનીજ લોંચમાં સ્ટીમર ભણી હાંકવા માંડેલું જોઇ, પેલો ભ વગરનો ભમરદો કદાચ છછણી પડયોબી હોય! પોસીબલ!! પણ થોભોની એદનથી સગાવહાલાંઓપર કંઇ તાર તેલીગ્રામ છોડશો કે, સીધ્ધા તમેજ મોજ મજાહ કરશો ને તેઓના ડોળા ત્યાં સીકે તંગાતા રાખશો! ઓહ નો! જોવ ત્યારે મુરબીઓ, તાર જો અરજન્ટ મુકશો તો બોલ દીઠ રૂપીયો એક થશે, પણ જો સાધારણ યાને 'ડીફરડ' તાર કરશો તો બોલ દીઠ આના આંઠ, અને જેટલા બોલ લખો તેમાં 'ડીફરડ' બોલ એક ઉમેરવાનો, એટલે ધારો કે તારમાં પાંચ બોલ હોય તો પાંચના અઢી રૂપીયા અને ડીફરડ બોલના આના આઠ મળી ત્રણ રૂપ્યા; એમ જેટલા બોલ મુકવા માંગતા હોવ તેમ ગણત્રી ચોક્કસ કરી રીસીટ તપાસી લેવી.

તેલીગ્રામનો ડર શું!

ચાઅલો ત્યારે સાતે બોટ ઉપડશે કરી ખાણુનોબી મેલ થયો. બુક બચાક પેટની પુજા કીધાબાદ ડુટકપર જઇ પાછું એદન શહેર તરફ ડોકીયું નાખી જોઇએછ કે બોટ જાએછ કે! પણ કોઈ ચીઇઈઝ નહિ! કયું ભાઇ કયા હુવા, તો કહેજે હજુ નાએનઝાનું પેટાખાનું કોલસાથી ભરપાઇ થવાનું છે. અરે તારો સગો નાતરે જાય ને તુંબી એરંડાને પાતરે બંધાયેરે નાએનઝા! નાહકની ઉતાવળ કરાવીને પાજ્યા પેટપર આફત વરસાવી. ધીરેસીરે આવ્યા હોતે તો એમ બી કહેવાતે કે "આવા એદનથી તો ધરાએલા ભરાએલા આવ્યા." સાંજના સાતના સવારના સાતબી થયા પણ 'નો હોપ'! ભલા માનસો બોટને નીચેથી સો ફુટના ડાએમીટરના પઇડાંજ કાંય નહિ જડતા, કે જેમ બચ્ચાંઓ નાની બોટોને મેળામાંથી લાવી તેને ચાવી આપે, ને બોટો કેમ ગોળ ગોળ ફરે તેમ ચાવી આપીનેબી ફેરવી શકાય. બા, ધીરા પડો ધીરાં કામ સાહેબનાં! બપોરના ચાર વાગે દોરડાં ખેંચાશે, એમ કપતાન સાહેબનો હુકમ થયો છે. અને ખરેજ ચારને ટકોરેજ પાછુ ધડધડનો અવાઝ સંભળાયો. માહવલાઓની ફોજે પોતાના સીતારામ સરંગની સરદારી હેઠળ લંગર ઉચકયું અને નાએનઝાને કેદખાનેથી છુટી કીધી, અને એદનના રળીયામણા બારાને આ ધીરે ડોલતી ને કોલસાની રજકણુના પહેરવાસથી શોકમાં હોય તેમ દીસ્તી મોટી બોટે અંતે ચારને થોકે ત્યારે 'ગુડબાઇ ડીઅર એદન' ની સીગનલ કીધી. ઓહ કેવો પ્રીટી દેખાવ! અનેક મગરમચ્છ જેવી ફ્રેંચ, ઇટાલીયન, અંગ્રેજ મનવારો, અને કારગો બોટોની લાગેલી હારથી એદન એક ખુબસુરતીના ખલકમાં ફેરવાઇ ગયું હતું. એવું મન થાએ જે અબઘડી ફોટો લેઉ, પણ એદન આવવાની એક દીવસ અગાઉથીજ ખુલ્લી નોટીસ થોકાઇ હતી કે નો "બ્રેરનો કેમેરા અલવડ! નો પીકચર અલવડ, નો દુરબીન અલવડ; પછી નાચાર!"

નાએનઝાએ અંતે ચાલુ મુકયુ.

પેલો લોઠીનો કાઉસ પોતાની માએ આગળ નવાબના લગનની વાત કરતાં બોલ્યો કે:

જોરે મા હું હુરત આયવો,
પાનહેર નાળીએર પરા લાયવો. (ફીરોજગર વાણી.)

તારે માએની છાતી દીકરાની બહાદુરીની વાત સમજી ચોવીસ તસુ ખીલી, અને ધીરજનું મેહણું બોલવા લાગી કે:–

તું તો મારો આરો ભોરો,
હાથે ફુંદો માથે બોરો,
જહાં જાય તાંહ લે હથોરો,
તે કેમ આવે હાથે કોરો. (ફીરોજગર વાણી.)

અને તેજ માફક આપરેબી આપરી એદનની હીસતરી જરા બોપામચી ઉમેરીને બોટના પેલા બીજાપુરી બાદશાહો આગળ એવી તો છટાથી કહી સમજાવી કે બધાના ડોળા, સોકેટમાંથી નીકળી ટપક દઇને દપક દેતા કે પોકેટમાં સરી પડયા.

વેલ! હાલતો રેડ સીના રાતાં પાણી દોહડ્યે! હવે જોવાનું રહયું છે કે આ છપ્પન લખ્ખણની, અને ઉત્તરથી દખ્ખણની પેલી રાતી માવલી કેમ પાર ઉતારે છે. ઓરે મારી માવલી, હીધ્ધી હુએજ લી જજે મારી મા કરૂં! નીકર ભરે ભાણે ભુખો ને ભરે તલાવે તરસો નોંહ રાખતી જો!!!



# પ્રકરણ ત્રીજું.

## એદનથી પોર્ટ સઇએદ.

હવે મને સુએઝ જોવાનો સ્નેહ લાગ્યો
ભાગી ભીડ ભવનો ભય ભાગ્યો રે. હવે

રેડ સી એ સુરંગ છોડી.

ઉકળતા પાણીના આ રંગબેરંગી મોજાઓના હલ્લા સામે પોતાનો ટેક ટકાવતી નાએનઝાએ ત્યારે જોશભર પોતાની મંજલ શરૂ કરી. અને રાતા સમુદરના સુમારા સોરમે કેબીનના પોર્ટ હોલમાંથી દાખલ થઇ કેબીનને પીગળાવી આઇસના પાણી જેવી કરી નાખી! મારા બાપ સાબુત સપડાયા! જે વીશે કાનમાં કલ્લાઇ રેડીને અને આંખ પીલી અરધ જેવી કરીને સમજયું હતું તે નંસેનસ ને રગેરગ ઓગળ્યું! કોણ જાણે આએ લગભગ અગીયારસો માઇલનું હફતેખાન કાપતાં ચાર દીવસ ને રાત કેમ જશે. કેટલાકનો તો એવો બી વીચાર થયો કે ચાલો મોસંબી નારંગીનો રસ કાઢી તેમાં સ્નાન કરી થંડા થઇએ. વરી કેટલાકના ગોડરાં આઇતી ભઠ્ઠીમાં ફેરવાઇ જવાથી તેઓએ બરફની લાડીના બીછાણા કરી તેપર ઘ્રોંટલો લેવાનો મનસુબો કીધો. ન વરી કેટલાક એલા પટેલના માનકાઓ જેઓને સુખની સરડી ને ગજ્યા ગજખની ગરમી માથે ચઢી ગઇ હતી તેઓ તો બીચારા બારપર "શીશી પ્યાલાં શીશી પ્યાલાં કેટલો ભાર, એક ઉતાર" રમવા ધુંટાયા. જેમ લગનમાં "દીના આઇસ પાણી ફેરવ" કરીને મેનેજર ધાંટો કાઢે અને દીનો બીચારો "લાઆયો સાહેબ" કરી તાંબરી બરફ પાણીથી ભરી લાવે, તેમ કંઇ આએ ગોવાનીઝ દીનો તમને થંડા કરવાનો ઉતો કે! એ મુવારે દાળ ગોસ ને ખીમાં જેવા મકનાઓ! એક તો કપડાં સવારે બદલ્યે ને સાંજે જોઓ તો પાછાં શેર બસેર પાણીથી પચ પચ થએલાં.

હાય માં કયસે કરૂં મય, કયેસે ધરૂં મય તો ધીર,
રેડ સી માતા મુજકો સતાતી ખુબ હય
ખાઉં કયસે પોળી ખીર – હાય માં

કંઇ બોટને ફીકર થાય, કંઇ બોટને ફીકર થાય! બસ પટકાબ્જિ પરે!! નહિ રમવા દે કે નહિ પેટ ભરી જમવા દે! તરપોટામાં જીવ બહેલાવા અનેક રમત ગમતના સાંધણો શોધાયાં. કોઇ 'ક્વાઇટિસ' એટલે સણની બનાવેલી રીંગો ગોળાકારમાં ફેંકી મનમાં શું એક વાઘ માર્યો હોય તેમ મલકાય છલકાય. કોઇ નવલા નવલીઓ વાંચવા ખુણું ખટોલું શોધે, ને કોઇ અલ્લાહનો લાલ, બ્લેક એન્ડ વાઇટના કુવા પેટની કોથડીમાં ખણવા મંડી ગયું. કહેતી છે કે :—

જ્ઞાનીસે જ્ઞાની મલે તો કરે વાત પર વાત,
ને પોટવેન સાથ વીસકી મલે તો ઝારે લાત પર લાત.

(ફીરોજગર વાણી)

સ્વેઝના મીટડાં બાવા ચાલો સહીઅર સાથ!!

આમ કરતાં વખત કેમ પાણીના રેહની કાની વહી ગયો તે મુદ્દલ જણાયું નહિ. વખત કહેજે હું દોડું, માઇલ કહેજે હું દોડું, ને વહાણ કહેજે હું દોડું કરતાં, રવીવારની રળીયામણી સવારે એશીયા ને આફ્રીકા વચ્ચે આડી પડેલી ઇજીપ્ટની બેટી સ્વેઝના મુખડાપર મુબારકબાદીના સગન કીધાં. સ્વેઝ આવ્યુંરે, વેકોરે, કરતાં આઠ વાગે બોટે લંગર નાખ્યું. ચાલો રોજના કાલર, સદરા, શર્ટો બદલવાને આજથી છેલ્લી સલામ. હવે તો આવતી કાલથી એશીયાખંડ છોડી યુરોપ ભુમીની રંગીલી પૃથ્વી સાથે ઓલખ પીછાણ કરવાની છે.

તુરતજ બોટના લંગર નાખવા સાથે પાછી કંપેનીયનમાં આગલીજ નોટીસ થોકાઇ કે કોઇએબી કેમેરાની અટકચાળી

બારાંની અદ્ભુત રચના

કરવી નહિ યા સુવેઝની સુંદર કેનાલના પીકચરો લેવાં નહિ, જે ફોટો લેશે તેને પોર્ટ સઇઅદ આવી પુગતાં પોલીશને સ્વાધીન કરવામાં આવશે. આહીંતો કેઠો મામલો જોખમમાં છે હો! આફ્રત! કેઠું ઉલટનું પતંગ ચકી ચકીને ઉંચે ને ઉંચેજ કપાઈ ગયું કે! એણાનનાઓની એવી તે કેવી મરઝી!!

થોડાક ગણત્રીના પાસીનજરો, ને તપાલ ઉતારતાં મુકતાં સાંજના પાંચની વાગા, અને પાછું હમારા ખટારાએ ધીમે કદમે રેડ સી ને મેડીતરેનીયન મહાસાગરને જોડી નાખતી આ ઇજીપશીયન કમલાદેવી સુએઝ કનાલ તરફ ચાલુ મુકયું. શું સુએઝના બારાંનો દેખાવ! બસ એટલુંજ કહુંછ કે તમો જાતે જઇને જુઓ અને તેના શોધકપર આફ્રીનના સખુનો કહો! અલબતાં જો પાસીનજરોને સુએઝ જોવા દઈ મરતા હોય તો કંઈ બીલ બીલારૂં ચીતરવાનું બી મારા જેવા લુખ્ખા સુખ્ખાને ફાળે આવે કેની! આ ઇજીપ્ટનું ખુબસુરત શહેર સુએઝના અખાતનો ઉત્તર છેડો છે, કે જે સુએઝનો અખાત રાતા સમુદરના બે ફાંટામાનો સઉથી મોટો ને પશ્ચીમ ફાંટો છે. સુએઝનું બારૂં શહેરથી ઘણું દુર નથી, જયાં દરેક બંદર માફક પી. એન્ડ ઓ. કંપનીનો બી પગ દંડો છે. સુએઝથી પોર્ટ સઇયદ જો ટ્રેન માર્ગે જતા હોવ તો એથી ત્રણ કલાકમાં જઇ શકો એમ છે, પણ હાલમાં પાસપોર્ટ દીકરોજ જરા જરામાં રૂસાઈ જાય ત્યાંની વાત કેવી! બારાં આસપાસ બહાદુર બ્રીટન કાફલાએ પકડેલી કેટલીક દુશમન મનવારોને મરતી દીપતી ને ગમગીનીનાજ આંસુ પીતી હાલતમાં જોશો. ટુંકમાં મનવારોથીજ મઢી લીધેલો આ લીલા પાણીપર રાજ કરતો બીલોરી મહાલ સુએઝ, તેના જોનાર પાસ આફ્રીનનો ટેક્સ વસુલ કરે છે. પણ કેનાલના રોહમાં ધીમે ધીમે ઘસડાઇ કેનાલની કુદરતી ખુબસુરતીનું વર્ણન કર્યે તે આગમચ, સાહીત્ય રણક્ષેત્ર પર નજરનું દુરબીન ટાંકી

પોતાની કુમળી આંખ્યો થાકવી થોડુંક ફુરચણ એકઠું કરનારા મહેરબાનોને માટે એકાદ આઉંસ ભુગોળ ભંડોળ પીરસેલું મોકાને લાયક થઈ પડશે.

સુએઝની નહેરનો કંઈક નઝર નકશો!

એવું ધારવામાં આવે છે કે આશરે ખ્રીસ્તી સનેની પાંચ સદી આગમચ રાતા સમુદર ને મેડીતરેનીયન માહસાગરને જોડી નાખતી એક ૯૨ માઇલ જેટલી લાંબી કનાલ હસ્તીમાં હતી, પણ વખતના વેહવા સાથ તે માટી કાદવથી પુરાઈ ગઈ ને જમીનના એક કટકા તરીકે પેહરવાશ લીધો. પાછળથી આખા યુરપને ધ્રુજાવનાર એક વારનો માહન દેશભકત નેપોલીયન બોનાપાર્ટને એ બાબદનો ખ્યાલ આવ્યો, પણ તેના ટુંક ભંડોળીયા ઇજનેરોએ રાતા સમુદર કરતાં મેડીતરેનીયન માહસાગરનું ઢલાણ ત્રીસેક ફુટ વધારે જણાવાથી વાતપર વાદળ ધંકાયાં. અંતે ૧૮૫૪ના સાલમાં મહાન ફ્રેંચમેન ફરદીનાન્ડ લેસેપ્સે આ વાતની લગામ હાથમાં ધરીને ઇજીપ્ટના વાઇસરાય પાસે કનાલ બાએની પરવાનગી મેળવી, અને સને ૧૮૬૯ની સાલમાં આ બાહોશ ફ્રેંચ શોધકના ઉમદા મગઝમાં થસેલી વસેલી અને તેને હાથજ હસ્તીમાં આવેલી, દુનિયાની અનેક અજાયબીઓમાંની એક પેલી સુએઝ કેનાલ વેપારી વહાણની આવજાવ માટે ખુલી મુકાઇ. આ કનાલ ફકટ એક ફતેહમંદ અખતરોજ નથી, પણ તેનો વપરાસ એટલો તો વધુ છે કે તેને કલાકની નીરાંત નથી. સુએઝ કનાલ આગમચ સુએઝ શહેર કાંઇ મોટું અગત્યનું બારૂં ગણાતું હતુ નહિ, પણ કનાલ બહેને સુએઝ ભાઇને ચાંદલો કરી વડપણ આપ્યું છે કે, "ભઇ ભઈ બહેને સ્યાલ ઓઢાડી તે જીવો ત્યાંસુધી ઘસી પીસીને વાપડજો." કનાલની લંબાઇ આશરે ૯૯ માઈલ જેટલી છે, પણ કનાલ તેની અનેક ખુબસુરતી છતાં એટલી તો સાંકડી છે કે, જવલેજ એક મોટું વહાણ તેમાંથી પોતાનો

રસ્તો કાપી શકે. ઉંડી આશરે તીસેક ફીટ છે ખરી, પણ વચમાં બીજી બોટોની સગવડતા ખાતર મોટા મોટા ઉપસાગરો બનાવામાં આવ્યા છે કે જયાં સામા સામી હમાજોર લેતી બોટોને પસાર થવાને જગ્યા મળે. આ વહાણોને એક બીજાની સગવડ કાજ કેટલા કેટલા કલાક ઉપલા પહોળા મોઢાંના ઉપસાગરમાં પડી રહેવું પડે છે. એક મેલ બોટને પસાર થતાં આશરે ૧૬ થી ૧૮ કલાક થાય છે, પણ કોઈ વખત જો વહાણનો ધસારો વધુ હોય તો ૧૮ ના ૨૪ કલાકબી થાય એમાં સંદેહ નથી. કનાલમાંથી પસાર થતાં દરેક વહાણને પાઇલિટ એટલે ભોમીયો રસ્તો બતાવે છે, જે પાઇલિટ સાહેબ ચુંચી આંખે તપાસે છે કે દરેક વહાણ કલાકના પાંચ માઇલ જાય છે કે નહિ! કાયદા મુજબ વહાણોને દીવસે યા તો કે જો પુનેમનો ચંદ્રમાં હોય તો ચાંદણી રાતે, યા તો કે વીજળીની રોશનીની મદદથી દોરવવામાં આવે છે. વચમાં મોટાં મોટાં ત્રણ ચાર સરોવરો છે, જેમાં મનઝેલા, લેક બીટર વગેરે કનાલની ઠીક પાસબાની કરતા દીસે છે. હાલમાં કનાલનો ખરચ વધીને ૧ કરોડ ને વીસેક લાખ પાઉંડ સ્ટરલીંગ નો થવા જાય છે. ફકટ ૩૫ લાખ પાઉંડ સ્ટરલીંગની પર્સ ઈજીપ્ટના ખેડીવને કનાલની રજા બક્ષવા માટે એનાયત કરવામાં આવી હતી! ઉપલી રકમ કંપનીના શેરમાં આપવામાં આવી હતી, જે શેરો પાછળથી નામદાર બ્રીટીશ સરકારે ૪૦ લાખ ને ૮૦ હઝારે પોતે ખરીદી લીધા હતા. આ બાદશાહી કનાલ કંપનીએ તો હાલમાં કંઇક કારૂનનો ખજાનો એકઠો કરી સોનાના નળીયાં ઘરપર ચઢાવ્યાં છે. રોજની હઝારો તનની બોટો કનાલમાંથી પસાર થાય ને લખ્ખોથી કંપનીની તીજોરી ભરાય. દરેક નાની મોટી બોટપાસ ટન દીઠ ૧૦ ફ્રાંક અને જો પેસેનજર બોટ હોય તો પેસેનજર દીઠ બીજી ૧૦ ફ્રાંક મળી કંઇકિ હજારો ને લખ્ખો સોનાના દીનારોની એમને ત્યાં રેલ ઘસડાઇ આવે છે. ભઇ કનાલના સોનેરી પાણીનું તીપુંજ હજારો રૂપાઆઇનું થવા જાય

કનાલની કુદરતી ખુબી

છે.! પણ તેમ શીપીંગ કંપનીને બમણો ત્રમણો ફાયદો છે. ની! આગળ કેપને માર્ગે ૪૨ દીવસની લાંબી મંજલબાદ ગમતીલા ગ્રેટબ્રીટનનું હસ્તું દીદાર જોવા નસીબવાન થતા હતા, ત્યાં હાલ માં સુએઝને માર્ગે ૧૮ થી ૨૦ દીવસમાં તો બ્રાઇટનમાં વાગતું બેન્ડ સમજો છો પછી સુએઝ બાપડીને નહિ ખટાવો તે કાંઇ ચાલે!! કહેતી છે કે:—

આપ ગર દુધ ખાતે હો તો ઉનકુ દો તો છાસ,
દોનોકુ ભગવાન મીલે, ફીર ભાઈ તું કયું ઉડાસ.

(ફીરોજગર વાણી.)

પણ ઉપલાં ભુગોળી ભાષણમાંથી મારી સુએઝ પોતાની ખુબસુરતીનો ખ્યાલ મારા દીમાગમાં દાખલ કરે છે! એ દુનિયાના વેપારની દાલતનો કાંઠો ભાંગી જતો અટકાવનાર મહાન મોસીંયું લેસેપ્સના રૂહ, જહાંબી તું હોય તાંહ તારી દીકરી સુએઝના આશીશથી શાદમાન થજો! ચંદ્રમાની ઓઢાડેલી છતરી નીચે, આ નાજુક નાએનઝાએ લટકે મટકે પોતાની શરમાળ ચાલ શરૂ કીધી. નાળપર ગોઠવેલા અતી તેજદાર સીતારાની રોશની લીલા પાણીપર પડી પાણીને રૂપેરી બનાવે, અને તે રૂપેરી ચાદરપર મોર માફક પોતાની કલગી છપક છપક ઉંચે નીચે કરતી નાએનઝા રસ્તો કાપે, એ દેખાવ બેશક ઓ ભવીષના મુસાફીર તું તારી નજરે જરૂર જોજે. બેઉ બાજુએ જોશો તો કીનારા, કીનારા ઉપર લશકરી કેંપ, કનાલ કંપનીની આફીસો, રેટી કાદવ ખસેડવાના ડ્રેડજરો, નાનકડા તરતા ટુટકો, બગલાં જેવા નાનકડા તરાપાઓ, બેઠી ખમણીના બંગલાઓ, રળીયામણા ઝાડો, વગેરે, ઝાક ઝમાલનો ઉમદા આયનો તમારા મગઝમાંથી વીસરશે નહિ. અલબતાં વારે ઘડીએ

કીનારાપરથી રેતી પાણીમાં ધસી પડે છે, જેને ખસેડવા ને રસ્તો મોકળો કરવા કંપનીને બી મોટો ખરચનો ભોગ આપવો પડે છે, પણ તે વસુલ કરતાં વાર કેટલો, પાનને ચુનો લગાડો તેટલોજ!

ચાઆલો. રાત શાંતી સાથ પસાર કરો, સવારે પોર્ટ સઇયદ આવવાનું છે! ધીમે ધીમે નાએનઝા પોતાની મંજલ કાપે છે. પોર્ટ સઇયદનો સુરજ આજે પુર ભપકાથી પોતાનું પદ્ધમ વજાડી રહયો છે. બંદર ટોરીક પસાર કરી લગભગ સુએઝની કીલ્લે બંધીના મુખડાપર આવી લાગા છીએ. હાલ તો રળીયામણું બાઈ હજારો તરસી આંખોને હજુ તવળાવે છે.

ધીમે ગાડી હાંકોરે ઓ અંગ્રેજ ગાડીવાલા,
નહિ રાખો મનમાં ફાંકોરે પેસેનજર દાહડીવાલા,
બંદરપર નજર ટાંકોરે ઓ જુમ્મર ઝાહડીવાલા,
આવ્યો દોજખનો આંકોરે મુંબઇનાં તાડીવાલા.

(ફીરોજગર વાણી.)

પોર્ટસેડબી આવ્યા — આવ્યું દીકરાઓ આવ્યું! જેને માટે ઉમેદ બાંધીતી તેજ નજર સામે ચાલ્યું આવ્યું. અને ટુટકપર ઉભેલા અનેક આશાવંત જીવડાની પુર ખુશહાલી વચ્ચે નાએનઝાએ પોર્ટ સઇયદના બારામાં લંગર ઉતાર્યું. જે સાથ "નાચગો કોમરી તું કામરી" કરતા પેલા અરબી દુકતાઓએ હોડકાં સોડકાંના કાફલા સાથે બોટ ભણી ખેંચાવા માંડયું. કમપેનીયનમાં બંદરપર ઉતરવાની રજા લેવા માટે પાસેનજરોનો ધસારો થયો. આશરે કલાકેકમાં તો "ઓલ કલીઅર" જેને ગમે તે બંદરપર જાઓ! પણ 'ટેક કેર' સાંજના પાંચની અંદર પાછા ફરજો, પાંચ વાગે બોટ ઉપડનાર છે. "હાઆજી સાહેબ" કરતાં આપરેબી દુનિયાની ગાળ ગલોચ ને શ્રાપમાં સ્નાન કરતું આ નામચીન શહેર જોવા

લાકડી ને ટોપી સાથ આપરા એ ક્રેન્ડોની બનેલી ટોલકીમાં નીચે ઉતર્યા, ને એકાદ હોડકામાં ગોઠવાઈ બંદર તરફ હેરીયું લીધું. બોટ બંદરની લગોલગ હમેશાં ઉભી રહે છે અને બંદર પર જવાની માનસ દીઠ થ્રી પેન્સનો દર આપવો પડે છે. બસ પથ્થણ પાહનકાની જરૂરજ નથી, યાહોમ તમે તમારે બોટમાં બેસી જાઓ, અને બંદરપર આવતાં ત્યાંજ ઉભા કીધેલા નાનકડા શેડમાં જઇને ૩ પેન્સ આપી દેઓ એટલે ચુકયું! બોટ વાળાને ધીરધાર યા પાન પાવલો આપવાની કશી અગત નથી. અલબતાં આએ અરબસ્તાની ખજુરો જરાક લાલચુ ને સહેજ ચીકણા છે ખરા, જળોની કાની વળગશે પણ ડોળાના વાહરથીજ કામ લેજો, અને બનતાં સુધી અંગ્રેજી ગોટપીટનું ભણતર ઝબાને રાખજો, ને કહેતી છે કે:– "આ થાળીમાં સાંધો નહિ ને તારે મારે વાંધો નહિ" તેમ તમે સુખેથી સહેલ કરી આવશો. એજ મુજબ પોર્ટ સઇયદ ફરીને પાછા બોટ તરફ આવવા નીકળો ત્યારે બી આગળથી ઓફીસમાં ૩ પેન્સ આપીને નીકાળો પટાવી દેજો, પછી પેલો જોઇએ તો બકબક કર્યા કરે તેની પરવા નહિ. ચાલો ત્યારે બંદરપર તો ઉતર્યા, હવે શહેરમાં જવું કેમ! કોઈ

પોર્ટ સઇયદની કેમેરામાં તપાસ.

કહેજે પોર્ટ સઇયદ તો દોજખનો કપાએલો કટકો છે, ને કોઇ કહેજે પોર્ટ સઇયદ તો શયતાનનું સરકસતાન છે, પછી કરવું શું! અરે દીકરાજીઓ, ખુદા ખુદા કરો, મરદની મટોડી શું ખાણપર ભમતી માંખોથી ડરે! કોઇ ચીઇઇઇઝ નહિ! અલબતાં પોર્ટ સઇયદ પાપી પુટલીઓનું પરેસ્તાન છે, રાસકલ રફીયણોનું રહેઠાણ છે, કુમારા કોરગાઓનું કબરસ્તાન છે, બદ ચાલના બેઇજજતીઓનો બાગબાન છે, ખરાબ ખસલતની ખબુતરીઓ નું ખેમાન છે, બલકે સારી દુનિયાના અનેક કાસબી પાપીઓ જેઓને દોજખમાં બી આશરો નહિ મળે તેઓના મસજીદ મેળો તે આએ પોર્ટ સઇયદ છે, છતાંબી જ્યારે જાઓ ત્યારે બેલાશક તમારી નાડ આએ ગરીબડી 'એલાર્ડ પીયરથી બ્રીટન' ને હાથ

સોંપજો, ને સડસડાટ આંખના પલકારામાં તો પોર્ટ સઇયદ જોઇ, બે ચાર મનગમતી ચીજ વસાવીને હસ્તે મોઢે ને ભર્યે હાથે પાછા ફરશો. લેઓ ત્યારે હવે બંદરપરથી આગળ ચાલો ને મને તમારો ગાઇડ બનાવો. જોઓ, બંદરપર ઉતરી બોટનો તોલ આપ્યો કે કસતમ હાઉસ પસાર કરવું પડશે. કસતમ હાઉસમાં દાખલ થતાંજ દરવાજા પરજ ઇજીપશીયન પોલીસ તમારી પાસપોર્ટ જોઇ તમને અંદર જવા કહેશે, અને અંદર જતાં તમારા ખીસા પાકીટની તપાસ કેટલાક સરકારી અમલદાર લેશે, તે એટલા વટીક કે જો તમારી પાસે લખેલું એક કાગજયું બી હોશે તો તે બી શક પડતાં વાંચવા માંગશે. માટે રે મારા ભાઇઓ, ચેતીને પગલાં ભરશો, અને ખીસામાં જગાત પડે એવી કશી બી ચીજો સાથે હોરી લેશો નહિ. ચાલો ત્યારે કસતમ હાઉસમાંથી બહાર પડયા કે શહેર તેના બહોળા વીસતારમાં તમારી હજુરમાં હાજર છે. બહાર નીકળતાંજ કોઇબી 'ગાઇડ સર' કરી આવવા માંગે તો સાફ ના કહેજો. ગાઇડની કશી બી અગત નથી. તમોજ પુછતાં પુછતાં પંચ-મહાલ જવાય તેમ પોર્ટ સઇયદ ફરી શકશો. પોર્ટ સઇયદ કંઇ એશીયાખંડ નથી જે જોતાં જુગ જાય. ફકટ ચોપાટીથી મરીએનલેન આંટો મારો તેમ એકજ વળાડી વાસંકોટ વોક લેઓ કે ખેલ ખતમ. બકી જો આ 'ગાઇડ'! ખુદા પનાહ રાખે એ સઇવિદી સુપરાંઓથી! યાદ રાખજો તમોને જોઇને ઉફનાશે ઝટકાશે બહુ વળી તાંહના પોલીશમેનબી, એઓના મામા માસીના દીકરાઓ જો! એઓના બનાવતી બકકલો ને સરકારી ફેરના કરસેત્રજી કાગજીયાંઓપર ભરોસે ના રહેતા! નહિ તો ચાર પેન્સનું કાજ કરી ચાર શીલીંગના ચોખા કપાળે ચોંટાડશે એવા એ ગુલાબી માયના ગુલાબી દીકરાઓ છે. વેલ ત્યારે દાબા હાથપર ફરો, ને 'મેન સ્ત્રીટ' માં દાખલ થાઓ, જ્યાં દુનિયાની અનેક કારીગીરીની દુકાનો તમારે વાસ્તે ખોટી છે.

કાંઈક વસાવવાનું મન થાય છે જુઓ ત્યારે આ

બનતાં સુધી જે કાંઈ બી કીંમત કહે તેની પહેલેથીજ ચોથી કીંમત તમારે કહેવી, એટલે તે જો રૂપીયો કહે તો તમારે ચાર આનાથી માગણી કરવી ને પછી જરા છુટ છાટ કરી જો લેવા લાયકજ ચીઝ હોય તો બેધડક લઈ લેવી. રસ્તાઓપર 'મની એકસચેંજર' નો હાગ નથી, રસ્તે રસ્તે ને ગલી ગલીએ 'ચીની બાઉઓ' ધાસલેટના પેટારા જેવી નાનકડી તેબલ લઇ ગોઠવાઇ ગયા છે, પણ તપાસજો કમીશનનો બુક લગરીક ગરમ પડશે. બનતાં સુધી કુક એન્ડ સન્સવાળાઓ સાથ વહીવટ રાખેલો સારો, જે કુકની આફીસમાંથી જોઈતું કરતું મેળવી શકાય. પોસ્ટ કાર્ડ, પીકચરો, રેશમી કપડાંઓ, ઇજીપશયન કયુરીઓ-સીટી, વગેરે માગો એટલું તમારે માટે ભંડાર ભરપુર છે. ફકટ તમારી રૂપાબાઇ સાથની આમદનીજ ખોટી. જો સગાં વહાલા ઓને કાગળ તાર મોકલવું હોય તો પોસ્ટ અને તેલીગ્રાફ આફીસ બી કસતમથી પાંચ સાત મીનીટના છેટે છે. તેલીગ્રામનો ડર બોલ દીઠ લગભગ સાડા અગીઆર પેન્સ છે, પણ અરજન્ટનો કદાચને વધુ હોશે. ઠામે ઠામ મોટાં મોટાં ઓપન એર રેસ્ટોરાં જોશો. રસ્તાપરજ હારે દોર ગારડન ચેરો, ને નાનકડી ફેનસી તેબલો ગોઠવેલી, જે ગમે તે મંગાવો ને કોગરો કરી ને ચાલતા થાઓ. મેન સ્ત્રીટમાંથી સીધા ને સીધા ચાલ્યા જઇ જમણા હાથપર વળશો તો પોર્ટ સઇયદની વખણાયલી મસજીદ નજરે પડશે. મસજીદમાં અસાધારણ જેવું કંઇજ નથી, પણ શહેરની હાલત જોતાં 'ઉજ્જડ ગામમાં એરંડો પ્રધાન' માફક ઠીક છે. તાવરપર ચઢીને જોવો તો આખા પોર્ટ સઇયદનો સુંદર વ્યુ નજરે પડશે. રસ્તે રસ્તે વળી મોહ સ્વાડીયાં ડ્રીંકો અને આઇસ ક્રીમ, ચાકલેટ વગેરેનાં સ્ટેંડો કાધેલાં છે, જ્યાં બે ત્રણ પેન્સ માં માંગો એવું થંડું ડ્રીંક ! બસ પીઓ મારા લાલ, ખાઓ મારા લાલ, કોઇ તમારે આડે વાંધે આવતું નથી. શહેરમાં સંખ્યાબંધ હોટલો છે, પુરતી તેહકીક કરીને ઉતરવું પણ

આએ ઇસિતમબોલી અંગુરોથી અંજાવું નહિ. રસ્તામાં નાના છોકરાઓ 'બ્લુ કાર્ડ સર', 'ફાઇન ડાનસીંગ સર' વગેરે ફેનશી બોલોથી તમારૂં મન લોભાવા આવે તો ફ્લેટલી 'નો' નો એવો તો ટરારો મુકજો કે પુઠ પકડવાનુંજ ભુલી જાય. પણ એતો કોઠે કોઠેની બુદ્દી તેમ સાહેબને ગમ્યું તે ખરૂં. બકીજે દાબડો ભરીને પાઉડર મોઢે ચોપદી પોતાના નેહસ્ત નખરાંથી નીરદોશ પંખેરાંઓને આંજી નાખતી પેલી ફેશનેબલ ફાતમાણુઓપર લોભાયા કેની, તો ખસ્તે ખુવાર અને તળ્યાં ઝાટક થંઇ, વેલાટ તો જતા રહયા પણ કોઇ એમબ્યુલન્સ ખાંધ ગેરી કરવા શોધવો પડશે! અલબતાં શહેર કરતાં બજાર પોર્ટ સઇયદની બહુજ વખણાયલી છે. બોટપર ફ્રૂટના વાખા હોશે માટે જોઇએ તો તાજી ફ્રૂટ, મેવા મીશતાન, કેક, ચાકલેટ વગેરે મોહ સવાડીયું ભરી લેજો, બે દાણા રોજના ઠીક મખવાસની ગરજ સારશે. જો દુશમનના ટાંટયા ચાલવાથી દોરીની કાની વળ ખાઇ જતા હોય તો, બે ઘોડાની વીસાવીસ સ્ટેંડોપર રેડી છે, ફકટ તમારીજ ખોટી. દરેક ચીઝમાં પઠ્ઠણુ પહેલી કરવી, નહિ તો ભોલાઇ દેખાડતાં ભોંય ભારી પડશે. જો 'સાતપર પાંચ ને બે ઘોડા' ની આદત હોય તો સાફ સાફ કહી દઉંછ કે પોર્ટ સઇયદમાં તે દાટેલી ખાન ખોલતા નહિ. જેમ ફુલુસમાપીસ દેખાશો તેમ તમારાજ લાભનું છે. પોર્ટ સઇયદમાં એવાં કાવાખાનાંઓ ઘણાં છે. બનતાં સુધી, સીનેમા, ડાનસીંગ, ફેનસી ગર્લસ, વગેરેથી કાનજ ચીમટજો. કોઇની ઓસરીએ જવું બી નહિ, ને કેઠેબી પલાંઠો મારીને બેસવું બી નહિ. નહિતોઃ—

રેશમની ગાદીપર બેસી, કરવા ધારો બી એકના ચાર,
ચારના ચાર બી ત્યાંજ રહેશે, નફામાં મળશે ફુટીયાં બાર,
મળશે બહુ તંબોલી તાંઇ, બતાવશે કીશબી કાંઈ ને કાંઈ,
એવા છે એ સઇયદી સાંઇ, ફજેત પાડશે બનાવી ચાંઈ!
(શીરાજગર વાણી)

ચાલો ત્યારે એશીયાખંડનો પીછો છોડો હવે!

ત્યારે આપરી પોર્ટ સઇયદની વીઝીટ કેડી અતરેજ ખતમ થાય છે. ચાઆલો જોયું, નહિ જોયું કરતાં સવારના દશની વાત તેનો એકબી થયો. હવે તો એકાદ રેસટોરાંમાં જઈ કાફી, કેક, આઇસક્રીમથી કલેજાને રીઝવી પાછા બોટ તરફ હેરયું લઇશું. અલબતાં લગભગ બાર તેર દીવસે તાજાં દુધની કાફીનું કપ ને મોહ સ્વાદીસ્ટ પેસટ્રી બેશક તમારા બોડીમાં એક રેવોલ્યુશન કરશે, યાઆને કે તમારા ગાલો ને ગુલાબી ભાખરા જેવા ઉપસાવી નાખશે. ફકટ બે શીલીંગમાં એ બધું કાંઈ આઉટ ઓફ ફેશન નથી! 'આયા સમજકે બીચમે'! વેકો નીંદ્રા દેવીએ પોતાનો ચીલ્લો ચઢાવ્યો છે, એટલે જરા જુંફણ ગમનમાં આંટો માર્યે. તુરતજ કસતમ હાઉસમાંથી બંદર છોડી જવાની પરવાનગી લઇ હોડકાંના પઇસા ભરી હોડકાંમાં બેસી બોટપર સહીસલામત પાછા ફર્યા. અને બે કલાક નીરાંતે જીહો કરી ગયા. બોટ પાંચ વાગે ઉપડનાર છે, ડુટકપર જુહાક જરમનોનો કાળ તોપખાનું ગોઠવાય છે, કંપેનીયન માં નોટીસ મુકાઇ છે કે દરેક પાસેનજરે પોતાનો લાઇફ બેલ્ટ પહેરીને બોટમાં ફરવું, બલકે જ્યાંબી હોવ ત્યાં લાઇફ બેલ્ટ પાસે રાખવો. દરેક પેસેનજરને હોનારત યા આફત વેળા પોતાની ગોડ આપતી, લાઇફ બોટોની કપ્પીઓ ધાસ્તીના ડચકાં ખાય છે. એશીયાની હદ પુરી થઇ યુરોપના પેટાખાનામાં પગ મુકવાની તૈયારીઓ થઇ છે. જુહાક મેડીતરેનીયનને જેર લાવવા બોટના હાડકાં પાસરાંની ફરી તપાસ લેવાઈ છે, ને ડુટકપર પાસીનજરો મહાન જીન્નત ગુજીન મસીએ ફરડીનાડ લેસેપ્સને છેવટનું માન આપવા સફ સમારી ઉભા છે. પણ વેકો સાડાચાર બી થયા, અરધી ચાહે બી લીવરમાં ઉતરી ગઈ. જરા ઉતાવળ કરો મારા બાપ કરૂં! ઓય સીપટી ફુટશે, ને થયું બી તેમજ! હજુ તો કમપેનીયનમાં નોટીસ વાંચી બહાર ડેકપર ગોઠવાઇયે તેટલાં તો ચુપા ચુપ લંગર બી ઉચકાયું, ને નાકના નસકોરાં ફફડાવતી

નાએનજીએ હવે મેડીતરેનીયન મહાસાગરની કુચ શરૂ કરી. યા ઇલાહી, સીવા નહિ કોઈ તેરા સહારા!' હવે તો મારશેલ્સ, આવ્યે ત્યાં સુધી ઘસાઈ પીસાઇને કાનસ જેવા થવાના! ચાલો શું કરશું! દુનિયામાં આયા તો ચકમકની માફક ઘસાઇ પીસાઇને ઘરડાજ થવા કેની! કહેતી છે કે :-

વાતમાં મારે તોલમાં મારે, વેપલાચંદનો કાન્યો,
લોહડું ઘસાય લાકડું ઘસાય, ઘસાય મોટો પાહણુયો,
કીડી સંઘ્રે, ચાંચડ સંઘ્રે, માનસ મારે જાણ્યો,
આએ દુનિયામાં નહિ ઘસાય, એવો તો બાપા વાણ્યો.
(ફીરોજગર વાણી.)

## પ્રકરણ ચોથું.

### પોર્ટ સઇએદથી મારસેલ્સ.

ઇટસ એ લોંગ વે ટુ મારસેલ્સ
ઇટસ એ લોંગ વે ટુ ગો—

ચાલો ત્યારે શરૂ કરો રૂશતમ સોહરાબનું દાસ્તાન

ગુડ્‌ફ્રેન જાફ્રનના ઓઠાં હેઠળ નાએનજીએ મસીએ લેસેપ્સને નમન કરી દુનિયાને મોઢે ચઢી રહેલા પોર્ટ સઇયદના બારાંની પાળનો છેલ્લો પહેરેગીર 'પથ્થર' પસાર કીધો, અને તોફાની તઇમુરલંગ મેડીતરેનીયન મહાસાગરની છાતીપર ચાલવા માડયું. બાપા તપાસજો એકતો ફેબરવારી મહીનો દેખું તેથી મેડીતરેનીયન જાગેલો છે જો! અછાડ પછાડ બહુ કરશે જો, અને પનોતો પુત પારણેજ જણાય તેમ શરૂઆતમાંજ ભાઇએ તો પોતીકી જાત જણાવી. જેમ જેમ બોટ પંખો ફફડાવે તેમ તેમ લીલાં કંજર જેવાં મોજાંઓ ઉછળીને ડુટકપર આવે, અને બોટને ચકરીની માફક ડોલાં ખવાડે! એકતો શીકર પેલા જરમન જુહાકોની જીવ વગરની મેરમેડ સબમરીનની ધાસ્તી, ને બીજું તો

આ મેડીતરેનીયન બાપલો આટો લશન કરે તેની ધારતી એટલે સુજજં નહિ પડે. બોટ ઉપડવાને અરધો કલાક નહિ થયો એટલાં તો ફરસ્ટ સલુન કમપેનીયનમાં કપતાન ને ફરસ્ટ ઓફીસર સાહેબે બોટના બન્ને કલાસોના પાસીનજરોની મોટી મીટીંગ ભરી ભાશણ કીધું કે, "દીકરાજીઓ આં વખત લડાઇનો છે, જોકે જરમન જુલાંકાને કચડી નાખવાને બહાદુર બ્રીટન કાફલો બનતું કરે છે, છતાં બી દરીયો કોઇના બાપનો નથી. આવા મોટા મહાસાગરમાં કદાચને નાહનું કરચલું દપક દઇને પાણીની સપાટીપર નીકળી આવે ને હજુ તો જાળ નાખ્યે તેટલાં ગરક થઇ જાય તાંહ આપરે લાઇલાજ છીયે. પણ તોબી આપરે ખાંડયા જઇશું નહિ. માટે દરેક જણા વારા ફરીથી રાત ને દીસ બબે કલાકની વોચ કરો ને જો પેલું શીહમુર્ગનું પીછું દુરથી જણાય તો તુરતજ હમને ખબર આપજો." વાહ કપતાન રીયલ આદમી તો ખરો. હવે તે કેટલો સધીઆરો આપે! દરેક જણે વોચ લીસ્ટપર પોતાના નામો નોંધાવા માંડયાં, પણ તમારા કમતરીનની તબીયતમાં જરા કચરો પડેલો હોવાથી આપરે તો અલગા રહેવામાંજ શોભા સમજી, ને ભલા આફીસર સાહેબે મારી તબીયત માટે આગળથી જાણતા હોવાથી મને ડયુટીમાંથી મુક્ત કીધો!

આવી રીતે આ "નાઇટીન ગેલ વોચ" નું પહેલું પ્રોગ્રામ એરીનાપર આવ્યું! ડીયર વાંચક, પુરતો તેહકીક સાથ તર્ક બાંધી કહે કે, હઝારોના ખરચે હઝારો કોસપર પોતાના અનેક વાહલાંઓને રંગીલાં યુરોપની મોહીની કાજ છોડી જતા આ આશાવંતાં પાસીનજરોને 'વોચ' ને 'કલોક' ની શી માહીતી હોય! પણ કપતાનનો હુકમ માથે ચઢાવવોજ જોઇએ એટલે જેમ તેમ કરીને બી, ઉંઘમાં ધપકરાં લેતા અને રતનાગર સાગરમાં હીંદોળે હીંચકા ખાતી 'રતનવહુ' ની ટુટકપર મોજાંઓ સામે ટક્કર ઝીલીને ચકકર ખાતા આ કાળી રાતના

બાઇ બેવ બોટ એ શોકીંગ સાઇટ!

કોયલજીઓએ પોતાની ઓફીસનો ચાર્જ લીધો. જોજોરે ભાઇ બીડી ફુંકતા ના, ટુટકપર બતી રાખતા ના, પોર્ટ હોલની બારી ખોલતા ના, ઓજપમાં ઓળો પાડતા ના, કારીના કપ ઘણાં થોકતા ના. "હારે હા ભાઇ હારે હા ભાઇ" કરતાં રાતબી પુરી થઇ, રમત ગમતોનો અતરેજ અંત આવ્યો. તેબલપર જુઓ તો સુકામણા. સવાસો પાસીનજરોમાંથી ભાગ્યેજ દશ બારના ડોકાં ખુરસી સાથ અટકેલાં દેખાય. અરે બોર તો એવા આવે કે જાણે ઓય ચકરડી ફરૂં! તેબલપર ખાવાની પલેટો, ચમચા, કાંટાં, બધું ઉંધું ચત્તું થઇ જાય, તોબી હમારી રતનવહુ રતનાગર સસરાને સમજાવી પટાવીને બી પોતાનો વાંકો ચુકો રસ્તો લે! ક્યારે મારસેલ્સનો કીનારો આવશે એની કોઇને ખબર નથી.

બોટ વાંકો ચુકો રસ્તો લે છે, પાસીનજરો લાઇફ બેલ્ટ પહેરીને ફરે છે, ધાસ્તીના અનેક રણસીંગડાંઓ ફુંકાય છે, આજે શુકરવારનો દીવસ છે, આગળ પાંચ દીવસમાં પોર્ટ સઇદથી મારસેલ્સ પુગાતું હતું ત્યાં હાલમાં પાંચ દીવસે ઇટાલીનો જગ મશહુર ટાપુના મુબારક દરશન બરી બામદાદે થયાં છે. ઓ અનેક હુન્નરમંદ ભેજાંઓને આ ધરતીપર તારા સબકતા હાથે પંપાળી, દુનિયાની ઉત્તમ રોશની દેખાડી, તારી કલગીના કોટમાં એક પીછું ઉમેરનાર યુરોપની શહેનશાહબાનુ ઇટાલી, ખુદા કરેને તારાં મુબારક દરશન ફળે, ને તારે મીને હમો મારસેલ્સ સહી સલામત ઉતર્યે.

ઇટાલીને સીસીલીનો સરખામણી બન્ને બહેનોનો સંપ!

શું કુદરતની કરામત યારો! એક બાજુએ ઇટાલીયન સીપેહસાલાર, બીજી બાજુએ સીસીલી સીપેહસાલાર, બામદાદની વખતે પોતાની ભભુકદાર રોશનીથી, હમોને આવકાર દે છે. સુંદર બાંધણીના હજારો ઘરો, ઝુમી પડતાં કીસમ કીસમના

ઝાડો વચ્ચે ધુંઢાઈ શમન હુન્નર કળાનો ઉત્તમ છાપ આપણા મગઝપર સીલ સાખ સાથે બેસાડે છે. બાઝુમાંથી પુર ઝડપે જતી આગગાડી ધુમ્મસ, કરાં ને બરફથી ઓધાએલા આ ટાપુની સુંદર સીનરી વચ્ચેથી પસાર થતી જોઇ આપણી ચશમ બસ આફ્રીનનો ઉડગાર કાઢે છે. એ ધરતી માતાની બન્ને ખુબસુરત બેટીઓ, ખુદા તમારૂં રક્ષણુ કરો! મારા મુરબ્બીઓ, સાથે એક સઉથી સરસ દુરબીન લઇ જવા વીસારશો ના. જો કે તમારી નજરનું દુરબીન, આ બન્ને ટાપુઓની બ્યુટી તેના ખરા આકરમાં રજુ કરવા મદદ નહિ કરી શકશે, પણ જો સાથે આ કાચનો તારો હશે તો બન્ને જીલ્લાઓની આબેહુબ ઝળકતી જોત જોઇ શકશો.

વેલ ધેન, ઈટાલી ને સીસીલી વચ્ચે પોતાની આછી લીલી ચાદર બીછાવી બેઠેલો મસીનાનો સ્ટ્રેટ પસાર કરી ચાલો આગળ વધો, અને આંગળાંપર કલાકો ગણો. કોઈ કહેજે સોમવારે મારસેલ્સ ને કોઇ કહેજે મંગળવારે સવારે. હોશે બા, હાલ તો પાણીના રોહ સાથ ઘસડાયા કરો. ધીમે ધીમે બોટ જાય છે, ધાસ્તીનો પોણો તબકકો વીટાવી ગયા છીએ, પણ 'કાન્ટ સે' અફલાતુન બોટો ને કરૂઝરો લગભગ પુરો દરીયો તરીને બંદરની લગોલગ ગરોથમાન બેહસ્ત થયાં છે, ત્યાં બીચારી સાત હજાર તનની આ નાનકડી ઢીંગલીનો હીશાબ શું!! તોબી મારકુટે રવીવારની સાંજમાં તો ફ્રેંચ સરહદ પર આવી લાગા. ચાઆલોજી પરમ દીવસની બખતાવર સવારે મારસેલ્સનો મોહીની લગાડતો મહાલ જોવાનો છે, ગોરી ગરદનના ગુલાબો સાથ ઓળખ કરવાની છે, કુદરતના આ કરામતી કોટના દરશન લેવાના છે, ફરાક કોટ, ને સફેદ ગલવ્સો સાથના બેરે માથેના ફ્રેંચ મોશીએઓનો ઠઠેરો તપાસવાનો છે, લંગોટીયા અવતારે મુંબઈ આવી મુંબઇનું દુધ પી મુંબઇપરજ સવારી કરનારા કેટલાક ગોરા ધુમાડીયાંઓને પશેમાનીના ઘડામાં પાવણુ

કાંઇક ફાંકડું કુરચણ!

કરતાં નીહાળવાના છે? ટુંકમાં વગેરે એતસેટરા, ઇત્યાદી, ને તેમના ખરા આકારમાં હમાજોર કરવાની છે. તો વેકો બાવા જાન, 'બી કવીક'! પણ થોભો, મારસેલ્સની ધુઇમાં દુનિયામાં પોતાનો કાયમ પટો લખાવી આવેલા ફ્રેંચ કીનારાને આપરે વીસારવો નથી. કંઇક જાંબુળા, આછા સુરણીયા અને કોબીજ જેવા પચરંગી પેહરવાસથી દીપી નીકળતો આ ફાંકડો ફ્રેંચોનો દેશ કંઇક અજબ વરી મોહીની મેવો ચખાડી રહયો છે. વાંકી ચુંકી ટેકડીઓ બરફને ધુમ્મસના ચાંદની જેવા તાજ હેઠળ ઉપલા પહેરવાસમાં એવી તો સુંદર લાગે છે કે, પહેલી વાર તેના દરશન કરનાર દીલદારો આ ફ્રેન્ચ દીલબર પર ખરેજ આશક બને છે. જેમ ઇટાલીમાં જોયું તેમજ ફ્રાંસમાં જોશો. જાણે એમ સમજોની કે બેઉ નાની મોટી બેહેનોજ છે. ધીમે ધીમે આવી રીતે બોટ ફ્રેન્ચ કીનારો ઓળંગે છે, જે જોતાંજ આંખને ચીતરી આવે છે. નાના નાના ગામડાંઓના નામ માટે અનેક ફેકાં ફેકી ચાલે છે. આવતી કાલની સવારે મારસેલ્સ પુગવાનું છે. ઓહ! પણ લેઓ વરી કંઇક નોટીસ લાયબ્રેરી માં મુકાઇ છે. શું છે રે ભાઈ તો કહે જે, જગાતવાળી જે જે ચીઝો તમારી પાસે હોય તે પરસરને દેખાડી આવવી. ખાસ કરીને સીગારેટો વગેરે જો જથ્થામાં હોય તો સ્ટુઅર્ડ સાહેઓને બક્ષેસ તરીકે આપી દેવી. ઠીક સમજયા, એમાં આપરૂં કામ નહિ! જે સાહેઓને ફુકવાની આદત હોય તે ફોડયા કરે! એક તો નપાલ બાકસબી ખુલ્લો મુકાયો છે, ને સવારના સાત વાગામાં બંધ થઇ જશે, માટે લાવની બે ચાર એલાર પેલારની લીટીઓ આ કમીના કલમકશ માટે મગરૂરી લેનારા મહેરબાનોપર ચીતરી કાઢું કરી, આપરેબી કમપેનીયનમાં જઇ કંપનીના કાગજ કલમ સાથ ચીરડાં ફાડવા માંડયાં. એમ કરતાં સવારૂં પડયું! દાદારજી અંતેબી ગરીબની કીશતીને સહી સલામત તેરવી તો લાયા. ચાલો હવે આ મેડીનરેનીયન

નો સાવકો દીકરો લાએન્સનો અખાત શું ધડક ધુજારો કરે છે તે જોઇએ. અફલાતી જીકાતી, અછાડ પછાડમાં તરફડયાં મારતી નીએનઝા આએ લાએન્સ ભઈના ઘરમાંથી દાખલ થઇ. હવે મારસેલ્સ પુગવાને ફકટ બે કલાકની ખોટી છે. આહ બચપણના મગઝમાં ઉછાળા મારતા સોનેરી સ્વપનાઓ, અંતે તમારી આમદ મોડેથીબી ફળી છે, અને આએ પરીયાઓના બાગે બુલંદ બેહસ્ત વીલાયતમાં જીવ બહેલાવાને મહેરબાન પ્રેક્ષકો તમારો બંદો લગોલગ કીનારે આવી લાગો છે. બસ જેમ જેમ કીનારો નજદીક આવતો જાય, તેમ તેમ હું બી ઉલટમાં ઉછળીને પેલા પ્યારા સાહેબનાં ગાયણની ધુનમાં કંઇક ભયરવી માંથી ઠુંમરી બહાર કાઢીને કાલીંગડો ગાંઉ ! અને એક એકી એવી લગાંઉ કેઃ—

કોરશ

મુંબઇ મુંબઇ ! ! બોલ હમબગ,
મુંબઇમાં શું જોવાનું, ધુળના ઢગ,
મારસેલ્સમાં મોંજીયાં, મારશો જગેજગ,
પણ તપાસજો બાવા નહિ મળે કોઈ ઠગ.

મારસેલ્સ આયના, મોસે સહા દુખ જાયના.

અને મને કેબીનમાં રાગરો કાઢતો જોઇ બધા ગોરાઓબી તાડીના ફીણની કાની ઉભઇ જાય, પણ બા આપરીબી કંઈ જબરદસ્તી છે ! તમારા મગઝની છવ્વીસ કોઠડીને મંજુર હોય તો સુન લીજીયે એક દફે, ઓર કાન દીજીએ દો દફે ! ચાઆલો પરવારીયા ! સામેથી મારસેલ્સની દીવાદાંડી દેખાય છે. જઇને સામાન સુમાન સીકડી 'પોંછપેટ' કરી નાખ્યે. પણ બોટની મંજલ પુરી કર્યે તે આગમચ પાછા આપરા લગેજ બાપલાની એક ઉડતી સરવે લઈ આગળ વધ્યે. જો મારસેલ્સથી ટ્રેનને માર્ગે લંડન જતા હોવ તો લગેજ માટે અતરે ધ્યાન ખેંચવાની જરૂર છે કે, કોનટીનેનટલ ટ્રેનમાં તમારી ટ્રંક કે મોટા વજન

જોવ ટેક કેર સામાન લેતી વખતે આ પ્રીકોશન માટે રાખજો !

નો પોર્ટ ફોલીયો તમોને મુકવા દેશે નહિ. માટે પરભારો બોટ-માંજ એ અરાબાને રવાના કીધામાં સાર છે. જો કુકની મારફતે ટીકીટ લીધી હોય તો કુકની લેબલ તમારા જે ભારી દાગીના હોય તેને લગાડી, દાગીનાનું એક લીસ્ટ તેને આપી બીજું આપરી પાસે રાખી, દરેક 'દાગ' ની એક એકી ચાવી પરસર સાહેબને આપી દેવી. પછી પરસર સાહેબ 'ડીલબરી ડૉકમાં બોટ જઈ પુગતાંજ કુકવાળાઓને ચાવી સાથે તેનો ચાર્જ આપી દેશે, અને કુકવાળાઓ કસતમખાતામાંથી પસાર કરી તમોએ ફોર્મ પર ભરેલાં મથકે તમારીપર રવાના કરી દેશે, અને પોતીકું બીલબી મોકલી આપશે, એટલે બસ પટયું. કોનટીનેનટલ ટ્રેનમાં દાખલા તરીકે, ફ્રાન્સમાં સાધારણ ટીકીટ પર ૩૦ કીલોસ એટલે ૬૬ પાઉંડના વજનનો સામાન સાથે લેવાની પરવાનગી મળે છે, પણ ઇટાલીમાં જશો તો દરેક પાકીટ દીઠ ચાર્જ કરશે. ત્યાં કંપની કોઈબી પાસીનજરને 'અલવન્સ' આપતી નથી. ઇટાલીમાં એકાદ નાનો બેગ જો ૧૮'×૯'×૧૨' સાઇઝનો હોય અથવા તો ૨૦ કીલોસ યાને ૪૪ પાંઉંડ વજનનો હોય તો તે સાથે લેવાની પરવાનગી મળે છે. બનતાં સુધી, તમારા કલાસમાં જડી લીધેલી જાળીમાં, જેટલો સામાન સમાઇ શકે તેટલો લેવો તો તમોને ફાયદો છે. વળી એક જગ્યાથી બીજી જગ્યાએ જવું હોય ને ઘડી ઘડી ટ્રેનો બદલવી હોય તો શોધ્યો પોરટર મળવાનો નથી, ને તમારી લેવરી થશે. માટે નાના હેન્ડ બેગમાંજ બને તો કાસર સેરવજો. કોઈ કોઈ વખતે માઉનટન રેલવેમાં સીટને માથે રેકો એટલે સામાનની જાળીઓ હોતી નથી, અને વળી રેલવે કંપનીના કાયદા મુજબ તમારી બેઠક જગ્યા જે બાવીસ ઇંચથી વધુ પોહળી હોઇ નહિ શકે તેટલી જગ્યામાંજ જો નાની વાલીસ યા હેન્ડ બેગ સમાઇ શકતો હોય તો ભલે ભલું, નહિ તો શુકરવાર થયો મુશકેલ !

જરા બેગની ચાંપ મજબુત લેવી, અને બેગ પર તમારૂં નામ ઠામ ઠેકાણું અને તો પેન્ટ કરાવવું. બેગમાં જણસો યા જોખમ ની ચીઝ મુકવાનું નદારદ કરવું. બસ આટલુંજ જોરવો, પુશકળ છે! હવે તો ડેક પર જઇ મારસેલ્સના રળીયામણા બારાં નો વ્યુ જોઇએ. પણ થોભો! એ વરી પતંગીયું શેનું આકાશે ઉડે છે! હા બા, હવે જાણ્યું કે ફ્રેન્ચ કોસ્ટાની રખેવાળી કરનારા એ તો હવાઈ વીમાનો છે. ખરેજ આ હવાઇ વીમાનો વીશે જે મુંબઈમાં ટોપલે ને ટપેલે વાંચ્યુંતું તે આબાદ નજર સામે આવી ઉભું! ઓઇ રે મારા બાપ, પણ આએ શું મારસેલ્સ નું બારૂં, કે મોદીખાનાથી માહીમ સુધીની ભાગર! ચાલો બાવીસ દીવસની સફરનો અખ્યામ અતરેજ આવ્યો છે. ધાસ્તી ફીકરનું વાદળ હવે વીટી ગયું છે. ઓ વહાલ ને હેતથી પાસીનજરોની કમ્મર આસપાસ પાસબાની કરના ડીઅર લાઇફબેલ્ટસ! તમો હાલતો વીયોગ ભોગવો, આવતી વેળાએ તમારી સંગત સાંધશું. લેઓ દીકરાઓ ત્યારે જેની વાટ જોતાતા તે મારસેલ્સજ છડે ચોગ તમારી નજર સામે આવી ઉભું! પાઇલેટ સાહેબની સવારી આવી, ને નીઆનઝાની લગામ પકડી ધીમે ધીમે ઘોડી દોડાવા માંડી, અને અરધા કલાકમાં તો ગોદીમાંના પી. એન્ડ ઓ કું. નાં પાંચમાં શેડમાં બોટ બાપડી સીકડાઇબી ગઈ. પણ વીઝા, બાપા વીઝા! એ પીડા પહેલે કાઢો! તુરતજ તમારી પાસપોર્ટ ફ્રેન્ચ કાનસલ પાસે વીઝા કરાવી હાંકવા માંડો, ને તેમજ થયું. આપરેબી ધકકા મુકકીમાં આપરી જગ્યા લઇ પાસપોર્ટ વીઝા કરાવી. બોટપરના માણસોને પાનપાવલો આપી, બોટને છેલ્લી સલામ કરી શેડ તરફ હાણવા માંડયું! પણ થોભો વળી એક પોંઇન્ટ (મકુજે બીરની પાંઇંટ નહિ જો) યાદ આવેછ! કોઈ કહેશે કે ભાઇ ફીરોઝગર, બોટના માણસોને ટીપ શું આપવી? હા લાખ રૂપ્યાનો બોલ બોલ્યા! એ વર્ડ ઓફ લેક રૂપીઝ!! જોઓ ત્યારે, જે તમારી કેબીનનો સ્ટુઅર્ડ હોય તેને શરૂઆતમાંજ

એ પતંગ શેનું ઉડે છે ભાઇ!

એ શીલીંગ ચટાડી દેજો કે તમારી મેનીજ માવજત ઠીક થાય. પછી જોઇએ તો પાછળથી જતી વખતે પાંચ શીલીંગ આપશો તો ઘણી થઈ. આ બાબદમાં કેટલાક સખી વજુદે સખાવતના કાંકરા કોમમાં તો દેખાડતા ડોસા થયા, પણ પોતાની શાહીબાદ બાદશાહી બોટ પર દેખાડી, ગોરાઓમાં ઈજ્જત ગુમાવે છે તેવું કશું કરતાં ના. પગનું ખાસડું પગમાં શોભે! બાથ સ્ટુઅર્ડનેબી એ શીલીંગથી વધું આપવાની જરૂર નથી. પણ જો ડેકચેર પ્રેઝંટ આપો તો એ શીલીંગનીબી કશી અગત નથી. બબ્બે શીલીંગ તમારા તેબલ સ્ટુઅર્ડને જરૂર આપશો, અને તમારા કલાસના ચીફ સ્ટુઅર્ડને દશ શીલીંગ ઘણી થઈ. ડેક સ્ટુઅર્ડને જો ડેકપર ગેમ રમતા હોવ તો એ શીલીંગ આપેલી હકની કહેવાશે. જેમ બને તેમ ખરચમાં કાપકુપ કરવી, કેમજે હજુ તો ગંગા તરવી છે ને ગરંધીયાથી બીહવામાં હાંસેલ શું! ડૉકમાં ઉતરતાંજ લાલ બલુ ચટાપટી સાથના અનેક ગીરમીટો નજરે પડશે! ભાઈ આ કોણ, તો કહેજો "ઇનટર પીનટર"! હાં હવે સમજ્યા, કેઠા, આએ તો ટુરીસ્ટ કંપનીવાલાના નખેતરો છે! તુરતજ આ બધામાંથી કુકના 'ઇનટરપીનટર'ને, દગલાના ઓપન કાલર ને ટોપીની ઉપ્પર લગાડેલી કુકના નામની ફીટો ઉપરથી શોધી કહાડી, સામાન તેના ચાર્જમાં સોંપી દીધો. એ નાની એગો તેને મારા હાથમાંથી લઇ રસીટ આપી દીધી, અને ટ્રેન માટે ખબર આપી કે પી. એન્ડ ઓ. એકસપ્રેસ આજ દોડનાર નથી, અને તમોને રાતના ૧૧-૩૫ નો ખટારો મળી શકશે, માટે સ્તેશનપર ૧૧ કલાકે હાજર રહેજો. હુબી ત્યાં હોવશ ને તમારી સીટ રીઝર્વડ કરી રાખશ. "ભોગ તારા કરમના દીકરા મુસાફીર" કહેજે, લડાઇના વખતમાં મુસાફરી કરે તેના બુરા હાલ તે ખરૂંજ છે. હોંશભર પી. એન્ડ ઓ. એકસપ્રેસમાં જવાની ઈચ્છા વીજલી સમ ચમતકાર કરી ઉડી ગએલી હોવાથી, શું કરવું ને

અંત મો બી-ડા મારસેલ તો આવા.

ક્યાં જવું, ને આખો દીવસ કેમ કાઢવો તેના વમાસણમાં સઉ પડયા. બધાઓએ તો બબે ઘોડાની વીસાવીસ ફડફડાટ ફફડાવવા માંડી, પણ ત્યારે આપણું શું! ફકર નહિ, "પારધી ને માથે પરમેશ્વર". હાલતો કસતમ હાઉસમાં પાસીનજરનો દરોરો અટકે ત્યાં સુધી પથારી માંડયે. યાર, આએ કસતમ હાઉસ જેને પી. એન્ડ ઓ કંપનીનો શેડ તરીકે ઓળખવામાં આવે છે, તેના કીરતન ગાવાં એ આ કલમ માટે મહાલ છે. અલબતાં હું એમ નથી કહેતો કે પી. એન્ડ ઓ નો શેડ આખું ગીરગામ ઘેરી શકે એટલો લાંબો છે, પણ મરીનલાઇનની ત્રીજી ગલી જેટલો આશરે લાંબો ને ચોથી ગલી જેટલો પહોલો તે શેડ છે. અંદરજ પોસ્ટ ને તેલીગ્રાફ આફીસ, મેલ પાસીનજરોની સગવડ ખાતર રાખવામાં આવી છે. તેલીગ્રામ કરવો હોય તો દરેક બોલ દીઠ બે ફ્રાંક એટલે સવા રૂપીયો, ને મુંબઇ કાગજ મોકલવું હોય તે તો વજન પર આધાર છે, પણ ઓછામાં ઓછો દશ સાનટીમ એટલે એક આનાનો ઇસતાંપ મારવો પડે છે. જો ફ્રેન્ચ આવડતું હોય, યા થોડી ઘણીબી આ ભાશાની આદુ ગાજરની ચટણીબી જાણતા હોવ તો ભલે ભલું, નહિતો ફ્રેન્ચ કોનટીનેન્ટપર એ હફતેખાન ઓલંગવું બહુજ ભારી પડશે.

હમારી 'પારલે ફ્રાંસે'

પણ પાસીનજરોની ખાસ સગવડ સાચવવા કેટલાક એકસપર્ટોને હાથ તૈયાર થએલી નાનકડી પારલે ફ્રાંસે યાને "ફ્રેન્ચ વાહીલ યુ વેટ" ની નાની ડાએરી, ગુજરાતી ઉચ્ચાર સાથે કેટલોક ઉમેરો સુમેરો કરી આ ચોપડીની પાછળ એવી રસીલી રીતે ગોઠવી છે કે, આ ભાશા નહિ જાણનારો આદમીબી બે દીવસમાં સહેલાઇથી વાતચીત કરી શકે. શેડની અંદરજ કસતમ ખાતું માલ ચઢે ઉતરે તેની પુરતી તેહકીક કરવા સફસફારી તૈયાર છે. પણ મેલ જેટલા દીવસ પડી રહે તેટલા દીવસ પાસીનજરો ને ફેસીલીટી કરી આપવા ન્યુસપેપરો ચોપાન્યાંઓ વગેરે રોજ સવારે દશ વાગાથી ત્યાં વેચાતાં મળી શકે છે.

શેડના મુખડાપર બબ્બે પોલીસમેનો આવણુ જાવણુ પર પોતાનો કરડો દોળો દોરાવતા રહે છે. આસમાની બલુ રંગના ભુચ વાલી આ બલુ બાટલીઓ માટે જેટલું કહીએ તેટલું થોડું છે. બલુ તોપી, ટુંકો બલુ કોટ અને સફેદ પાટલુનમાં સજ થતા આ ભોલા ભાલા પોલીસમેનોને મારસેલ્સ જઈ આવેલો કયો મુસાફીર નથી ઓળખતો! જો તમો એક બીલ્લસ તેની આગળ નમશો તો તે એક ગજ નમસે. પણ સહેજ ધ્યાન રાખજો કે પોતાની આટલી બોલાઇ છતાંબી તેઓ ઝરરાક વહેમના બારદાંન છે. જો ઝટ દઇને તમારી બેગની કુંચી તેઓના હાથમાં મુકી દીધી અને ખુશી કીધા, તો બોલ બોલતામાં ચાકની નીશાની કરી આપશે કે "મેરસી" એટલે થેંકયું, અને તમો નાહન નાહયા. પણ જો જરા આના કાની કીધી ને તેને શક ગીયો તો બેગ ઉંધી ચટ્ટી કરી નાખશે, બળકે દરેક દરેક આરટીકલોની નસેનસ તપાસશે, અને વરી બધુ ગોઠવતાં ગાઠવતાં અરધો દીવસ થશે. માટે ભાઇઓ જરાક નમનતાઈ અદબ વાપડવાની તસ્દી લેશો યા જો તે ન આવડતું હોય તો મુંબઇથી ટયુશન લઇનેજ સીધારશો તો, પંચાતીની પંચાયટ્માંથી છુટકારો થશે; ને નહિ તો ગાડી ગાડીને ઠેકાણે, સામાન સામાન ને ઠેકાણે, ને મીયાંભાઈ પાંજરા-પોળ જેવો સોદો નહિ થાય! પણ ચાલો પાસીનજરોનો ધસારો અટકયો છે, હવે ઈનિટરપીનટરનું પુછડું જઇને પકડયે! તુરતજ દરવાજા આગળ ઉભેલા કુકના કરતા કાવરતા માનીજર ને પુછયું કે, "ભાઇ કુકની આફીસ કયાં આવીછ! મને ગાઈડ જોઇએછ" તો આ માનીજર ભાઈ હસીને કહેવા લાગા કે, "મી. શરાફ, કુકની ઓફીસ "કેનેબીયા સ્ત્રીટ" માં આવેલી છે, પણ આફીસ બપોરે બે વાગે ખુલશે સાહેબ" ત્યારે હમણા મારે કરવું શું કાકા કાહનજીના! તો કહેજે "ચાલો મી. શરાફ હું તમોને કોઇક હોટેલમાં કુમાસ્તા કરવા લઇ જાઉ". પણ બા તું મને હોટેલમાં લઈ જઈ કુમાસ્તા કરવા બેસાડે ને તું ખણી

કસતમનો મધરડો!

શહેર તરફ લટાર મારો.

વંજો લે તો પછી હું જાઉં કાંહ! એટલામાં કોઇક અંગ્રેજી, ફ્રેન્ચ જાણનારો ગાઇડ મળી ગયો, જેનું પુછડું મને લગાડી આપ્યું. "મી. શરોફ તમો એની સાથે જાઓ, આદમી ખાનદાની છે તમોને મારસેલબી દેખાડી લાવશે, હોટેલમાંબી લઇ જશે ને પાછો રાતના સ્તેશન પર ટાઇમસર લઇ આવશે." વાહ દીકરી ફીરોજગર, તારે માથેબી કેઠો ચંદ્રમા બેઠો ખરો. લાવની બાપા

મારસેલનો સુંદર ડૉક.

વરી એતો ચીંતુ છાપનું સુન્નુ! પણ એને મારે આખા દીવસનું આપવું શું, તો કહેજે ૧૮ ફ્રાંક આપશો તો બસ ઘણું થયું. ધુળ નાખી મંજુર બાપા કરી ગાઇડની આંગળી પકડી શેડમાંથી બહાર નીકળ્યા, ને મારસેલની આએ મોટી ગોદીને છેલ્લી સલામ કીધી. યા ઇલાહી, આએ તે ગોદી કે ગોરેગાંવ! મુંબઇની પાંચેક અલેકઝાનડરા ડૉક અંદર સમાઇ જતી હશે. ટ્રેનબી અંદરજ, ત્રામબી અંદરજ, કાફેબી અંદરજ, હોટલોબી અંદરજ, મોટી મોટી ઑફીસોબી અંદરજ!! જ્યાં ટુંકમાં "અંદર રેઝડ ટુ ફીફ્થ પાવર" ની વાત આવી તાંહનો હીસાબ કાંહ! ગુડસ ટ્રેન યા પોસતલ ટ્રેનબી શેડ અંદર સીધી આવીને ઉભી રહે, ને પરભારી માલ ઉતારવું હોય તો ઉતારી ને ચઢાવવું હોય તો ચઢાવી, ડૉક માંથીજ સીધી યાહોમ આગલ વધે. અહીં વળી એક દબ્બાને એક પાટાથી ખસેડી બીજા પાટાપર લઇ જવાને નવીજ ઢબની ગોઠવણ કીધેલી છે. મુંબઇમાં કોલાબાના ઇસ્તેશનપર નજર નાખો ને જુઓ કે, એક દબ્બા ને એક પાટાપરથી ખસેડી બીજા પાટાપર લઇ જવો હોશે તો એનજીન તેને પેહલે છેક તે પાટાના છેડી સુધી ઘસડી લઇ જશે. પછી સાંધાવાળો સાંધો આપતાં તેને બીજા પાટા પર તેજ ઇનજીન મુકી આવશે, ને પછી એનજીન ધકેલા ખાતું પાછું ફરશે. પણ તેવી કડાકુટ મારસેલ્સમાં નથી. એક દબ્બાને એક પાટાથી બીજા પાટા પર મુકવો હોય તો તે દબ્બા તળેનોજ પાટો સહેજ ઉચકાય અને પછી તેને એક ભારે વજનનો ભુધો જપ ધોડો ફટક,

ફટક કરતો કે લાવી, બીજા પાટાપર મુકી પાછો ચાલ્યો જાય એટલે નીકાલ પટયો. આ રૂઢી આખા યુરોપ દેશમાં જાએજ છે. ત્યાં સનટીન સાડેતીન જેવું કોઇ ચીઇજિ નહિ! બેશક એક નાકાથી બીજા નાકા સુધી આચ્છી ૭૨ થઇ પડેલી આએ "ડૉક" સગી માએનીબી નજર લગાડે એમાં શક નહિ. પણ ડીકનો પીછો છોડી દરવાજામાંથી બહાર નીકળી શહેર ભણી લટાર માર્યે. દરવાજા પરથી બહાર નીકળતાંજ ડાબા હાથપર જોશો તો બારાંની સુંદર સીનરી ને જમણા હાથપર ફરશો તો શહેરનો ફાંકડો પેનોરામાં નજરે પડશે! પણ બારાં ને મારો ગોળી ને શહેર તરફ હેરયું લેઓ. પ્રથમથીજ મારા ગાઇડે મને પુછ્યું કે, "મી. શરોફ ગાડી રોકશો કે ટરામમાં હાલશો" અરે તારો દાદો નાતરે જાય! તારાબી કપાળમાં દાહમ દેવું ને વળી ગાડીવાલાનેબી દાહમ દેવું એ કેમ બને! ચાલ ટરામની વાતકર અંકુસના જણેલા ને સપરચંદના ઉછરેલા! ને આ મારો ગમતી ગાઇડ મારાં તીર ટકોરાં પરથી સમજી ગયો કે "સાહેબને તો દેખુ ટરામ પસંદ પડી છે". દરવાજાની આગલજ સ્તેશન, એટલે ટરામની રાહ જોતા સ્તેશન આગલ જઇ ઉભા, એટલામાં દુકાળના વખતમાં સુકાળ ને ભાવે મારસેલ્સ ગામ ફેરવી લાવનારી આ મટુકલી માવલી ટરામ આવી ઉભી. પણ ટરામ જોતાંજ દીકરાઓ માનશો કે, તમારો કમતરીન તો અરીણ ખાઇને દરીણ પડયો. આસરે કદમાં મુંબઈની ઘોડાની અસલી ટરામ જેવી હોશે. બેઠકના સુકાન પાથરાં નહિ અને વળી ગીરદી થાય તો બહાર ટીકીટ કનડકટર ની પાસે વીસેક પચ્ચીસેકનું મેજરૂં, હાંકનાર ડરાઇવર પાસબી તેટલુજ મેજરૂં, ને ચડવા ઉતરવાના ફાંડયા પરબી આસરે દશ પંદરનું મેજરૂં! મજુર, માવતો, માળેતોજાર બધાનો એજ હાલ! ભલે ઉતારૂઓના ભારથી ગાડી પાટાપરથી સડીબી જાય તોબી કનડકતરની મકદુર નહિ કે કોઇને અટકાવે! એ કાંઇ

પલી કહેવાતો મારસેલ્સની ટરામ બંટ.

મુંબઇની ટરામ નથી જે ઉતારૂઓની ગીરદી થાય ને જગ્યા કરતાં વધુ માણસ દાખલ થાય તો "ઉતર જાવ ગાડી ચલેગા નહિ, દુસરા ગાડી"ની દાટી આપી ઉતારૂઓને નીચે ઉતરાય. વાહ આફ્રીન તારી આદ અવલાદને ઓ મનના મંદીર મારસેલ્સ! આજેજ મેંઓ જોયુંને જાણ્યું કે તારી હકુમતમાં વાઘને બકરી એક ઠેકાણે પાણી પી શકે છે. તવંગરીની તકોબરી અહીં ખાકમાં મળે છે. હીંદુસ્તાન માટેની નાકમાં ભરાએલી કેટલાક કાનફેસીયાંઓની ગંધ અહીં નીકળે છે. ગરીબ ને તવંગર એક સરખી રીતે બચકો બગલમાં મારી ચાલે છે. ચલે જાવ બલે જાવ પંચીગરો અહીંથીજ પંચકમાં લપેટાય છે. શેખીને સાલેસાઈ બન્ને અસવારો એક એકની હજુર હથીયાર અહીંજ નમાવે છે. તેવાજ એક દેશના દરશન વગર ખરેજ આ જીંદગી અરેરે કેવી કંગાળને કમનશીબ નીવડતી હોવી જોઇએ તે તો ત્યાંની સફર કરનારને મુબારક! હાલો ભાઈ હાલો ત્યારે ગાઇડની સાથે આપરેબી દપક દેતા કે ટરામ આવતાં આ પોપટના પીંજરામાં બીજાઓ પેઠે ઘુસ્યા. અને વીજલીના ખતારાએ પોતાની કલાકના પા માઇલની પુર ઝડપે દોડવા માંડયું. ડૉક ચાલી, ડૉક આવી કરતાં જુલીયટ આવ્યું, જ્યાંથી મારા ગાઇડે પોતાનું અફરગાન અસતમ શરૂ કીધું. વરી એ જુલીયટ કોણ! રોમીઓની મજનુન તો કદાચ, શેકસ-પીઅર તરફથી વરતારો લઇને આવી નહોય! ઓહ માઇ પીસ ઓફ લીવર જુલીયટ, હવે માલમ પડયું કે તું તો એક મારસેલની ખુબસુરત કાપલી છે. આ ખુબસુરત જુલીયત રસ્તો ટરામનું ટરમીનસ છે. ત્યારે અહીંજ આપરે હાલ તો થોભ્યે. પી. એન્ડ ઓ ના રોડથી દશ મીનીટના છેટે આવેલો આ ફાંકડો પહોલો સ્ટ્રીટ ફોઇબી સહેલાણીઓનું મન હરી લે એમાં શક નથી. અહીંથી ટરામોના જુદા જુદા ફણગા ફુટે છે. ફુટપાટો પર રકમ રકમની સુંદર ચેરો સુરૂપમાં ગોઠવાએ છે, ઝાબબ કે જ્યાંબ

સ્ટેશન નંબર વન 'જુલીયટ'

કાફે યા બાર હોય ત્યાં હમેશાં બેઠક બહારનીજ છે. યાઆને કે બહારજ બેસીને ગલાસથી મોહું મટમટાવામાં તેની પ્લેઝર છે. પણ આગલ આપણા કદમો શહેર ભણી લંબાવવા પહેલાં પાસેની પડોસણ લા માજોર નામના મારસેલના નવાં દેવલની ઉડતી એકઝામીનેશન લઇયે. દેવલ ફાંકડું છે, અનેક ગુબંજોથી મઢાએલું છે, આલટરોનું નકશી કામ, મોઝેક કારીગરોનો ખ્યાલ આપે છે, ટુંકમાં આએ દેવલ તે એકાદ આગ્રા યા દીલહીની અસલી કારીગરીનો છાપ જોનાર પર મજબુતાઇથી બેસાડે છે. લખ્ખો ને કરોડોના ખરચે તૈયાર થએલું ત્યારે આ લા માજોર માટે જેટલું બોલું તેટલું થોડું છે. પણ દેવલ ને દેવલપરજ મારો ઉભરો ખાલી કરવા કરતાં પાછા જુલીયટના રસ્તા તરફ મોહું ફેરવ્યે. રાઇટ અબાઉટ ટર્ન, એન્ડ ધી ફરસ્ટ ટરનીંગ ટુ યોર રાઇટ ઇઝ યોર ફેવરીટ જુલીયટ. અહીંથી આપરે "ઝુઓલોજીકલ ગારડન" તરફ હંકારી જતી ટરામબેટમાં ગોઠવાઇયે. ગાઇડ કહેજે ત્યાં તો લંકાદહન ને તાંહ તો પરીયાંગમન! હોશે ભઇ જીવ્યા કરતાં જોએલું ભલું! આગળ તો ચલ્યે કરી ટ્રામનો દબ્બો પડેલો હતો ત્યાં જઇ જગ્યા લીધી. પણ બાવા, ફરવા તો નીકળ્યાછ મગર "ગુરૂજી બીના લકરી કોણ ધરેગા" તેમ કંઇ તાંબુ રૂપું ખીસે ભરી લીધું છે કે? સંભાળજો, અહીંના રૂપીયા, આના, પઈ ત્યાં કોઇ હાથમાં ધરવાનું નથી. ત્યાંની સરકારનું ચલણજ વ્યાજ સીકકે વસુલ કરશે. માટે જો મુંબઇથી તેની તજવીજ નહી કીધી હોય તો બેલાશક પી. એન્ડ ઓ કુંપનીના શેડની બરાબર સામે આવેલી કીંગ કીંગની કંપનીમાંથી, યા થોમસ કુકની "કેનેબીયા" માં આવેલી ઓફીસમાંથી જેટલું જોઇએ એટલું મળી શકશે. રૂપાંનાં અરધા રૂપીયા જેવા સીકકાને એક ફ્રાંક કરી કહે છે. એક ફ્રાંકના બધા દશ આના ગણે છે, પણ ભાવમાં રોજની વધ ઘટ તો છેજ છે. એક પાંઉંડ એટલે પંદર રૂપીયા ના સત્તાવીસ ફ્રાંક

કંઇક ફરંચ ચલણનો ખુરકો લેશો કેની!!

બી મળી શકશે. માટે પાઉંડની નોટ વટાવી પાંચ પાંચ ફ્રાંકની પાંચ નોટો ને બે ફ્રાંકનો ખુરદો કરી લઈ લેશો. તાંબાના સીકકા એ દશ સેનટીમ એટલે એક આનો, સો સેનટીમ એટલે એક ફ્રાંક યાને દશ આના, પચ્ચીસ સાનટીમ એટલે અઢી આના, ને પચાસ સેનટીમ તે પાંચ આના. અરધા ફ્રાંક યાને ડમી ફ્રાંકની નાની નોટબી મળી શકશે. તમારી સવલતા મુજબ બનતાં સુધી ખુરદો લીધેલો સારો છે. ચાલો ત્યારે જોઇતો ચેંજ તો લીધો હવે ગોઠવાઈ જઇયે! હાંક મારા બાપ, એક દીવસમાં તો એકસો ચીઝ લેવાની છે. ટ્રામમાં બેઠક લેતાંજ ટ્રામ ચાલુ થઈ, ને મારસેલના સઉથી સુંદર ને આગેવાન સ્ટ્રીટ "રૂઈ રીપબ્લીક" માંથી વાંક લીધો. આ સ્ટ્રીટ ફાંકડો છે. સેંટ, પરફ્યુમ, લવંડરવાળા જાણીતા મેકરોની મોટી મોટી ત્રણ ત્રણ ચાર ચાર માળોની દુકાનો છે. ટુંકમાં ઉભાઇ જતાં કાફે, ફેનશી કયુરીઓસના ફેનશી ફેટો, તરેહવાર દુનિયાની ચીઝો વગેરેથી ઓધાએલો મોધાએલો આ સ્ટ્રીટ બેશક મારસેલ્સની કીસબીમાં નવું પીછું ઉમેરે છે. ચાલો ત્યારે આ "રૂઇડ રૂપબ્લીકમાંથી" ચક્કર ખાઇને પેલા "રૂઇ કેનેબીયા" માં દાખલ થાઓ. આ

પેલુ પ્રખ્યાત 'રૂઇ કેનેબીયા.'

રૂઇ કેનેબીયા મારસેલ્સના રસ્તાઓની રાણી છે. શોભીતોબી તેવોજ, ધીરડીવાલોબી તેટલોજ, ફાંકડા મનપસંદ વીજલીની રોશનીમાં દીપી નીકળતાં મોટાં હોટેલો, તેવાજ સ્ટાઇલીશ હાઈ કલાસ 'કાફે', દરેક જાણીતી ટુરીસ્ટ કુંપનીની આફીસો, મારસેલ્સ નું ચેમબર ઓફ કોમરસ, અનેક સીનેમા ઓપેરા કુંપનીઓ નું ધામ, વગેરે હયાંજ જોશો. બસ એજ રસ્તો ચીપી ચીપીને જોવો એટલે મારસેલ્સ એમાં સમાઇ ગયું. એક નાકાથી બીજા નાકા સુધી જશો તો પેટ ભરતી મોજ મેલવશો. જરા રસ્તે વાટે ચાલો હાલો ત્યારે અને તરામબેટમાં બેઠાં હોય ત્યારે, મહેરબાનીની રાહે ખીસા પાકીટ વારે ઘડીયે તપાસશો તો કમતરીન સેવકને મોટું માન તથા શોભા મલશેજી. "રૂઈ કેનેબીયા" બા

કાંકડા રસ્તા ઓનું ટુંક વર્ણન.

બીચારૂં ગયું. બેહસ્ત તેને! અને કેનેબીયાના એવન્યુ યાને બન્ને બાજુની ઝાડોની ઘટા વચ્ચે મુંબઇના એસપ્લેનેડ રોડ જેવા રસ્તાપરથી ટ્રામે રસ્તો લીધો, અને એવન્યુના નાકા પર આવેલાં "બાદશાહી પુટલાં" પાસ એનતર થઇને સેનતર કીધું. યાર મારસેલ્સમાં હારેહાર ઉભાં કીધેલાં આ મારબલના પુટલાંમાંના કેટલાંક તો ખરેજ ફ્રેંચ કળાનો ઉત્તમ છાપ આપણા નાળીએર જેવાં પાકટ મગઝ પર બેસાડે છે. પણ પુટલાંથીજ ચોપડીના પાના ભરવાના નથી. દીકરા હજુ તો મારસેલ્સના ભીત્તરમાં કંઇ કંઇ દટાએલી ખાનો જોવાની પડીછે. પુટલાં આગળથી ટ્રામ આગળ વધી ને ઝુઓલોજીકલ ગારડન પાસ આવી ઉભી. કહેજે મારસેલ્સનું ઝુઓલોજીકલ ગારડન બહુજ જોવા લાયક છે. હા બા ના કોણે કહ્યું! પણ જેઓએ મુંબઇનું વીકટોરીયા ગારડન જોયું હોય તેઓએ મારસેલ્સનું આએ "ઝુ ગારડન" જોવાની તસ્દી લેવી નહિ. અલબતાં બાગ છે, બગીચો છે, જાનવર ખાનું છે, ફુલ ફલાડીનો સીંગાર છે. પાણીના બનાવતી ધોધ, તથા પાણીના કેટલાક આરટીફીશીયલ લેકો વગેરેથી આ નાનકડો બાગ આપણી પાસ ઠીક દસ્તુરી માંગે છે. હામે હામં જીવ બહેલાવા આવનારાઓને પાણી પીવાના બબે મટકાં નલની પાઈપ આગળ નાનો ઓવારો બાંધી ગોઠવ્યાં છે. પણ ઉપ્પર ચઢો ને મારસેલ્સનો બાદશાહી મહેલ જુઓ. મારસેલ્સ જોવાનો તમારો ખરચ વ્યાજ સીકકે વસુલ કરી આપશે. પાણીના ધોધ પાસેની સીડી આગલથી ઉપ્પર આવતાં પેલો જગ જાહેર "પાલે-ડ-લોન-શાન" યાને મારસેલનું બીલોરી બેહસ્ત નીહાલો. પણ એ ડઘાઈ કેમ ગયાં! એ તો હજુ પેલેસનો પાછળો ભાગ છે. જરા સીડી વાટે નીચે ઉતરી એનો આગળો ફ્રેન્ચ વ્યુ તો જુવો, ને ફ્રેંચ કળા કૌશલ્ય માટે આફ્રીન કરો. આ પેલેસ તે મારસેલનું મ્યુઝીયમ છે. અલબતાં તરેહવાર પક્ષી ને જાનવરો ને સ્ટફ્ડ કરી એવા આરટીસટીકલી કબાટોમાં

મારસેલ્સનું જગ આશકાર મ્યુઝીયમ! "પેલે-ડ લોન-શાન."

ગોઠવ્યાં છે, કે, બેશક જોનાર તેની સહેજમાં કીંમત કરી શકે. એક ભાગમાં આ સ્ટફ્ડ પક્ષીઓનું એકઝીબીસન, અને બીજી બાજુ મોટા મોટા આરટીસ્ટોની પીંછીના પરીણામો ફાંકડા પેનટીંગો, નાદર પુટલાં, જોઇને બેસુદ્ધ થાઓ ને જરા જરા વારે સ્મેલીંગ સોલ્ટની સીસી યા કાંડો નાક આગળ ધરતા રહો. અંદર જતાંજ નીચે છતરી લાકડી જે હોય તે આપી દેવી, પછી અંદર જવું. આ પેલેસના પીકચરો, પોસ્ટ કાર્ડો, નાની મોટી ચોપડીઓ, મ્યુઝીયમમાંથીજ બે ત્રણ ફ્રાંકોની નજીવી કીંમતે મળી શકશે. વખત હાથમાં ઘણોજ થોડો હોવાથી દશેક મીનીટ મ્યુઝીયમમાં ગાળી આગળી સીડી વાટે ઉપ્પર ગયા તો અર્ધ ચંદ્રમા આકારમાં સફેદ મારબલની ગંજાવર થાભલાંવાલી બીલ્ડીંગ, વચ્ચો વચના મુખડાપર બે સીંહોની લગામ એક રખેવાલના હાથમાં સોંપેલી, જે બે પથ્થરના સીંહોમાંથી પાણીની નદી વહેતી વચ્ચેની મારબલની સીડીઓપર મથક કરી, બગીચામાં કીધેલા પાળના મોટાં કુંદાળાંમાં મળતી જોવી, એ દાદાર અહુરમઝદના બીલોરી બેહસ્તમાં આગળથીજ નામ રેજીસ્ટર્ડ કરાવવા બરાબર છે. આ નીચલાં પાળવાલા કુંદાળાંમાં વરી બે નાનકડા ફુવારાઓ બારે માશ ઉડતા રહે છે, જે અફલાતુન ગરમીમાંબી આઇસક્રીમ જેવી થંડક મગઝમાં પેવસ કરે છે. બસ એટલુંજ કહુંછ કે મારસેલ્સ જાવો ને પહેલ્લો એ "પેલેસ" જોઓ. જો નહિ જોશો તો શેકશાદીની પેલી શાએરી માં કહું તો, ચાલીસ વરસ જીંદગીના ચોરાસીના ફેરામાં પસાર કીધાં ને ચાર બોલ્લસનો ચોરસખંડ ગુમાવ્યા જેવું થશે. આ બાદશાહી પુટલાંઓનો ઠઠેરો, પથ્થરના સીંહોના મોહ વાટે વહેતા પાણીના ચાલુ ધોધો વચ્ચે બગીચાની રોનક, વગેરે તમોને જીંદગી સુધી આભારના બોજ હેઠળ રાખશે. પણ પેલેસનો પીછો અતરે છોડી પાછા કેનેબીયાના મુખડાપર આવો. બે વાગાનો ટેમ થયો છે, હવે જરા ટ્રીપીન ટેંહકણાપર નજર દોડાઓ.

શું ચીતાર મારા બાપ ચીતારાઓનીબા આંખ છે કે સીસો દરાખ!

અંતે ગુફ્તન કરવા હું ને મારો ગાઈડ એકાદ "કેનેબીયા" માં આવેલા ફાંકડા હોટેલમાં ગોઠવાયા. ગાઇડનેબી પેટમાં ભુખના ધુમરાં થયાં હતાં એટલે બન્નેએ તાજી ફીશ, સુપ, ફ્રુટ, સેન્ડવીચીસ વગેરેની પાયદસ્ત ફેરવી, જરા ચાહે કાફીથી મોઢું મટમટાવી ફ્રાંસના સઉથી વખણાયલા દેવલ "નોટરે-ડામ-ડીલા--ગારડ" તરફ હેરયું લીધું. કેનેબીયાથી જો સીધાને સીધા ચાલ્યા જશો તો તો દશ મીનીટની વોક છે. વચમાં, મારસેલ્સની પેલેસ ઓફ્ જસતીસ, તથા બીજા એવન્યું, વગેરે જોવાનું મલશે. એક તો ખાધાનુંબી જેરવવાનું હતું એટલે પગની મંજલ પરજ પસંદગી ઉતરી. લાંબી લાંબી ફરલાંગ ભરતા અંતે આ રોનક દાર દેવળની તળેટીએ આવી લાગા, કે જયાંથી એક મસમોટી ગંજાવર લીફ્ટ તમોને ખાંધગોરી કરી દેવળની ટોંચપર લાવી મુકે છે. મારા બાપ! આ એ તે લીફ્ટ કે ઉકરજી નાનાભોટાના ઘરનું કાતરયું! બેશક કમાલ વાકઇ કમાલ! જેવા લીફ્ટમાં બેઠા કે બે મીનીટમાં તો સીધા દેવલના દંકીદોરપર આવીને ઉભા. દરેક માનસ દીઠ લીફ્ટમાં જવા આવવાની એક ફેરાની ફી ૨૦ સેનટીમ એટલે બે આના. યાર સસતું ને સીગનપોરની જાતરા. પણ લીફ્ટની કરામત શું છે તે જાણોછ! એમ તો મુંબઇમાં કાંહ લીફ્ટ નથી. ઇઠુ પાંડુની ચાહલીમાં બી હવે તો લીફ્ટના લલના ગવાય છે. પણ આ મારસેલની લીફ્ટ તો દુનિયામાં મશહુર છે. પહાડપર કીધેલાં નીસરણી જેવા બાંધકામ ઉપર વીજલીના પ્રતાપે ધીમે ધીમે આ પ્રખ્યાત પવીત્ર દેવળ તરફ મુસાફરોના રૂહને ઉચકી જતી લીફ્ટને દુરથી જોશો તો બેશક ફેર આવશે. પણ ઉપ્પર જઇ આ લીફ્ટના બનાવનાર ના રૂહ માટે શાંતી માંગજો. ભલે તેને આ પવીત્ર દેવળની પનાહ મળે. લીફ્ટમાંથી સીધ્ધા બહાર નીકળ્યા કે દખમાની સીડી માફક થોડીક સીડી ચઢવી પડે છે જે પછી આ પ્રખ્યાત દેવળ ના દીદાર મળે છે. ખટકે ખટકે પવીત્ર દેવળના સુવેનીર

ચાલો જરા ગુફ્તન કરો બાવા.

નોટરે ડામનો લીફ્ટની જરા સેર તે લેઓ.

આલબમો વગેરે ગોરી ધતમારી સફેદ સાહયામાં સજ થયેલી પવીત્ર બાળાઓ નજીવી કીંમતે વેચે છે. આ પવીત્ર દેવળની આખા ફ્રાંન્સ દેશપર મીઠ્ઠી મહેર છે ને હ્યાં લોકો પોતાના પાપની પશેમાની કરવા એકઠા થાય છે. દેવળની તલેટીપર આવી લાગતાંજ તેની પવીત્રતાઇનો ગંભીર ખ્યાલ આપણા મગઝમાં દોરે છે. એક મસ મોટા મીનારાના મથાળે ખુરશેદ ખજદના કીરણો સાથ ખેલ કરતી સોનાની સજની હાથમાં નાનકડા બાલક સાથે એક ખાસ નાનકડા સ્ટેંડ પર ઉભી રહી પાપીઓને પવીત્ર પાણી પીવાડી પરેહજગાર બનાવે છે, જે સોનેરી સજનીને "નોટરે-ડેમ-ડલા-ગારડ" ને નામે ઓળખવામાં આવે છે. આ બન્ને મા દીકરાંના માંથાં સુંદર તાજોથી સીંગારેલાં છે. અંદર મસ મોટો કાંસાનો બંગાલી સદરા જેવા બારીક કોતર કામ કરેલો સુંદર દરવાજો છે જેમાંથી પવીત્ર માતાની મુરતી ના દરશન મળે છે. અંદરના ઓલતર ઉપરના ગુંબજ પરનું પેનટીંગ બેશક ફ્રેંચ આરટીસ્ટોની પીછીનું નાદર પ્રોડકશન છે. જગેજગ કોતર કામ, મહાન ખ્રીસ્તી પયગામબર જેસસ ક્રાઇસ્ટની જુદી જુદી છબીઓ, અને ચુનંદા પેનટીંગો બેશક આપણી લાગણીને ઉશકેરી પાક અહુરમઝદની યાદ દીમાગમાં જાગરૂત કરે છે. બેશક ફ્રેંચ લોકોએ આ દેવલની કારીગરીમાં તો અવધીજ કીધી છે. ઉપરના મીનારામાં ગોઠવેલો ગંજાવર ઘંટ "લ બુરડો" બેશક અજાયબીના ગારમાં આપણને ડુબાડે છે. બસ અહીંથી આખા મારસેલની નેચરલ સીનરીપર નજર દોડાવો ને છેવટે આ રંગીલા મારસેલ અને તેના પવીત્ર દેવળને ટોપી ઉતારી પુર માનથી નમન કરી પાછા લીફ્ટ ભણી હેરયું લેઓ. ટુંકમાં આ પવીત્ર દેવળમાંનો ક્રીપ્ટ, ચેપળનું સુંદર બાંધ કામ, થાંભલા પરની નકશી કોતર કામ, દેવળનો કીંમતી સોના રૂપાનો ખજાનો વગેરેનું તોલ આ કલમ પાસે કરાવવું મહાલ છે. અંતે દુનિયામાં ડંકા વંજાડનારા આ

'પવીત્ર નોટરડામ તને — ઇસુક્રીસ્ટની પનાહ મળો!'

પવીત્ર દેવળની બહારની બાજુમાં બાંધેલા એક ઓવારામાંથી ખોબલો ભરી નળનું મીઠું પાણી પી, ગળાંની પ્યાસ સુકવી લીફ્ટ વાટે નીચે આવ્યા. એટલામાં પાંચબી થયા. સ્તેશનપર જવાને છ કલાકનો ટાઇમ છે. પણ આ ગાઈડ તો આઠ વાગામાં અહીંથી એના બાપનો દહાડો કરવા નીકળી જનારો હોવાથી હવે જવું કયાં! સીધો રસ્તો એકાદ સીનેમામાં જઈ ચુનંદા, ફ્રેન્ચ આરટીસ્ટો ને હાથ તૈયાર થએલી ફાંકડી ફેશનેબલ ફીલમ નીહાલવાનો છે. તુરતજ હમારા આ ત્રણ કલાકના પરોણા, સેક્રેટરીને સવાલ કીધો કે બા અહીં જોવા લાયક સઉથી ચુનંદો સીનેમા કીયો છે તો કહેજે, "મી. શરોફ સારી યાદ આપી, સીનેમા સીનેમા શું કરોછ સાહેબ એવો તો સીનેમા દેખાડું કે એ ઘડી તબીયત ખુશ થઇ જાય, એક જાય બીજાનુ મન જવાનું થાય, ત્રીજો મારવાડી શોધવા જાય. હોશે બાપુ, મારસેલના પેટાખાનામાંના અનેક ભંડારમાં વરી એબી એક ભંડાર ભરેલો હશે. જોઇએ તો સહી કરી દોલતાં દોલતાં ચાલવા માંડયું. અંતે એક મસ મોટી પેલેશીયલ બીલડીંગમાં આ મારો પરોણો મને લઇ ગયો. બહારથી બટન દાબતાં તુરતજ દરવાજો ઉઘડયો ને ભપકાદાર ઘણાજ આરટીસટીક સ્ટેર કેસ પરથી એક લેડી હમોને ઉપ્પર લઇ ગઈ. ભઇ આએ શું તો કહેજે " ડર્ટી સીનેમા શો, ડર્ટી બટ વેરી નાઇસ એન્ડ વેરી ગુડ" અરે તારૂં સર સંડાસમાં જાય ને તું ફાંસીને ત્રણ લાકડે ચઢે સેતાન ના સાથી, અહીં કાંહ મને તું લાવ્યો! ઓહ સુંદર મોડલની ને પોતાની પાપી ખુબસુરતીની ખુબીથી વીઝીટરોના મન હરી લેતી, જુવાન જવાન કસકુનમ દદાઓ, તમોને ઉત્તેજન આપનારાઓ પર, બલકે આ દોજખખાનું જાણી બુજીને પુર બહારમાં ચલાવનારાઓ પર દુનિયાના કદ્દા શ્રાપ હોજો! અફ્સોસ કે આ જુવાન જવાન કેળવાયલી અબળાઓ પોતાના હવસને શયતાનની પાંખ હેઠળ જેમ ચાહે તેમ પુરો પાડતી

પેલા દાબડામાના જુઠોથી જરાક નઝર ઉઘાડી ચાલજો!

જોઇ આપણા જીગરમાં કંપારી છુટે છે. પણ ફ્રેન્ચ પ્રજા આ ચીઝને અનીતી માનતાં નથી. બલકે શરમ કીયા બાપની બેટી છે તેનેથી તેઓ અંજાણુ છે તો પછી પથ્થર પર પાણી રેડવામાં હાંસેલ શું!!

"એ તો લાજે સમપત પામ્યે ને લાજે ઇજ્જત માન,
લાજ વગરનો અન્નાડીં તેને નહિ નાક કે કાન."

માટે ઓ મારસેલને ઉડતી વીઝીટ આપનાર ભોલા ભાલા પરોણા, આ હકીરની શીખ ધ્યાન પર ધરજે કે મારસેલ પોતાની અનેક કીસમ કીસમની કીસબીઓ છતાં બદીના દળીયાઓથી ખાલી નથી. જેમ તેમ કરી આ ગાઇડ નખેતરને ઉત્તર દીશા ભણી ઉભો રાખી શેશ ભરી, એ પાંચની આપ લે કરી ત્યાંથી નીચે ઉતરયા. ઘડીયાળમાં જોયું તો ૭ વાગેલા. મુંબઇના સ્ટેનડરડ ટેમથી સાડા ચાર કલાક ઓછું એટલે મુંબઇમાં તેજ દીવસે રાતે સાડા દશ થયા હશે! લાવની જઇને બજારમાંથી કંઇ યાદગીરીની ચીઝ ખરીદી લઇયે. મારસેલમાં ખરીદી કરવાનું મુખ્ય મથક કેનેબીયા ને તેના આજુ બાજુના નાના ડાળ પાંખડાં છે. જો શર્ટના શોખીન હોવ તો મારસેલના સઉથી વખણાયલા પ્લેટેડ ઝેફર શર્ટ લેવા ચુકશો નહિ! ૭ થી ૮ ફ્રાંક એટલે સાડા ચારથી પાંચ રૂપીયામાં તો એવું નંગ મળશે કે તમારા ગ્રેટબ્રીટનના રૂપીયા દશના શર્ટને ટક્કર મારે! આશરે અરધી દજન શર્ટો ૪૮ ફ્રાંકે ખરીદી લઈ થોડીક ફ્રાંકડી નોવેલ્ટીનું સીલેકશન કરી, ગાઇડના હાથમાં તેનું પાકીટ આપીં સ્ટેશન ભણી ચાલવા માંડયું. એમ કરતાં આંટનો ટકોરોબી પડયો. ચાલો ગાઇડ બાવાજીએ નમીને રાઇટ હેન્ડ સેલ્યુટ કીધી, અને બહોંની માટે લાંબો હાથ કીધો, પણ ખરીદીમાં સઘળા છુટા પઇસા ખરચી દીધેલા હોવાથી, દુકકરના ખાધેલાને માટે પાંચ પાઉંડની નોટ વટાવવાનો ઇરાદો મન સાથ કીધો. પણ

ગાઇડ પાકીટમાં મબાર્ રૂ પાડયું.

એ નોટ વટાવવી કાંહ ! એક તો શહેરથી અંજાણુ, શહેરની ભાશાથી અંજાણુ, એટલે જવું કોણુ પાસ ! એટલામાં આ મારા અફ્લાતુન સેકરેટરીએ છેવટની ભલાઈ દેખાડવા મને અરજ કીધી કે "મી. શરોફ, તમો સ્તેશન પર થોભો, અબ ઘડીમાં નોટ 'બફેટ'માંથી વટાવી લઇ આંઉ." આપરે જાણ્યું જે માનસ વીશવાસુ છે એમ તો, આખો દીવસ બધું ફેરવી હેરવી ખવાડી પાઇને લઇ આયોછ એટલે પાછો ફરશે ખરો, પણ આંહના દશબી થયા તો આએ દીવસનો પરોણો મુવેલાંને તેડવા ગયલો પાછો ફર્યો નહિ. ચાલો, પેલા કહે તેમ કીનારે આવીને પાકીટતો ટોરપીડો થઈ, હવે કરવું શું. હાય અફસોસનું તેના નામનું રૂડન કરી, તેના રૂહ માટે બદામી વટાણા વરસાવી, બફેટમાં જમવા ગયો, જ્યાં મને સારી નસીબે એક બ્રીટીશ સોલજર મળ્યો, જેને બીચારાએ મારે માટે બહુજ દીલસોજી દેખાડી, જ્યાં સુધી કુકનો માનસ આયો ત્યાં સુધી મારી સાથેજ રહી, એક પઈનીબી આશા વગર મારી દીલગીરી વીસરાવી, મને ચીઅર અપ કીધો. આહ મારા કલાકના મેહમાન દીકરા 'જોન બુલ'! આફ્રીન તારી આવી કદરશીનાસીપર ! જોયો કે દીકરાજીઓ આ ચાંચીયા ચોરોનો ચચરાટ. બહારથી પરેહજગારી ગમે તેવી બી બતાવે તો તે પર ભુલતા ના, બાતેનના આ કાળા કપટી કરસેવજો તમારી પરનો દાંત વીસરનાર નથી. અંતે દશના અગીયારબી થયા, ને કુકના ઇનટરપીનતરો બી પધાર્યા, જેઓને મેં મારી હીસતરીથી વાકેફ કીધા, અને ભલા આદમીઓ; જેઓએ આગલ એમ તો કંઇકના ગળાં ફાંસ્યાં હશે તેઓએ મારી તરફ દીલસોજી બતાવી, મારી રીઝર્વ્ડ સીટ દેખાડી, સામાન બરાબર ગોઠવી, ગુડબાઇ કરી પાન પાવલો સેરવી લઈ ગયા. એવામાં હમારા બોટના કેટલાક ફ્રેન્ડોબી ફરી હરીને આયા, જેઓએ મારો ઇનતર વ્યુ લીધો અને અરસપરસના રૂડન પાટલા પછી ટ્રેનમાં ગોઠવાયા. વેલ ગુડ

મીયાં બને ફાંકડા તો પેસીકા મુહ સાંકડા!!

બાઇ મારસેલ્સ, આવતી વખતે વરી જો ખુદાનું ચાહતું થશે, ને એક બે દીવસ ફાજલ પડશે તો પહોલીને ચોહલી છાતી સાથે કહું છું કે, તારા મોહીની મંદીરમાં એકવારબી મીઠ્ઠું ડોકયું કરીશ. પણ એ બધું શા કાજે, તકોબરીમાં તવળાવતી, મા બની મલકાવતી, હેત કરી હરખાવતી, નાચતી કુદતી, ને છાપરે ઉડતી આશા દેવીને કાજ!

કાલીંગડો.

અરે આશા છે મોતીનું વહાણુ માન રે,
જેની સરહદપે તકદીર તુફાન જાન રે.
'ફીરોજગર' ન ભુલતો ખોઇ ભાન રે.
કરતાં કાલ કરોળીયાનોબી આવી પહોંચે કાળ.
પગતળે મોત ખખડે અટકે ચેતી ચેતી ચાલ.
(ફીરોજગર વાણી.)

---

# પ્રકરણ ૫ મું.

## મારસેલ્સથી લંડન

(પૅરીસ, હેવર, સુધેમપટનને માર્ગે.)

કંઇક ગોરો મરમ મસાલો.

"એ આ અમથાની મા બેઠી કે!" "હા ભાઈ હા, એ આ તમારો કલાશ ફીયો" "એ અમારો સીકેન કલાસ ને તમારો ફ્રસ્ટ કલાસ." ઉપલા કાઠીયાવાડી પદધા, જ્યારેબી કોલાબાથી ગુજરાત મેલ ઉપડે છે ત્યારે આપણે કાને પડે છે, અને જેમ મુંબઇમાં તેમજ યુરોપમાંબી યાર ગાડી ઉપડે તે વેળાનો સીન બેઘડી મોહક પમાડે એવો છે. ચાલો ત્યારે, આ સહેલ સફાઓમાં સયર કરો ને જુઓ કે, ગોરી ચામ-

ડીની કરામત શી છે! જેવારે શહેર જોવા સઉ વીખુટા પડયા, અને આ લવંગના વેપારીઓ તમારા કમતરીનને સદાનો તેની જીદની દયાપર, 'જીદનું જાલુ' ના સરપાવ સાથે પાંજરેથી છુટોકરી, 'સાંજના ટરેનપર મળશું' નો સધ્યારો આપી ગયા હતા, તેવારના છાતીએ ચઢી આવેલાં વાદળાંની એક ઉડતી તપાસ લઇએ. પણ કોઇ પુછશે કે " ભાઈ ફીરોજગર તમને એમનાથી છુટું જવાનું કારણ શું!" વાજબી છે સાહેબ, કહેતાં ભુલી ગયો! કસ્તમ હાઉસમાંથી સામાન પાસ કરાવી, કુકના ઇનટરપીનટર સાથ મુકાબલો લઇ છુટકારાનો દમ ખેંચતાંજ, આ ગોરી તોપીવાળાએ મને સવાલ કીધોકે " મી૦ શરોફ શહેરમાં આવોછ કે!" મેં કહયું જે, ભાઇ ચાલો શહેર જોવા જવું હોય તો આપરી ના નથી. પણ તેવામાંના એકે દોહરૂં દોહવ્યું જે, " મી૦ શરોફ હમો તો "ગર્લ્ઝો" ની સાથે જઇશું, ને તેમને ત્યાંજ ચાહ પાણી કરીશું." હવે મી૦ શરાફના ફસિકોરાં ધીલાં થયાં. આપરે તો કહયું જે બાવા સીધારો સુખેથી, મી૦ શરોફનો ખુદાય મી૦ શરોફ સાથે! પણ ખુદા કાજ ખીસા પાકીટ નાદાનની અકકળ માની તપાસજો, નહિતો દંટારા જેવો અવતાર થશે, તો ચોર ચોરી કરે ને ચોકીબાન જેલ મહીં જાય તેમ કેહું. જવાબમાં આપણેજ ગળે ઓળવ્યું જે બા તુંને અકકળ નથી, હમો તો અહીંના પરોણા છીએ. વારૂં ભાઇ હાલતો ગાડી દપટાવો, રાતે એજ મોઢું લઇને બોટ પર આવજો, પછી અકકળની પરીક્ષા કરીશું! એ તો,

પ્રથમ મુહરતમાં હસ્યો જે, ફસ્યો તે આ જગમાં યાર,
બીજને ચાંદે હસ્યો જે, થસ્યો તેજી યાર લગાર,
પુનમ પદવે હસ્યો જે, ઠોકર ખાઇનહિ પામ્યો સાર,
પણ વનમુહરતે હસ્યો જે, તે ઉતર્યો અપરમ પાર.

(ફીરોજગર.)

જયારે ટરેનમાં આખા દીવસના ગાળા બાદ તેઓની કાગ નીશાન શીકકળ જોઈ, ત્યારે કંઈકિ સુધ ઉંઘડી કે દાળમાં કાંઈ કાળું છે. નજર પડતાંજ તુરત તેઓમાંના એકે ડોકી નમાવી ટોપી ઉતારી, અને આપરે પાછું માન અકરામ બ્યાજ સીકકે રીટર્ન કીધું. મીનીટના ડરોપશીન બાદ તેઓમાંના એક મી૦ વીલશન, જેવણુ આખી કંપનીમાં સઉથી લાયક ને અમીર ખત્રાસના હતા, પણ નસીબ સંજોગે સઉથી વધુ ટળયાં ઝાટક થયા હતા, તેમણે આખરે ચુપકીદીનો કીલ્લો ટોડયો. "મી૦ શરોફ તુંને હું મુબારકબાદી આપુછ." પણ ભઇ શાની! મી૦ શરોફનાં કાંઇ વીહા લગન છે જે તેની વાત! તો કહેજે "દીકરા તું કેવો નશીબવાન, કે તું બચ્યો ને હમો આએ પાવડી પાનામાંથીબી રખડી, બોરે માથે, ને કારે હાથે પાછા ફર્યા." કયું ભાઇ અકકળ બની કે બેંશ! દશ મીનીટની દીલગીરી બાદ પાછી ચુપકીદી ફેલાઇ, કેમ તો ગાર્ડની વીહસલ થઈ, ને ટરેને હાલવા માંડ્યું. જરાક હવે કોનટીનેનટલ ટરેન પર કંઇક આછી નજર દોડાવ્યે. ભાઇ મંમભઇ માફક ત્રણુડે કલાસોની સગવડ છે તો ખરી, પણ અલબતાં ગ્રેટબ્રીટન માં તો ફરસ્ટ અને થર્ડ કલાસજ જો! ને વળી થર્ડ કલાસબી કેવા, મુંબઇના ફરસ્ટ કલાસને ધાંકી નાખે. તેવીજ ફાંકડી વેલ-વેટના લાંબા ને લાંબા ખુણે ખુણે હાથાવાલા કોચો, બેઠક માથે ફેનશી પીકચરોના તખતાઓ, ને વરી તેનીપર લાંબી ને લાંબી હલકો સામાન મુકવાની જાળી! પણ ભાઈ જે સુરતથી અમદાવાદની ગાડીમાં તમને લાંબા થઇને પહોડી જવાના બર્થ આઇતા મળે છે તેમ ફ્રાંસમાં ખાન ખાવી નહિ જો! મકું જે આગળ ચાલો ત્યારે. ધીમે ધીમે હમારા ખતારાએ કંઇક કલાકના ચાલીસ માઇલની ઝડપે હાંકવા માંડયું, ને રાતતો કમપારટમેંટમાં હમારી સાથના, ફ્રેંચ પરોણાઓ સાથની ઇસારતની વાતચીત, કંઇક મેનડોલીન મ્યુઝીક, કંઇક લવ લવારા, કંઇક

ટરેનનો ડબ્બો કે ફલકલુમા.

ઓળખ પીછાણુ વગેરેમાં પુરી થઇ. ઓહ પણુ થોભો ભાઇ એ શું આવ્યું, તો કહેજે "લીઓન". હં! હવે કેકું બેજામાં ઉતર્યું, એતો ફ્રાંન્સની આગલી રાજધાની આવી. આ લીઓંનનું સ્તેશન તમારા દીલ્હીના સ્ટેશન જેવું લગભગ મોટું છે. એક કલાક ગાડી અહીઆં ચાહેપાણી માટે વીસામો લે છે, એનજીનના પેટાખાનામાં કોલસો પાણી આંહી ભરાય છે, માટે લાવો જરા સકાળે કુમારસ્તા તો કર્યે. પલેટફોમ બાજુના દાદરપરથી નીચે સીધા ઉતરી જાઓ, ને જમણા હાથપર પાછા ફરો કે મોટું બફેટ નજરે ચડશે, જ્યાં કાંસીયા જેવું મોટું કાચીનું કપ, સેકટાની શીંગ જેવા લાંબા પાંઉની એક ગોળ કાતરી, ને માખણની ગોટી પર શુકરાના કરી, ગોરી ઘાટમારી નમાની ફ્રેંચ બુલ બુલોને બે ફ્રાંક આપી, પાછા તમારા ડબ્બા તરફ હેરયું લેઓ. અંતે ફરીને આપ ભાઇઓની યાદદાશત જાગરૂત કરવાની જરૂર છે કે, જો ફ્રેંચ નહિબી જાણતા હોવ તો ભલે પેસેનજરોની સગવડ ખાતર ખાસ તૈયાર કરેલી મારી " પારલે ફ્રાંસે " ડાએરીમાં ડોકયું આગમચથીજ નાખવા ભુલશો નહિ. કાંઇ ખાસ ફ્રેંચ શીખીને જવાની જરૂર નથી. મારી બેલાર્ડ પીઅરથી બ્રીટન જે માંગશો તે દેખાડશે. પણુ ફરી ફરીથી કહુછું કે ખીસા પાકીટ પર બારીક નજર રાખજે, અને જોખમબી બને તો વેસ્ટની અંદરના ખીસામાંજ બટન કરજો, કે નીરાંતે ઉંઘાવો પછી તેની ધાસ્તી નહિ. આલોજી સાજનાં ૬ વાગે પારીસ પુગવાનું છે. પણ બપોરના કુમારસ્તાની કયાં ગોઠવણુ કીધીછ! આરડીનરી ટરેનમાં રેસટુરાંટ કાર જોડવામાં આવતી નથી માટે 'લીઓં' થી પાંચ ફ્રાંક એટલે ત્રણુ રૂપીયા બે આનાની એક લંચન બાસકીટ લઇ લેજો. આ કાગજની શુશોભીત બાસકીટમાં, એક ફુટ પાંઉનો કટકો, બે ચાર સોસેજીસ એટલે જાત જાતના ગોસના ટુકડાઓ, બીફના એક બે ટુકડા, એક એપલ એટલે સપરચંદ, એક ફ્રાંસના ખણખેલા ખાટટા લાલ વાઈનની બાટલી, એક મીનરલ વાટર,

'લીઓ' આવ્યું કુમારસ્તા કરો.

પેલી મશ્હુર લંચન બાસકીટ.

એટલે પુરાના પાણીની બાટલી, માખણની એક ગોટી, સાથે નાનકડો છરી કાંટો, ને એક કાગજનો રૂમાલ મળી ઉપલા પંચ વાણા જોશો–કેમ જીવ ધરાયો કે નહિ.! ભાઇ સોંઘું છે, બાજ ધરો ! બાસકીટની શેશ લઈ દબ્બામાં બેઠક લેતાં ગાડી ઉપડી, અને પાસીનજરોના રોહ સાથે ગાડીએ ચાલુ મુકયું ! શું ફ્રાંસની નેચરલ સીનરી દીકરાઓ ! એક એકા સીન નદીપરના પુલો જોઇ ફ્રેંચ હુન્નરમંદી પર આફરીન કરો. બસ જરા કંઇક નવું જોઉં તો મોહેથી " વાહ ! વાહ! વાહ ! " સીવાય બીજું બોલાયજ નહિ. બન્ને, બાજુના ઝાડોની ઘટા વચ્ચે છુપાએલાં નાનકડા સરોવરોના પદછાયાને ખુરશીદ ઇજિદના તળુ થવાને વખતે, પોતાની પ્યારી માત્ર ભુમીને સુનાની પતરીનો લેબાસ પહેરાવતાં જોવું, એ બેશક મોતીયાની આંખ્યોનેબી થંડકનો આઇતો સુરમો છે. ટરેન પોતાની બનતી ઝડપે દોડે છે, બપોરની બકરી બેંબેં કરે છે, સુર્ય નારાયણ આકાશ ગમનને ઉંચે આશને બીરાજ્યા છે, અને પેટ પુંજા માટે " મોઢું " બ્રાહમણ ક્રીયા કરે છે. ચાઆલો બાસકીટ છોરી યઝદાની યાદબી લઇએ. કંઇક ખાણા પીણાની નેચરલ ગમમત, સુખલા જામાસ્નની ગત રમત, વગેરેથી બપોરના ચારબી વાગા. હવે પેરીસ આવવાને દોઢ કલાકનો વીલંભ છે. લડાઈના કંઇક છાંટા દેશપર ઉડયા છે એવો અહીંથી સહેજ ખ્યાલ મળે છે. ફ્રાંસની શહેનશાહબાનુને નમન કરવા તૈયારી થઈ રહી છે. આપરેબી ' ટોઇલેટ ચેમબર ' માં જઇને હાથ મોઢું ધોઇ બાલને પાછા બ્રશ મારીને મુછની બન્ને અણીઓ સોય જેવી બનાવ્યે. અછાડ પછાડ, ને ધોંગ ધમાસા સાથે સાડા પાંચબી થયા, ને પેરીસના "ગેર ડી લીયોં" જંકશન પર ઉતરીને ફીલ્લા કાકાએ ફંકશન કીધું. વીજળીની ભભુકદાર રોશની વચ્ચે પેરીસના આ ફેશનેબલ સ્તેશન પર નજર નાખતાં બસ નવી વાડીની જાતરાની ચકરીજ આવવા લાગી. બધી ફ્રેંચ ચટણીજ જ્યાં પીરસાય, ત્યાં મારા જેવા લુખ્ખા

પેરીસ! બાપા પેરીસ!!

સુખ્ખા જરથોસ્તીનું પારસી ફ્રેંચ ને ભણીગણીને મોઢે ચઢા-વેલું ભાડેનું બોણું "ગોરી ગોટપીટ" કોણ સમજે! પણ સારે નસીબે 'કુક' નું ખરડેલું ખાસકું લાલ શીટમાં આપણી સેવામાં ખડે પગે ખોટી હતું, એટલે સીધ્ધી તેનીજ નાડ જોવામાંજ કમતરીને દાહપણ સમજયું.

"શું તમો કુકની ટીકીટ ધરાવોછ સાહેબ" પેલા કુકરી-માએ પોતાની માયાકુલ ઢપે સવાલ કીધો "હા, મારી પાસ કુકની ટીકીટ લંડન સુધીની છે. અને મને તમારી મુંબઈની આફીસે તે આપી છે. "રાઇટ, તારે જુઓ સાહેબ તમારો સામાન સુમાન લઇને ટેકસીમાં મુકાવો, ને હાલતો એક રાત હોટેલમાં ટાડી પાડો. આવતી કાલે સવારે સાત વાગે તમારી ગાડી હેવર જવા પેરીસના "ગેર સેંટલેઝાર" ટરમીનસ પરથી ઉપડશે, માટે ત્યાં બીરાજજો." "પણ ગેર સેંટ લેઝાર કયાં આવ્યું?"

"ટેકસીવાલો સીધ્ધો લઇ જશે સાહેબ. ચાલો ગુડનાઇટ."

આએ આફત જોઇ! ટેકસીવાલાની દયા પર ત્યારે તમારા સેવકને છોડી દઇ આ લાંબી મુછનો છ ફુટયો છગન પુછડાયા તારા માફક ગણગણ કરી નજર પાસથી ગુમ થયો. અંતે મારી

પણ એ ઘરફુરી શાની છે!

સાથના એક જોડયા મુસાફર ફ્રેંચ ડાકતર બેન ને મેં બન્નેએ મળી ટેકસી લીધી ને ગેર સેંટલેઝારની સામેજ આવેલાં 'હોટેલ ટરમીનસ' માં હંકારવા પેલા ટેકસીના સુકાનીને સીગનલ કીધી, ને પાએક કલાકમાં તો આ સઉથી સુંદર ટરમીનસ 'લેઝાર' ની સામે આવેલાં 'હોટેલ ટરમીનસ' પર આવી પુગા. હોટેલ ટરમીનસ! યાર કલમ બાપડી મરે કે માંદી પડે! શું એનો ફાંકડો ઠાઠમાઠ! હું તો એમજ સમજયો કે નેપોલીયન બોના-પાર્ટનો મહેલજ હોશે! આવાં એક મોહસ્વાદીયાના મનમોહન

મંદીરમાં પહેલે પગથીયેજ પગ મુકતાં બંદાના મગઝ પર શું
હોટેલ ટરમાનસ ઇમપ્રેશન થયાં હોશે તે ચતુર વાંચક પર છોડી દઈ આગળ ચાલ્યે. બાવા રાત કાઢવાની છે. દાખલ થતાંજ દરવાજા પોતાની મેલે ઉઘડી ગયા, એટલે આપરે સમજયું કે ભઈ આએ તે બહેસ્ત ખરૂં. અંદર જતાં મેનેજર પાસ રૂમ નંબર લઈ લીફ્ટમાં બેસી બગરી માલપર આવેલા બાવીસ નંબરના રૂમમાં દર પડીયા, ને મોઢું હાથ ધોઈ બોંયતલીયે આવેલા, મોઢા ગમી કરવાના મહેલ માં દાખલ થયા. વાઈન સાથે ડીનરના ૧૬, ફ્રાંક ને બે ફ્રાંક ટીપ મળી ૧૮ ફ્રાંક એટલે ૧૧ રૂપીયા ૪ આના. જેવની એમ શું કરોછ જો બા : શાંતી! પણ ઉતાવળ કરો, બે રાત થઇ કમરનો કાંઠો કહેલું કરતો નથી તેથી નરમ પીછાની બએ બાર મણની તળાઈપર જી હો કરી જઇયે. દીકરાજીઓ, સવારે ઉપડી જવાનું છે. પેરીસ જોવાનો ચાન્સ હાલમાં મલનાર નથી, માટે વાહલાં વાંચક તને ફોકટની મોહીની લગાડી છેલી તક રીબાવા કરતાં મારે ચોખ્ખું કહી દેવું પડશે કે, આ ચોપડી ફ્રકટ પેરી-
કંઈક એક ફ્રુટ ફ્રૂકા ફ્રૂંકી! સની માતા 'બ્રીટન' ની કાંહણી કથાજ રજુ કરશે, માટે પેરીસ માટે જો તને હાંફ્લો આવે તો સબુરી પકડજે, વરી ભવીશમાં એકાદ "પ્રીનસેસ ડોકથી પારીસ" બી તારી લાઇબ્રેરીનો સીંગાર થઇ પડે એ બનવા જોગ છે. પણ આપણે આપણી કથાના મુલ સીધ્ધાંતો બાજુએ મેલી દામાદોલ દુનિયામાં દોળીશું નહિ. થંડે કલેજે, જીવને આતમજ્ઞાન, ને બ્રહાજ્ઞાણના અછાડાં પછાડાથી હાલતો મોકળું રાખી રાત હોટેલમાં તોડી ને સવારના પાવરા જેવા પગને પાછા ટીપટાપ બનાવા ચામડાનો દોરીવાલો ખલકો પહેરાવ્યો. ગાડીને અરધો કલાક છે, ને લગેજ ઠેઠ લંડન સુધી રેજીસ્ટર્ડ કીધોછ એટલે ધાસ્તી નહિ. અતરે વરી 'રેજીસટ્રેશન' મુરતી પોતાની આંખનો હીરો ચમકાવી રહી છે. લેઓ બાપા, પહેલેથીજ સારૂંસારૂં ચાંદની જેવું ચોખ્ખું કહી દઉં છું કે પારીસથી લંડન સુધીનો તમારો લગેજ

રજીસ્ટર્ડ કરાવી દેજો. પણ જોખમની ચીજો નાનકડી હેંડ બેગમાં સાથે લઇ લેજો. એટલે આપણે માથેથી મહેનત મસાગતનું આળ વીટયું. લંડનના વોટરલુ યા ચેરીંગ ક્રોસપર ઉતરો કે તરતજ, રસીદ દેખાડી સામાનનો કબજો લઈ લેજો. ફકત નજીવા એક બે ફ્રાંકમાં લગેજ લધામણુ કંપનીના માથે ઓળવવી એના જેવી ઉત્તમ મોજ બીજી કઈ!

ત્યારે સાત વાગે ફરીને હેવર તરફ વધવા, ઇસતેશનના પલાટફરોમપર બીરાજવાને, રીઝવડ જગા જોઇ ખુશહાલ જીવે અંદર માહદેવની માફક ચીટકયા, ને સુખના લલના ગાઇ શોખીલા શોબતીઓને બહેલાવતી આએ પેરીસ હેવર એકસપ્રેસે, શોકના સ્લીપરોપરથી ગબડવા માંડયું, તે બારને સુમારે તો હેવરના ઇસ્તેશનપર ફરીને લાવી નાખ્યા—હેવર આવ્યું. આજુબાજુનો ઠાઠમાઠ કેવો હશે તે વીસતારવા કલમ બાપડી ડચકાં ખાય છે. લગભગ આખો કોનટીનન્ટ ત્યારે તરી આયા, પણ જ્યાં જોઓ ત્યાં બ્યુગલ, ને કાંપ, ને લશકર, ને વાવટા; પવનના સપાટા, કંઇ ને કંઇ ખબર લાવતા ને લાવતાજ. ટરેનોમાં એજ પાટીયાં લગાડેલાં કે મહેરબાની કરી કોઇએબી લડાઈની વાત કરવી નહિ, કારણ કે સહેજ ફુંકબી દુશમન દેડકાંઓના કાનો ચકોર બનાવી ઉલટી ચેહ સળગાવી જશે. માસી મરે વહાણુ જુએ ને પોરીયાને બોઇનો કાંટો ખુટે, તેવો મામલો હાલમાં આહીં પસરી રહયો છે. બસ બંદુક ને ભાલા ખાંધ ને છુંદી ખુરદો કરે છે. મુફલેસીને મોઘવારી તડકે તેલ કાઢી દમડી મેળવનારાઓ પર અજલનો ઇસતાંપ મારે છે. જો કે પોતાની પ્રજાને સુખી કરવા ફ્રાંસની સરકાર પોતાનો જાન કુરબાન કરે છે. જ્યાં હોટેલોમાં ડંકા જાગતીતી ત્યાં હાલ કાળો કાગડોબી ઝાંખો જોતો નથી. જે શહેરોપર ખુબસુરતી, કુદરત માતાએ કીટલી કીટલીએ રેડી હતી તેજ શહેરો આજ શોકની સાડીનો સીંગાર

હેવરની સીડીબી ચઢયા!

સજી ફરે છે. ટુંકમાં મારસેલ્સ અને પેરીસ કરતાંબી વધુ ગમગીની હેવરના હલતામલતા હરખ કાકાઓને ચહેરે ધાઈ આવેલી દીસે છે. જેવી કીરતારની મરજી. આ જગમાં બીચારા નીરદોશને સહન કરવાનું હશે તે સહન કરેછ. !

ભાઈ—"અતીશે નહિ બોલના, અતીસે બરી નહિ ચુપ
અતીશે નહિ બરસના, અતીશે ભલી નહિ ધુપ"

લાવીને મારા વહાલાઓએ હેવરમાં નાંખ્યા ખરા, પણ પાછા મુકતાદ ઉડવાના કાહરે તો કહેજે ભાટ બંધાય તારે! આખ્ખા માખ્ખા બાર કલાક ગબડાવાના છે. રાતના હાવર બંદરથી લોંચ એકને સુમારે ઉપડનાર છે માટે લાવ દીકરા, એ હાવર ને કોપરાંની કાવર વરી શું છે તે તો જોઈએ! છે તો મોટું ફ્રાંસનું બંદર, એક એક કરતાં ચાર ચાર પ્રોમેનાડ! દરીયા કીનારો મુંબઈના ચોપાટીને સહેજ મલતો આવે છે. બાજ ઈજીનારાઓ માટેની ગોઠવણબી ઠીક લાગેછ. ઈંગલીશ ઈસપીકીંગ રેસટોરાં કાફેની ઓધણ પાથરણ ઠીક છે. પરદેશી ભઈયાના પરદુખ ભંજન કરનારી પ્રોટીયાઓ દગલે ને પગલે છે. ટોઈલેટ સુપરાંની કાની ઉભાય છે. મોટી મોટી કાપડ, જરીકામ, ચાંદીકામ, નોવેલટી, કયુરીઓસ વગેરેની દુકાનોનો ઠાઠમાઠ ઉમદા છે. કેટલાક અજીઠાં પાતરાંના ટુંક અપવાદ સીવાય હાવર બીલોરી બાગ, બગીચા, મ્યુઝીયમ, વગેરેથી ઠીક સજાએલું છે, પણ આપણે માટે ઠીક નથી. એતો અફીણના જીવડા અફીણ મહીજ જીવે જો ભાઈ, સાકર મહી જીવાડો તો તરફડીયા મારે! કંઈક ગોટપોટ સોટપોટ, ખેંગણ ખરીદી, પેટ પુજા, મોજમજાહ વગેરેમાં દીવસ ગાળી, રાતના બંદરપર સાડા નવને સુમારે પાસપોર્ટ એકઝામીનેશનના ટેમે આવી લાગા, ને તેનો તપ્પો પુરો થયો કે પાધરા લોંચપર ઠેર્યું લીધું. તુરતજ, આપેલી સ્લીપ

હેવરથી કવીક માર્ચ.

પરનું નંબર જોઇ ડુટકપર પગ મુકતાંજ, કપતાન સાહેબે કાબીન દેખાડી, અને રાત શાંતી વચ્ચે પસાર કરવા તમારા સેવક પોતાના ગોઠયાઓ સાથ ઠરીઠામ પડયા. લાંચની તળેટીએ આવેલાં ભારવટીયાં જેવા રૂમમાં એક લાઇનમાં એકની ઉપ્પર એક એવાં હારેદાર લગભગ પચાસેક બીછાનાઓ, સાથે ટકીયાને એકએકી બ્લેનકેટ એવી રીતે ગોઠવેલાં કે, જોઇએ તો પગે પગ એકબીજાના અઠડાવો યાતો કે માંથા સાથ કુસ્તી લડાવો. એબી ગનીમત બાવા! પાંચ છ કલાક ઉંઘમાં કયાં ગબડી જશે તે જણાવવાનું નથી. આવાજ વીચારોને મનમાં ઠસાવી, મુંબઇની અલબેલી નગરીના મીઠડા ખ્યાલમાં કોડ મરડી.

" પ્રાન્યા ભજીલે ને કીરતાર,
આ તો સ્વપનુ છે સંસાર"

અંગરેજ હકુમતનું સબકતું બારૂં સાઉથેમપટન.

સવારના પહોરમાં ઉઠી સેલુનમાં જઈ કારી, ને લાઇટ બ્રેકફાસ્ટ લઈ પાછા ડરેશ કરી તઇયાર થયા. ભાઈ સવારે સાતને સુમારે સાઉથેમપટન પુગવાના હતા તેનું ઠેકાણું નહિ. ચેનલ બાપડીએ ધુમ્મસની ઓઢણી ઓઘેલી હોવાથી, અને એક તો પાણીમાં ભરાઇને પોતાની પાંખ ફફડાવતી પેલી ચંડાળ સબમરીનનો દોર વધી પડવાથી, લોંચ ધારવા કરતાં બે કલાક સાઉથેમપટન મોડી પુગી. અંતે સાડાનવ કલાકે ફ્રેંચ કોસ્ટાને સેવટની ગુડબાઈ કરી બ્રીટનની રંગીલી ભુમીના કીરણો જોવા પામ્યા. અહીંથી દુનિયા બદલાઇ છે. રાજ કરતી કોમને આછુમીછુ કરવાનું આએજ પહેલું પગથીયું છે. ઇંગલીશ કલાઇમેટનો આછો ઓજપ અહીંજ તમને મળે છે. ચાલો ત્યારે પાસપોર્ટ દેખાડી સાઉથેમપટન બંદરે ઉતરો, ને ફીકર ધાસ્તીની કોથળીપર હવે મેચીસ મુકો. ખોદાયજીએબી ઘો પુરીયું બાપા કે, અંગરેજી સરહદપર તોફાનનો

વાવટો ચડેલો હોવા છતાં સીધા પાધરા આવી પુગા. એ અં-ગરેજ કળાના ઉત્તમ ખ્યાલની નાળ દીમાગને દરવાજે ઠોકાવનાર પ્યારાં પનોતાં સાઉધેમપટન, તુને પ્રીતભરી સલામ કર્યે છીએ! સાઉધમપટન આવી લાગતાં ગાંસડાં પોટલાં ફરીને સીકડાયાં, ને ધક્કાપર ઉતરવાને લાંચને જોડી નાંખતો એક ઓટોમેટીક દાદર મુકાયો. ધડધડ બધાએએ હાંફળા ફાંફળા જીવે જીપલાવા માંડયું, ને લગેજ બાપલાને એકાદ શેડના કોરનરમાં ધકેલી પાસપોર્ટ માટે ફરીને સેનત્રલ હોલમાં જગયા લીધી. માટે એ ઇગલાંડની સફર સહેલથી પાર ઉતારવાની ઉમેદમાં અંગોલ કરતા તમો ઇતીહાસીક હીંદીવાનો, જરાક આવે વખતે મુંબઇ નગરીની ગોડ માંથી નીકળી. અંગ્રેજી ગોડમાં ભરાતા છુપાતા મજાહ લેવા માંગ તા હોવ તો, 'પાસપોર્ટ' બાપલાને બહુજ તપાસજો. જોઇએ તો "Next to skin" ગળાંએ દોરી બાંધી ઓળવી રાખો, ને જોઇએ તો "લોક એન્ડ કી" માં છુપાવો, પણ ગ્રેટબ્રીટન જતાં તો દગલે ને પગલે તેની તપાસ ચાલશે. ત્યારે સાડાનવે સાઉ ધમપટનમાં ઉતરેલા બપોરના બારબી વાગા પણ છુટકો નહિ· એકસપ્રેસ ત્રેનબી ગોડીમાં આવી હમોને લઇ જવા પડી રહી, પણ ફાજલ પડયે તારે કેની! એક ઓરડામાંથી કાગજ્યાંપર ઇસ તાંપ મારી બીજા ઓરડામાં મોકળે, ત્યાં વરી કંઇ જુસતેજો કરી બાપ બપાવાની ઓળખ લઇ, ત્રીજા ઓરડામાં મોકળે! જાણે લંડન જઇયે તે પહેલાં ઓરડામાં કેમ ફરવાનું તે શીખ્યા નહિ હોઇએ તે આજ શીખી લઇયે કેની!! માટે મહેરબાનીની રાહે આટલી શીખ માની લેશો, ને સોનાની ગીની, જગાતની બાબતો, પર-વાના વાલી ચીજો, અને દોસ્ત આસનાવ, વેપારી વગયરા પરનં ઓચરીયાં, દસ્તાવેજો જેવી નાની નાની વસ્તુઓ સાથે ના લેશે નહિતો માસી મુવા પેલા મચ્ચરડાઓ તમને તોબાહની તાળી પડા-વશે. ચાલો સાડાબારબી થયા, એકસપ્રેસ ઉપડવાને બે મીનીટ છે, લગેજ તપાસાવી સીદ્ધા હાલ તો ટરેનમાં ચઢી બેસો. એકતો કકરી

ત્યારે દેશ ખાઈ દરવાજા ખાંધે લાધી બેઠેલી લંડન બાપડાના મણામ તો મળ્યા હો!!!

કહેજે મારૂં કામ. લંડન જઇને કુમાસ્તા કરી નાંખીશું, ને બન્યું બી તેમજ. ત્રેનમાં બેગ લઇ જગયા લેતાં ગાડી ઉપડી, ને બે કલાકમાં તો આખી યુરોપની અલબેલી રાણી લંડનના વોટરલુ સ્ટેશન પર આવી લાગા. આહ લંડન, લંકાની શોક, તારૂં મીઠું નામજ અનેક આશાવંત જીગરનું મન હરી લે તેમાં શક નથી. તારામાં હુન્નર છે, કળા છે, જ્ઞાન છે, મળતાવડાપણું છે, શેખી તંકા બરી, શેઠાઇથી તું મોકળી છે. ભલમણસાઇ લાયકી, મોભો, માન, ઇજતનું તું મનન કરવા જોગ મંદીર છે. પછી તારે માટે શું ઉદગાર કાઢી શકું! એટલુંજ કે અંગ્રેજ હકુમતના ઓ પ્યારાં પનોતાં, પરેહજગાર, પરદુખભંજન, પાયતખ્ત, ખુદા તારી આમદ અમર કરો ! "See with your eyes shut, breathe with your nostrils locked, speak with your tongue concealed, and London will echo of what you express."

---

## પ્રકરણ ૬ થું.

### લંડન આવવા આગમચની કંઇક ઉંચકી ટુંચકી.

### ફ્કટ ફ્રેમીનાઇન જેનડર માટેજ.!!

—o×o—

કોરસ (નાવાહો)

લંડન લઇ જાઉં ડારલીંગ મારી,
ડારલીંગ મારી, ઓ દીલજાન પ્યારી તું;
વસાવજે પેરીસીયન સાડી,
બક અપ માઇ બ્રોકન ડોલ; (ફીરોઝગર)

થોડીક અહીં તહીંથી અને અનુભવથી એકઠી કીધેલી બાતમીઓ.

વેકોઓજી તમારા જીભરૂં લાલાજીઓને તો હમારી કેડ કમ્મરમાં છવવીશ દીવસ રાખી બાલની કાની તપાસી આખરે લંડનને સબકતે પગથીયે રાચરચીલાં સાથે બેસાડી આયા, હવે તમો તેમની માનીતી સ્વીટીબાઈ સાકરબાઇઓ તમે કંઇ ઉલટ લેઓ! વાય નોટ! કાંય નહિ, તમોબી તેમને જોઇન થઇ શકો! જોઓજી, તારે ધણીજીના ખીસામાં ભાગા વાહણના વેપારથી યા " સસસા ગગગા સમનડર " કંપનીની શેર દલાલીથી કંઇક અચાનક રૂપાંબાઈની રેલ આવી હોય, ને તેને જોરે ફાંકડા " લીલી ઓફ ધી વેલી લાઇમજુસ "ની મદદથી અણીદાર બનાવેલા મુછના કયસરીયા છેડાઓ એકદમ તારા સીતારા જોતા હોય, ને જાણેકેજી વરી સાથે લાગું હોંશમાં ને હોશમાં તમોનેબી છેડાછેડી બાંધી સોસાયટીમાં ઉકમઇ લેવા સાથે શહેનશાહ બાનુ તરીકે જવાનું ઇજન થયું હોય તો ભલે પધારો, હમારી એલાર્ડપીઅરથી બ્રીટન તમોને હસાવી રમાડી કંઈબી હલાકી વગર લંડનને કીનારે મુકી આવશે! સમજોજી ત્યારે મકુજે તમો મુંબઇથી સીધારો તે પહેલાં સહી મીટીઓ ને પારટી ડીનર ખોરીયાં આપી.

ફ્રુટ બાનુઓ માટેજ. કંઈક દાકતરી ઇલાજો.

તેઓ સાથે ખુબ હસી બોલી, તેમની પાસેબી વધારામાં પારટી ડીનર પ્રેઝંતો વગેરે સ્વીકારી, આંઠ દીવસ આગમચથી મોકળાં થઈ જજો, ને શાંત મગઝ રાખી એટલા દીવસ બીલકુલ રેસ્ટ લેજો. અલબતાં મારી ખાતરી છે કે નાજુક જાતને દરાયો જોઇને ભોર આવવાની આદત છે, માટે એમ કહુંછું કે સાથે તમો બહેનો જરૂરજ " લેમન ડ્રોપ "ની મોટી યા નાની શીશી, યા તો કે ખાટટાં બટ ઓરેંજીસ યાને સંતરાઓ હોરી લેશો. વળી જવાની બે દીવસ આગમચ એક સ્ટ્રોંગ પરગેટીવ તમારી દેહને દરીયા સામે ટેકવવામાં એક અકસીર ઇલાજ છે. એ ઉપરાંત જો દરીયાના પાણીનું એકાદ ગલાસ જવાની એક દીવસ આગમચ ઓટાવી જશો કેના તો,

ફાંકડા ફેશનેબલ ફરકો!!!

તુરતજ એકવાર ઉલટી થઈ ફરીને તમોને દરીયો નહિ લાગશે. વધારામાં "ભોર આવે ત્યારે શું કરવું," નો મારો આગલા પાનાપરનો નુસખો મોઢે ગોખી રાખી, ધણીજીનેબી ખાસ સ્ટડી કરાવવો, એબી તમો બહેનોના લાભમાંજ છે. ત્યારે દરીયા માતા માટેનો નુસખો નંબર વન આપણે દેખાડી, હવે સાધારણ હીંમત અને ધીરજ એ બહેનોને બન્ને બગલમાં કેમ સાચવવી તે વીશે બે બોલો કહીશ. જી મકુજે ગોરા ટોપાંઓની ગોરી ગ્રેમોફોન રૂપી ગોટપીટથી બીહશો નહિજી. જરાઆક સ્ટીમરપર બધાઓ સાથે ઓછું ભેળાશોજી. મકુંજે દોળાના નેણની કમાન સહેજ ટાઇટ રાખશોજી. ખરચ ખુટણપર મજબુત આંકોશ રાખશોજી. લખલુટ ને બાદશાહી ટીપોથી પારકી કમજાતના પીપો ભરી પોતાનું ઘર રવડતું અટકાવશોજી. કપડાંની ફેશીન ફાશીનપર ડોળાને ચકરાવો લેવા દઇ દરેક ચીઝો ખરીદવાથી બાઝ આવશોજી. ધણીજી ટેકસી ટરામની જહાં વાત કરે ત્યાં બનતાં સુધી તેમને ચલાવી લઇ જવાની ટેહકીક વાપડશોજી. થીએતર, સીનેમાં, સ્કેટીંગ, ડાનસીંગ, મ્યુઝીક હોલ વગેરે વગેરેમાં સીધારો તો બેથી ચાર શીલીંગની અંદરની સીટપરજ ગોઠવાશોજી. પેલીના મેગીઆ બ્લાઉઝ ને ઓલીના ઇસતમ બોલી સ્કર્ટ જોઇ તમો તમારો નેશનલ પોશાક બદલશો નહિજી. ખાવાપીવામાં ફરવા હરવામાં, બોલવા ચાલવામાં જરાઆક ફેશનેબલ "ઉ" સાચવવા ભુલશો નહિજી. ને છેવટે એકજ સલાહ બાકી છે કે બનતાં સુધી "એપોઇંટમેંટ" જેવી ચીઝ, મનથી વીસારી મુકી, મેળાવડા પારટીના ઈનવીટેશનો "એટેંડ" કરવાનું ધતીંગ સહેજ ઓછું રાખશો તો મારી ખાતરી છે કે તમો એક શહેનશાહ બાનુની માફક ત્યાં દગલે ને પગલે પુજાઈ, તમારૂં નામ સદાનું પરાઇ કોમમાં અમર કરી, હસ્તે ચહેરે પાછા અલબેલી નગરી તરફ, તમારાં વહાલાંઓની વચ્ચે

બીરાજવા નસીબવાન નીવડશો. વેલ ધેન, આગલ ચાલો. છે તે કરીને તમો બહેનો હઝારો કોસને છેટે જીભરૂંઓ જવાના તારે સવાલ તમારા જીમખાના મંડળમાં એ ઉદ્દેશની કદાચ કે, "ફીરોઝગર ભઈ બઇરાંઓનું રાચરચીલું રચવા બેઠો તો પોતાની કલમને તેમના ડરેસીસનું વર્ણન કરવા કાંય નહિ દોડાવી, કે ઝટ ને પટ કસોટી થાય." હારેજી, ના કોણે કહયું! ડરેસનાબી વીસવીસ વાણુંઓ એવાં તો દેખાડું, કે ફેશન મંદીરમાં ફરતી ફ્રીથીંકીંગ ફ્રેનીઓબી દાંતમાં આંગળાં પકડે! જોઓજી ત્યારે, છથી આઠ મહીના રહેવાનો
આનસી ટવીકસ યુ એ-ડ માં!! ઇરાદો હોય તો તમારે તો અનીથી પની સુધીનું રેશમી, જાપાનીઝ, શેંગાઈ, ચીનાઇ, બજાર વસાવવું પડશે. માટીડાઓને બરનું તો ખાંડીબંધ ત્યાં પડેલું છે, પણ તમો ઇંડીયન લેડીઓ તમારે બરનું ને તમારા ટેસ્ટને સુટ થતું કોઇબી ચીઝ ત્યાં મળી શકે એમ નથી. માટે ઓ સોસાયટીની સજનીઓ, ફાંકડી બેથી ચાર ત્રંકો માટે જરૂરજ આગમચથી ઓરડર રેજીસટર કરજો. ત્રંકો બનતાં સુધી એવા તો મજબુત "લોક" સાથની લેશો કે ગમે તેવી અફાળ જીક કરતાંબી તેનો ટાંકો ધીલો નહિ થાય. જો ત્રંકોની ગોઠવણુ નહિ થઇ શકે તો બે સુંદર કાફ્રના યા બીજા કોઇ લેધરના મજબુત બેગ
વહુમાયનો વાગો નંબર વન, યાને કોથળાઓ લઇ લેવામાં શોભા છે. કોથળા સાથે એક હોલડોલ લઇ લેશો કે તમારા બીછાનાનો સાજ તેમાં સમાઇ જાય. હવે તમારા વાગાપર આવ્યે. તમામ અંગ્રેજી ખલકતમાં પીંક કલરપર વીશેશ મોહેની છે. તેમજ સઉથી સરસ ને સુંદર "ચાઇના સીલ્ક અને ચીનાઈપાજ" પર મોટે ભાગે કુરબાની છે. એટલે બનતાં સુધી સાડીઓ લેવો તો પેરીસીયન પીંક કલરની સીફોન યાતો કે સ્કર્ટ યા સ્ટ્રેપની હાલની ફેશનની, વાયોલેટ, યા ખોલ્સા બફ કલરની કોતરેલી કોરની લેવી. બનતાં સુધી કોર મુકવાની તસ્દી લેવી નહિ, પણ સાડી સાથેજ

ફોરબી જો ભરેલી હોશે તો બહેતર. ત્યાં વળી ગ્રીક કસબનું કામ ઘણુંજ વખણાય છે, ને તમોનેબી જો તેવીજ ગ્રીક કસબની સુંદર એકાદ પીંક કલરની સાડીમાં સજ થએલાં કોઇ છેલબટાઉ મોહેના રાણીએ જોયાં કેની તો પછી જોઓ તમારીપર કુદકણાં ! માટે એ સીફોનની પીંક કલરની સાડી, એ સ્કર્ટની ફાંકડી સાડી, એ ગ્રીક કસબથી ભરેલાં આંખે ઉડી વળગે એવાં હોજરીયાં, એ થી ત્રણ સુઇસના યા ખાખાના તમામ ભરેલાં કાળા ચીનાઇ ગારા, મોસમની મોજ ચાખવા પુરતું છે. બ્લાઉઝમાં તો હાલની ઢપના ટાઈની ફેશનના મેગીયા બ્લાઉઝો, ને આગલી સાઇડનાં બટનોના ફાંકડા શર્ટ બ્લાઉઝો, અને "શેડો લેસ ઓવર શીફોન" ના બ્લાઉઝો, કોરડેડ વાયલ યા ફ્લેનેલેટના બ્લાઉઝો, વેલવેટ, ચાઇનાસીલ્ક, કોટન, ચેક, પ્લેડ ટફેટા વગેરે ભાતભાતની ફેશનના બ્લાઉઝોનો દોઢેક ડજનનો સેટ તમારૂં બખતર દીપાવવા પુરતું છે. સદરામાં આશરે એએક ડજન તમામ નેટના ભરેલા સદરા લેવા, કારણ કે વોશીંગ કંપનીમાં તમારા નેટના સદરાના વાવટે વાવટા ઉડી જશે, માટે એતો થંડા પાણીથી ઘેરમાંજ વીછરી વાછરીને ઓરણપર સુકાતા નાખવામાંજ શોભા છે. જોઇએ તો અસત્રી કરવા કંપનીમાં મોકલજો એટલે પટયું ! ભલા ધનેતરોના શ્વરના ચોગાણમાં કપડાં વાપર વખાતાં પડેલાં જોશો, માટે રે મારાં બહેનો, મુજ ફકીરની આટલી શીખ મગઝની કોઠડીમાં ઉતારશો કે, જ્યારેબી જાઓ ત્યારે મુંબઈની મોહતાઇ મુંબઇમાંજ મુકી દેશ તેવો વેશ કરવાની તબેહ પડે ! એબી એક ફેશન છે, ઇઝન્ટઇટ ! હવે સદરાનું તો થયું આગળ ચાલો મકુજે. કેટલાંક મોટે ઘરના મહેરબાનુઓ જેઓ માંથાનું ઢાંકણ શું છે તે હાલને કાજતો ભુલી ગયાં છે ખરાં પણ, મારા નાકેશ વીચાર મુજબ જો તેઓ ત્યાં માથાબાનુંબી રાખવાની કોશેશ કરશે તો, પોતાના નેશનલ ડરેશમાં દીપી નીકળતી પેન્ટીંગ કરવા લાયક પુટલીઓ તરીકે ગોરાં

ફેશનેબલ વાગો નંબર ૬

વીલાયતના એરીસટોકરેટીક કલાસીસોમાંબી બહુજ પંકાશે. જો ખાતરી કરવી હોય તો એક ટ્રાયલ લેજો, ને જોજો કે સાડીની સોડ ઉપરાંત આએ "કવરીંગ" ને કેટલો આવકાર મળે છે. મોજાં બુટ માટે ઘણીક કાળજી કરશો નહિજી. જેવાં જોઇએ તેવાં આંખે ઉડી વળગે એવાં ફાંકડાં સોકસો, ને દીલ ચાહે એવી સુંદર કોર્ટ શુઓ તમારી ખીદમતમાં હાજર છે, ફકટ તમારીજ ખોટી. માટે બનતાં સુધી ત્રણેક પેર જાળીના સોકસ ને એકાદ ગ્લેસ કીડ, યા વીલો કાફ, યા પેટંટ લેધરની કોર્ટ સુઝ ની પેર લંડન સુધી ઠીક જવાબ આપશે. પછી તો બુટના વતનમાંજ જાઓ ત્યારે જોઇએ એવી પેર પસંદ કરી લેજોની! સાથે એક ગરમ કેશમીરનો ઓવરકોટ ને એક સુંદર પેરેસોલ જરૂર લેજો. વળી ગળાંનો રેશમી મફલર ને સ્કાર્ફ લેવા ચુકશો નહિજી. બીજા તીજામાં એકાદ સેંટ લવંડરની બાટલી, એકાદ પરફ્યુમ બાકસનો સોપ, એકાદ બે નીખીયા બ્રસો, બાલમાં ખોસવાના બે "કોમ્બો" યાને નીખીયાઓ, અરધો દજન તુવાલ, નેપકીન, એકાદ બે દજન ફાંકડા લોનના યા રેશમી રૂમાલો, થોડાક માથાંમાં ખોસવાનાં સુઇયા, એકાદ સુંદર હેન્ડ બેગ, તથા તેવીજ સ્ટાઇલીશ હાથની બેંગલો યાને બંગડીઓ, અને એક લાંબી સુન્નાની લોંગ ચેનની જગ્યા કરવી વાજબી થઇ પડશે. પેટી કોટમાં તમોને ગમે એવા, જોઇએ તો પાજના ને જોઇએ તો સુતરાઉ ભરેલા, અરધો એક ડજન નંગ પેક કરી લેવા મારાં નાકેશ મત મુજબ ઠીક છે. અદલી બદલી સાચવી લેવામાં ઉત્તમ છે. બસ પુશકળ થયું! ઓઢવામાં જોઇએ તો એક ફાંકડી સુવાળી બ્લેનકેટ લઇ લેવી. ત્યાં "શોપીંગે" જવા જેવું ઘણુંબી પડેલું છે. તમારો નાનકડો ખીસોબી ઠાકી જશે પણ "લંડનની ફેશીન બજાર" નહિ થાકશે. અલબતાં શોખ પુરો પાડવો

હોય તો મનપસંદ ચીજો ખરીદજો તેની મના નથી, પણ કમીના બંદાની અરજ એજ છે કે, પહેરઓઢ એવી થવી જોઇએ કે જેથી તમોને તેમજ તમારી કોમનેબી ત્યાં શોભા આબરૂ મળે. નકલ બોલની ત્યાંની પ્રજાને બહુજ સુગ છે, ને તેથીજ તેઓ દરેકને પોતાના નેશનલ ડરેશમાં જોવા બહુજ ઇચ્છે છે. મને ઘણીક મોટે ખાંચરેની છોકરીઓ સાથ ઓળખ ધરાવાનું માન મળ્યું હતું, ને તેઓએબી મારા સવાલના જવાબમાં ઉપલોજ આઇડીયા દરશાવ્યો હતો. માટે જો ઉપલુંજ બધું મનમાં ગોખી તે પર અમલ કરશો તો તમનેજ ફાયદો છે, નહિ તો કોઇ તપલીબી નહિ ઝાડશે. એમ તો કાંકરા ખારી ખીસામાંથી ખાલી કરો તો પછી જીપલાં તો વગર શકે છેજ છે, પણ તમારૂંજ ખાઇ પાછળથી તમારી નીંદા કરવા તેઓ કદીબી ચુકશે નહિ તેની ખાતરી રાખજો. તેઓ ખટરાટ ને ધીકકારનારા છે, સાદાઇની મોહતાઇ માટે માન ધરાવનાર છે, માટેજ સાદાઇ ને સાલેસાઇ અખ્તયાર કરવાનું આપણે જણાવું છું, પછી તો જેવો બાઇ સાહેઓનો વીચાર. ઘણાંકો હાઇડ પાર્કમાં રાઇડીંગ કરવા સવાર સાંજ ટુટી પડે છે, માટે તમોએબી તેમ કરવુંજ જોઇએ એવું કંઇ લખાણ મળતું નથી. એમ તો ખરચવા માંગો તો ખાતાં ખાતાં કુવાબી ખુટે તેવો હીસાબ ત્યાં છે, પણ ખરચની લગામ હદમાં રાખવામાં ને ઘણી સહી મીટીઓને બનતાં સુધી "એવોઇડ" કરવામાં યાને કે ખેરવવામાં તમારૂં સર્વ સુખ સમાએલું છે. બીજું બધું તો મકુજે હું આગલા પાના પર લખી ગયો તે વાજબી છે. ત્યારે રજા લઇશું બહેનો, હવે બોલ્યુ ચાલ્યું માફ! ગરીબના ગોદાનો ગુસ્સો નહિ કરશોજી. એમજ સમજોની કે 'હુંબી તમારો ભાઇ છેઉ.' પણ તમો હસ્યાં તો ખરાંની! ખ્હીઇઇઇઇઝ!!!

સહેજ તમોનેબી! વુડ યુ એકસેપ્ટ ઇટ.

---

# પ્રકરણ ૭ મું.

## ખુદ લંડનના ભીત્તરમાં.

---

લાગી લગન મને તાહરી "વીલાયતડી"–
તારો ભરમ છે ભારી–વીલાયતડી.
તું તો બ્રીટીશ શહેનશાહતની રાજધાની,
કુલ યુરોપની રાણી—
પાર ઉતારજે મહીવારી—

(ફીરોઝગર)

ચાઆલોજી ત્યારે અંતે લંડનના વોટરલુ સ્ટેશન પર હમારા બખતરને ગુલાબ ને કેશરની સુગંધી રૂતુ વચ્ચે, કીસમતને હીંદોળે હીંચકા ખવાડતી પી. એન્ડ ઓ. ની મારસેલ્સ એકસપ્રેસે લાવી મુકયાં. હવે કયાં જવું ને કયાં નહિ તેનો ખ્યાલ મગઝની કનંકાથરી મહી લપેતાવા કરે છે. જયાં બધું જ ગાયના દુધ જેવું ચોખ્ખું ને ધોળું, તાંહ આ મુંબઇ નગરીના વાંકી ચીલમ ઘાલતા વંટોળીયાઓનો દાગ કયાં! ફકર નહિ, તમારે લંડન જોવું છે ને! ત્યારે ફરીને આ બાપડી "એલાર્ડ પીઅરથી બ્રીટન" બહેનને ઉંઘમાંથી સજાગરૂ કરો ને જુઓ કે, તમો સડસડાટ લંડનમાં કેમ હસ્તાં રમતાં ફરી આવો છો. પોર્ટ સઇયદ ફાંકડું મંદીર છે, મારસેલ્સ જુન્ની ખાણનો હીરો છે, પારીસ હરણુના પેટમાં પાકતી સોનાના મુલની કસ્તુરી છે, ત્યારે લંડન નારી જાતીનો નરગેશ છે. પણ લંડનના ભીત્તરમાં પેસી ચારે ખુણા જોઇ વળ્યે તે પહેલાં, તેના ડાળ પાંખડાંઓની એક ઉડતી સરવે લઇશું. વેલ ધેન બીગીન:–જોઓજી કેટ-

લંડનનો ભીત્તર ભરમ

લાક સાહેબો લંડન શહેરમાં ટરેન માર્ગે આવી ચોથીના ચોક પુરે છે. જયારે ઘણાકો જેમને દરીયામાય મદદ થતી હોય, તેઓ ઇંગલીશ ચેનલની છાતીપર સવારી કરે છે, ને ગોદીમાં ઉતરી ત્યાંથી ટરેનને માર્ગે લંડન શહેરમાં પોતાની પગની પાટલીનો છાપ બેસાડે છે. ત્યારે આપણે પહેલે ટરેન માર્ગે આવનારા સાહેબોની સગવડ પર બોલીશું. જો મારસેલ્સથી ટરેન

લંડનમાં દાખલ થવાના ચાર દરવાજા.

માર્ગે લંડન પધારવું હોય તો બાપા ચાર ભાગરો ખુલ્લી છે. ભાગર પહેલી, મારસેલ્સથી પેરીસ થઇ બુલોં ફોકસ્ટનને માર્ગે લંડન; ભાગર બીજી, મારસેલ્સથી પેરીસ થઈ કેલે ડોવરને માર્ગે લંડન; ભાગર ત્રીજી, મારસેલ્સથી પેરીસ થઈ હેવર સાઉથેમ-પટનને માર્ગે લંડન; ને છેલ્લી યાને ચોથી ભાગર મારસેલ્સથી પેરીસ થઈ ડીએપ ન્યુહેવનને માર્ગે લંડન. ઉપલા ચાર ફાંટાઓ લડાઈની આગમચ દરેક લંડનની સફર કરતા પાસીનજરો માટે ખુલ્લા હતા, પણ હાલમાં તો જો તમારા તારા સીતારા બળવાન હોય, ને નસીબદેવી યારી બક્ષે, ને ફ્રેન્ચ કોનસલ સાહેબ તમોને કોનટીનન્ટ પરથી જવાની પરવાનગી આપે તો તો પછી તેઓ જે રસ્તે એકસપ્રેસ દોડાવે તે રસ્તે તમો ફરજ્યાત જવાને બંધા-એલા છો. હાલમાં પેરીસમાં ઉતરવાની કોઇનેબી પરવાનગી મ-ળતી નથી, અને અનેક વાંધા સાંધા ઉભા થાય છે. વળી ઇંગ્લીશ ચેનલ યાને અંગરેજી ખાડી ઓળંગી જવાને તમારી પાસથીં છ પેન્સના ઇસ્ટાંપપર તમારી સહી સાથનો એક લેખીત કાયદા સર દસ્તાવેજ લેવામાં આવે છે, જેમાં ખુલ્લી વોરનીંગ આપવામાં આવેલી છે કે, ખાડી ઓળંગવાની સઘળી જોખમદારી ખાડી ઓળંગનારને સીર રહેશે. આ જોખમદારીમાં તમારી જીંદગીની જોખમદારી, તમારો સરસમાન, પીરમોસાળ, રાચરચીલું બધું સમાઇ ગયું. પાહેલાસ કાય! કેમ મારા જાંગલા પણુ તારા ધ્યાનમાં ઉતર્યું કે!! એ લોકબી શું કરે જો બા? તમો રવગી રવરીનેબી તવરી જવા માંગો તો પછી કવરી મીઠી છુટ

છાટઅી મુકવી જોઇયે. બીચારી બ્રીટીશ સરકાર તે કેટલું કરે ! ચારે મહાસાગરોની ચાવી તો જણુન જુહાક જરમન કયસર સામે પોતીકે હાથ રાખી બેઠી છે !

હવે ત્યારે સમજો કે ઉપલા ચારમાના કોઇબી એકાદ રસ્તે તમો આકળી ભુત ઇંગલીશ ચાનલ ઓળંગી લંડન આવી પહોંચો, પણ લંડનમાં નહિતોબી તેર તો તરમીનસો છે, માટે કીયાં સ્ટેશનપર ઉતરી કહાં કદમો લંબાવશો તે આગળથી નક્કીતો થવું જોઇએ. તેરનો આંકડો લગરીક અપશુકનનો છે બાપા. તેરમી તારીખે પંચાંગ કેલેન્ડરપર નજર નાખવી નહિ. તેરમે મહીને ટોર છોંર કરવી નહિ. તેરની ટોળી થઇ તાડી પીવા જવું નહિ, તેર વાગે ત્યારે ટરેનમાંબી એસવું નહિ એ"-આપરા બનારશી બાવા મહા રૂશીજી ટેરમ ગલ્લમદાસનું મત છે. શાહી દરબારમાં, અમીરી ખાનામાં, ઉમરાવ એલચીમાં જાયફળ જાવં--ત્રીમાં વગેરે "તેર પડાવે વેર" તેમ તેરની બાજી ઉલટાપ આપે છે, છતાંબી તેરનો આંકડો લંડન બ્હેનને ખુબ ફળ્યો છે. જો-ઓજી ત્યારે મારી સાથે પહેલે આ તેર ટરમીનસોની લાઇટ બ્રીગેડ તપાસો, પછી ટેકસીવાળાઓની "ગાર્ડ ઓફ ઓનર" ને પોલીસમેનોની પેહલી ગેરીસનનો રીવ્યુ લઇશું.

બાપરે ! તેર તેર ટરમીનસો, બધાં કુદરતે ત્યાંજ રેડી દીધાંછે કે !

ટરમીનસ પહેલુ

ટરમીનસ પહેલું—"લંડનને સાઉથ વેસટરન રેલવે"નું જંગી બાદશાહી જંકશન "વોટરલુ", જ્યાં તમારા સેવકના રૂહને શરૂઆતને ટપ્પેજ ઠેકાણે પાડવામાં આવ્યું હતું. ઠાઠમાઠ ઠીક છે. ડાબી બાજુએ થેમ્સ નદી પર આડો છટ થઇ પડેલો વોટરલુ બ્રીજ મધ્ય લંડન ને સ્ટ્રેન્ડ તરફ છેક પોતાનો વસવાટ કરી રહયો છે. વળી પૃથ્વીના પેટા-ખાનામાંથી અંધારી ભીત વચ્ચે મંજલ કાપતી દુનિયાની અનેક અજાયબીઓમાની એક "અંદર ગ્રાઉન્ડ રેલવે"ના બે મોટાં સ્તેશનો છે. દાખલ થવાના માર્ગો નોર્થ હોલ ને

સ્ટેમફર્ડ સ્ટ્રીટ છે. આ વોટરલુ ને સીટી લાઈનને બીજું એક ચીપ સાઈડ તરફ આવેલું મેનસન હાઉસ નામનું ટરમીનસ છે. બીજી લાઈન આપણુને ચારીંગ કરોસ પીકાડીલી સરકસ, ઓકસફર્ડ સરકસ, બેકર સ્ટ્રીટ વગેરે તરફ ઘસડી લઈ જાય છે. આ લાઈનને બીજી ઘણી લાઈનો સાથે જંકશનો પર જોડાણ મળે છે. વળી વોટરલુ બ્રીજ રોડપર જતાં જમણી બાજુએ ત્રામનું ટરમીનસ છે, જ્યાંથી ત્રામોની ચાલુ સગવડ દક્ષીણ લંડનના કોઈબી ભાગ તરફ જવા મળે છે. ડાબી બાજુ તરફ હંકારી જતી ઓમનીબસો આપણુને સ્ટ્રેન્ડ, હોલબોર્ન, યુસતન રોડ, ચેરીંગ કરોસ, પીકાડીલી સરકસ, ઓકસફર્ડ સ્ટ્રીટ, બેકર સ્ટ્રીટ, વગેરે તરફ લઈ જાય છે.

ટરમીનસ બીજું ટરમીનસ બીજું—"હોલબોર્ન વાયેડકટ," સાઉથ ઈસતરન ને ચીધામ રેલવેનું સુખવાસી સ્તેશન, સીટીના એક આગેવાન રોકાણવાળા રસ્તાઓ પર આવેલું છે. જમણી બાજુએ ન્યુગેટ સ્ટ્રીટ સ્તેશનથી બેંક, ચીપ સાઈડ વગેરે તરફ જવાય છે. ડાબી બાજુએ હોલ બોર્નથી આકસફર્ડ સ્ટ્રીટ, ને મધ્ય તથા પશ્ચીમ લંડન તરફ ફરી અવાય છે. આહીંથી ઓમનીબસો લંડનના દરેક ભાગોમાં દોડે છે. સઉથી નજદીકનું અંદર ગ્રાઉન્ડ સ્તેશન પોસ્ટ ઓફીસ છે, જ્યાંથી તમોને ટરેન શેફર્ડ બુશ. ઈલીંગ, ને લીવરપુલ સ્ટ્રીટ તરફ હંકારી લઈ જાય છે.

ટરમીનસ ત્રીજું ટરમીનસ ત્રીજું—"કીંગસ કરોસ" ગ્રેટ નોરધરન રેલવેનું મોટું તરબુચની બજાર જેવું ટરમીનસ ગણાય છે; જ્યાંથી મેટરોપોલીટન ને બીજી અનદર ગ્રાઉંડ રેલવેમાં જવાનાબી માર્ગો છે. શુશોભીત ઘડીયાળ, ફાંકડો ચોપડીઓનો સ્ટોલ, સ્તેશનનો બહારનો બાદશાહી દેખાવ વગેરે બે ઘડી જોવા જોગ છે.

ટરમીનસ ચોથું

ટરમીનસ ચોથું—મીડલાંડ રેલવેનું જંગી જંકશન સેંટ પેનકરાસ તરીકે ઓળખાય છે. દેખાવમાં જમશીદ પાદશાહના લાલ મહેલનો સહેજ ખ્યાલ આપે છે. હોટેલબી આંહીંજ, બુક સ્ટોલો, બફેટો, ટેકસી–સ્ટેશનો, અંદર ગ્રાઉન્ડ રેલવે વગેરે વગેરે બધું આ સ્તેશનના વીસતારમાં વેલકમ કરતું પડેલું છે. આ ટરમીનસ યુસતન રોડના મુંખડા પર આવેલું છે. ઓમનીબસો, ઇલિકત્રીક ત્રામવેની શહેરના દરેક ભાગ તરફ જવા આવવાની સગવડ બબે ત્રણ મીનીટે ખુશહાલ મળી શકે છે.

ટરમીનસ પાંચમું

ટરમીનસ પાંચમું—લંડનને નોર્થ વેસટરન રેલવેનું ફાંકડું સ્તેશન "યુસતન" સેંટ પેનકરાસથી લગભગ સો વારને છેટે આવેલું છે. ઓમની બસો જમણી તરફ ટોટનહામ કોર્ટ રોડ, ઓક્સફર્ડ સ્ત્રીટ, પીકાડીલી, બેકર સ્ત્રીટ, મારલી-બોનરોડ વગેરે જગોએ જવાવાલા શોખીનોને લઈ જાય છે, ને દાબી બાજુ તરફ કીંગ્સ કરોસ, ઇસ્લીંગટન, વગેરે ઠેકાણે રહેવાવાલાઓનું ધુંછડું ઉપાડી લઈ જાય છે. આહીં પણ આગલાં ટરમીનસો માફક અંદર ગ્રાઉન્ડ રેલવે, હોટેલો, રેસટોરાંટ, કાફે વગેરેની માંગો એવી મનપસંદ ને સુગમ પડતી ગોઠવણ હાજર છે. વળી સ્તેશન સામેજ બે ત્રણ લાર્જ રીફ્રેશમેંટ માટેના ઉત્તમ "કાફે" આવેલાં છે. એક ઉડતી વીઝીટ થાકેલા જીવને "લાઇવલી" બનાવા બહુજ બંધબેસ્તી ગણાશે.

ટરમીનસ છઠ્ઠું

ટરમીનસ છઠ્ઠું—ગ્રેટ સેન્ટ્રલ રેલવેનું બાદશાહી બહેસ્ત મારલીબોન જંકશનની હવે નાડ પકડયે. દાબી તરફ દોડતી ઓમનીબસો તમોને ઓકસફર્ડ સ્ત્રીટ, વીકટોરીયા, ચેરીંગ ક્રોસ, સ્ત્રેન્ડ, વોટરલુ, લડગેટ સરકસ વગેરે તરફ લઈ જશે, જ્યારે જમણી તરફ જતી ઓમનીબસો એજવેર રોડ, મેઇડા-

વેલ, પેડીંગટન, અને વેસ્ટ એંડ યાને પશ્ચીમ છેડા તરફ ધંધા રોજગારે જીકાતાં ધનધન ધોરીઓના રૂહને ઠેકાણે પાડે છે. અહીંથી વળી અંદરગ્રાઉન્ડ રેલવેનું ટરમીનસ છે, જયાંથી દાબી બાજુ તરફ દોડતી ટરેન તમોને બેકર સ્ટ્રીટ, ઓકસફર્ડ સરકસ, પીકાડીલી સરકસ, ત્રાફાલગર સ્કવેર, વોટરલુ ને દક્ષીણ લંડન તરફ લઇ જાય છે. મેટરોપોલીટન રેલવેના બેકરસ્ટ્રીટ સ્ટેશનથી પાંચ મીનીટના રસ્તાપર સીટી ને "વેસ્ટ એંડ" તરફ જતી ઇલેકત્રીક ટરેનનીબી તમોને સગવડ મળી શકશે. કાઇપણ રવેશે અંદરગ્રાઉન્ડનો મેપ સ્ટડી કરવાને ભુલવું નહિ. એક પેનીનો નકશો આખી રેલવેનું ગુચ્છું ઉકલાવા પુરતો છે.

ટરમીનસ સાતમું

ટરમીનસ સાતમું—"વીકટોરીઆ" સાઉથ ઇસતરન ને ચીધામ રેલવેનું, તેમજ લંડન બ્રાઇટન ને સાઉથ કોસ્ટ રેલવેનું બાદશાહી સ્ટેશન, બકીનગામ પેલેસ રોડ ને વીકટોરીઆ સ્ટ્રીટ થી થોડા બીલડીંગોની અડફટમાં છુટું પડે છે. વીકટોરીઆ સ્ટ્રીટની નાડ હાથમાં લેતાં જમણી તરફ આગળ ચાલો તો વેસ્ટ મીનાસ્ટર, ચેરીંગ ક્રોસ વગેરે આવે છે, જયારે ડાબી તરફ ફરો તો ગ્રોવનર ગારડનથી થઇને હાઇડપાર્ક, પીકાડીલી વગેરે બાજુએ પહોંચાય છે. અસંખ્ય નંબરમાં ઓમનીબસો અહીંથી દોડતો રહે છે. વળી અંદરગ્રાઉન્ડ રેલવેનું વીકટોરીયા સ્ટેશન વીકટોરીયા સ્ટેશનના "સબવે" થી જોડાએલું છે. જમણી તરફ દોડતી ટરેનો ચેરીંગક્રોસ, સીટી, પુર્વ લંડન તરફ લઇ જાય છે, જયારે દાબી તરફ જતી ગાડી કેનસીંગટન, અર્લકોર્ટ, પટની, વીમબલડન, ઇલીંગ, હેરો, પેડીંગટન, બેકરસ્ટ્રીટ, કીંગ્સ ક્રોસ વગેરે તરફ લઇ જાય છે.

ટરમીનસ આઠમું

ટરમીનસ આઠમું—ગ્રેટ વેસટરન રેલવેનું ટરમીનસ પેડીંગટન મરતી દીપની હાલતમાં પોતીકા પગભર ઉભું છે. પરેડ સ્ટ્રીટમાં આવેલા આ ટરમીનસની દાબી તરફ એજવેર રોડ

૩૦૦ વારને છેટે પડેલો છે, જયાંથી ઓમનીબસો બધે દોડતી રહે છે. હાઇડપાર્ક ને ઓકસફર્ડ સ્ટ્રીટ ત્યાંથી નાકના દાંડા આગળ જણાય છે. સ્તેશનથી જમણી તરફ મોઢું ફેરવતાં કવીન સ્ટ્રીટ, લેનકેસટર ગેટ વગેરે તરફ જવાય છે. સબવે માર્ગે જતાં અંદર ગ્રાઉન્ડનું મોટું રેલવે સ્તેશન ને ઓમની બસો વગેરેની બહુજ અચ્છી સગવડ મળી શકે છે.

ટરમીનસ નવમું ટરમીનસ નવમું—સાઉથ ઇસિટરન ને ચીધામ રેલવેનું જગ મશહુર સ્તેશન "ચારીંગ ક્રોસ" લંડનના સઉથી મધ્ય ને સગવડ ભરેલા ભાગમાં પોતાનો કાયમ પટો લખાવી બેઠું છે. આએજ જગ્યેથી ટેકસી કેબનો વીસતાર વગેરેની ગણત્રી થાય છે. ઓમનીબસો અહીંથીજ શહેરના ચારે ખુણાં ફરી વળે છે. વળી ચારીંગ ક્રોસનું અંદર ગ્રાઉન્ડ સ્તેશન લોકોની સગવડ સાચવવામાં ઉત્તમ સાંધણ થઇ પડયું છે. એક ફાંટો હેમસ્ટેડ ને બીજો હાઇગેટ તરફ સામાસામી દોરવી લઇ જાય છે. એક થોડાં પગથીયાં મોટાં ટરમીનસથી આગળ ચાલો તો ત્રાફાલગર સ્કવેરનું અંદરગ્રાઉંડ સ્તેશનબી તમારે માટે ખોટી છે. થોડેક છેટે વળી દાબા હાથ તરફ સ્ટ્રેન્ડમાંથીજ પગલાં ભરતાં સ્ટ્રેન્ડનું સ્તેશનબી ડોકયાં કરતું ઉભું છે. આ સ્ટ્રેન્ડનું અંદરગ્રાઉંડ સ્તેશન ફીન્સબરી ને હેમરસ્મીથ તરફ જનારાઓની સગવડ સંભાળે છે. વળી વધુમાં પેસીનજરોની સગવડ માટે ચેરીંગક્રોસ ને કેનન સ્ટ્રીટ વચ્ચે લોકલ ટરેનોબી દોડતી રાખવામાં આવે છે. ચેરીંગક્રોસ ટરમીનસના ચોગાણમાં એક મોટો અસલી આરસપાહણી પથ્થરનો શુશોભીત મીનારારૂપી ક્રોસ નજરે પડે છે, જે માટે એવું કહેવામાં આવે છે કે, એ ક્રોસ કવીન એલીએનોર, એડવર્ડ પહેલાની શહેનશાહ બાનુના છેવટના શાંતીભુવનની યાદમાં હઝારોના ખરચે ત્યાં હજુ જાળવવામાં આવ્યો છે.

ટરમીનસ દશમું

ટરમીનસ દશમું—સાઉથ ઇસ્ટરન ને ચેથામ રેલવેનું સીટી ટરમીનસ "કેનન સ્ત્રીટ" તરીકે ઓળખાય છે. દમ જેવું કાંઈજ નહિ. ઠાઠમાઠ સાધારણ, સગવડ ઉપર મુજબજ, ટરેન ત્રામ, બસ વગેરેની મળી શકે છે.

ટરમીનસ અગીઆરમું.

ટરમીનસ અગીયારમું—"લંડન બ્રાઈટનને સાઉથ કોસ્ટ રેલવે, તેમજ સાઉથ ઇસતરન ને ચેથામ રેલવેનું બીજું ટરમીનસ "લંડન બ્રીજ" લંડન બ્રીજની લગોલગ દોળા તાણતું પડેલું છે. ટરેન, ત્રામ બસની સગવડ ઉપર મુજબ.

ટરમીનસ બારમું

ટરમીનસ બારમું—"ફેનચર્ચ સ્ત્રીટ" સ્તેશન, લંડન ટીલબરી ને સાઉથ એંડ રેલવેનું સ્તેશન, ફેનચર્ચ સ્ત્રીટની લગોલગ આવેલું છે. સઉથી નજદીકનું અંદરગ્રાઉંડ સ્તેશન, "માર્કલેન" છે.

ટરમીનસ તેરમું

ટરમીનસ તેરમું—ગ્રેટ ઇસટરન રેલવેનું ટરમીનસ "લીવરપુલ સ્ત્રીટ" શહેરના એક સઉથી વગવાળા રસ્તાપર પોતાનું રાજ ચલાવે છે. અહીંથીબી વળી અંદર ગ્રાઉંડ રેલવેના લીવરપુલ સ્ત્રીટ સ્તેશન માર્ગે, બેંક, બ્રીટીશ મ્યુઝીયમ, વગેરે તરફ જવાય છે. ઓમનીબસોની ઠીક સગવડ અહીંથી શહેરના જુદા જુદા ભાગો તરફ મળી શકે છે.

એતો સુખે રાત પસાર કરનારાઓ માટે થયું, પણ દરીઆ માર્ગે ચકરાવો લઇ આવનારાઓનો કંઈ ઠાગ લાગશે!

પણ એ તો કોનટીનન્ટ પરથી આવ જાવ કરનારાઓ માટેનો ખુરાક થયો, પણ દરીયા માર્ગે લાંબો ચકરાવો ખાઈ, બીસકીના અખાતમાં અફળાઈ ઉછળાઈ આવનારા શોખીનો માટે શું! તેઓ માટેબી નીચલું ટેબલ તયાર છે. ઘણી ખરી સ્ટીમર કંપનીઓ પોતીકા પાસીનજરોને ટીલબરી અથવા તો લંડનની બીજી કોઈબી એવી જાણીતી ડાકમાં ઉતારે છે,

કે જ્યાંથી ટરેન ફ્રેનચર્ચ સ્ત્રીટ, લીવરપુલ સ્ત્રીટ, યા સેંટ પેનકરાસ સ્તેશનપર પેસેનજરોને પુગાડતી હોય. આ ડોકમાં ઉતરતાં દરેક પીર પયગામબરો માટે એક ટુંકી નોટ ટપકાવવી બસ થશે કે, જો તેઓ થેમ્સ નદીની ઉત્તર બાજુએ ઉતરે તો લંડન દાબી બાજુ તરફ આવેલું સમજવું; જ્યાંથી ઉત્તર બાજુની દશ મીનીટની વોક શહેરના સઉથી પ્રીનસીપલ થરોફેર યાને ગીચ વસ્તીવાલા રસ્તાપર લઈ જઈ શકશે, પછી ત્યાંથી ઓમનીબસો ને ટેકસીકેબોનો ટોટો નથી. ત્યારે આવવાના માર્ગોપર લંબાણથી વીવેચન કરી અતરેજ ફુલપોંઈટ મુકીશું, ને શહેર ફેરવી લાવનારી પેલી સસ્તી ને સુગમ પડતી બસો, ને ટયુબ ટરેનોની પુઠ પકડીશું. ભાઈ જવું છે આપણને શહેર જોવા એટલે કાંઈ તરકીબ શાધવી જોઇએ. મુંબઈમાં એકાદ ચલ્લીચોરને બે કલાક ખોટી કરીને દબલ અધેલી આપી, એટલે ચલ્લીચોર પીગળી જાય તેવું લંડનમાં ખેમાણુ જોશો નહિ. જો ટેકસીકેબમાં જવું હોય તો, પહેલાંજ એક માઇલની આંઠ પેનસ, ને પછી દરેક પા માઇલ દીઠ બબે કોપર યાને પીટટલના ઢબ્બુઓની તીલી કરવાનો ચાલ છે. તે ઉપરાંત જો તમારો લગેજ ઘણો હોય, ને તમારી પાસે નહિ સમાઈ શકતો હોવાને લીધે મોટારને મથાળે તેની જગ્યા કરવી પડે તો, પછી દરેક પાકીટ દીઠ બે પેનસ આપવાનો તેઓના બાપદાદાનો રવઇયો છે, અને વળી તે ઉપરાંત બેથી ગણુ પેનસની ટીપની તો પહેરામણી ભેવાનો એ લોકોના ખાનદાનથી ઉતરી આવેલો ચાલ છે. માટે જીવતું ચામડું ઉખલાવે એવી આ "કેબ"ની ઉપર હાલતો મેચીસ મુકવામાંજ ફાયદો છે. આપણે હજુ ઓમની બસ, ખતારાપર વીચાર રાખ્યે એ ઠીક. એક પેનીમાં તો માંગો ત્યાં ફરી આવશો. બસ ઓમનીબસનું નંબર ને તેપર લગાડેલું પાટયું જુઓ, ને તેથી નહિ સમજ પડે તો

ટેકસી, બસ, ટ્રામ, ટયુબ વગેરેની ફાંકડા હારમાળા.

પોલીસમેનને પુછી પરછીને કેડે ખબર કાઢો કે, ફલાણી બસ ફલાણે ઠેકાણે જશે કે! ને પોલીશમેન જે નંબર આપે તે "બસ"માં યાહોમ ધસી જાઓ કે પટયું! સીધ્ધા તમોને તમારી નેમેલી જગ્યાએ મુકી આવશે. વળી કેબમાં જવાથી એક મોટી ફેસીલીટી આપણુને મળે છે, ને તે એ કે મુંબઇમાં જો કોલાબાની દાંડી પર જવું હોય તો ચલ્લી-ચોરને કહી કહીને થાકો, તોબી ધણી મુવો સમજી નહિ મરે કે કોલાબાની દાંડી કયા આવી! પણ અહીંતો કોઈબી અંજાણ્યા સ્રીટનું નામ અને તમારા ઘરનું નંબર આપો ને જુઓ કે લાગલો કેબમેન તમોને ત્યાં પહોંચાડે છે. કે નહિ! ખાસ કરીને નાટકશાળામાં જવું હોય અથવા તો નવા સવા લંડનમાં ઉતર્યા હોય ત્યારે "કેબ" જેવું હથીયાર સુજાના મુળનું થઈ પડે છે. અહીં જો તમો "નવલુ પરીની થીએતર પર હાંક" કરીને કહો તો નાટક પુરોબી થઈ જાય પણ તમો નવલુ પરીની થીએતરના દરશન નહિ કરી શકો, જ્યારે ત્યાં તો ફકટ "હીઝ મેજેસ્ટી થીએતર" કરીને મોઢેથી બોલ કાઢયો કે ફડફડ કરતા કે આંખના પલકારામાં તો આ બાદશાહી થીએટરમાં મુકામ કીધેલુંજ સમજો! ઓ મુંબઇના પ્રહુ લક્ષીમણ ને મવલાબદા ફજજુઓ,તમે કયારે આ લંડનના કેબમેનની સ્થાતીએ પુગશો! આજ પરમાણે જો "બસ"માંબી મુસાફરી કરો, ને સમજો કે લડગેટ સરકસ તરફ જતા હોવ ને લડગેટ સરકસ કયાં છે તેનું સુકાનબી તમોને ખબર નહિ હોય તો, જરા "બસ"ના કનડકટરને દાખલ થતાંજ કહેજો કે, બા "લડગેટ સરકસ" આવે ત્યારે મને કહેજે, અને આ લંડન ચુસીને તેના કુચા ખાંધે લાધનાર અથંગ કનડકટર તમોને તમારા ધારેલા મુકામે ઉતારી પાડશે. પણ આ તો "બસ" ને કેબનું થયું, પણ ધારો કે વખત ઘણોજ થોડો બાકી હોય, ને તમોને

લંકાને નાકે જવું હોય તો પછી કીયા હાડવઈદનો લેપ લેવા દોડશો! અરે તેબી તૈયાર છે. અંગરેજ ભેજું કંઇ બાબદમાં હારી ખાઈ ગયુંછ જે એમાં હારી ખાશે; પૃથ્વીના પાટાળમાંબી તમારે માટે જગ્યા કીધી છે. યાર જરાક અંદર ગ્રાઉંડની પ્લેઝર તો ચાખો, ને જુઓ કે ભલા ધનેતર થી જે નહિ બની શકે તે એક નાનકડાં ભેજાંએ બજાવ્યું છે. ગોરી કૌશલ્ય કળાનો ઉત્તમ આયનો નીહાળવો હોય, જ્યાં ઈનિશાનની અકકલ પોતાનો દાનો પાણી ખોહી બેસ્તી હોય, ત્યાંની અંધારી સૃષ્ટીના ભીત્તરમાંથી મંજલ કાપવી હોય, ઘડી બે ઘડી વીજલીની ભપકાદાર રોશની વચ્ચે પુર ઝડપે દોડતી ઇલેકટ્રીક ટરેનની મજાહ ચાખવી હોય તો, પછી અંદર ગ્રાઉંડ રેલવે જેવું લંડનનું બીજું ફેશનેબલ ધામ શું છે! લગભગ દરેક રસ્તાપર એના સ્તેશનો કીધેલાં હોય છે. જોઇએ તે રસ્તા પર જઈ, ત્યાંનુ ટયુબ સ્તેશન શોધી, જ્યાં જવું હોય ત્યાંની ટીકીટ લઈ, ગંજાવર લીફટમાં બેસી જાઓ, ને ધરતીથી લગભગ બસો ફીટ નીચે વસેલું આ દુનિયાને હેરત પમાડનારૂં જીવતું બહેસ્ત જુઓ. જેવા નીચે આવ્યા કે જ્યાં તમોને જવું હોય તે સ્તેશન ના પ્લેટફોર્મ પર ધસો ને મીનીટમાં તો ગાડી આવી ઉભી. દરેક બબે મીનીટે ટયુબ ટરેનો દોડે છે, છતાંબી લોકોની ગરડી એટલી હોય છે કે, કેટલાક બોરે માંથેનાઓને ખુલ્લી તાલકી સાથે ઉભું રહેવું પડે છે. નીચે મોટા અક્ષરે સ્પષ્ટ વંચાય એવાં પાટયાં મુકયાં છે કે, ફલાણે ઠેકાણે જવા માટે આએ પ્લેટફોર્મ ને ચલાણી બાજુ માટે આએ પ્લેટફોર્મ, એટલે સાધારણ અંગ્રેજી વાંચી લખી શકતો કોઈબી આસામી પોતે પોતાનો ભોમીયો બની શકશે. દરેક કલાસમાં લાંબા ને લાંબા લાલ યા કાળી ગાડીના અથવા તો સાદરીના બથો હોય છે. વળી નવાઈ જેવું તો એ હોય

લંડનનું અંધારૂં બેહેસ્ત, ઇલેક્ટ્રીક ટરેન.

છે કે, ટયુબ ટરેનમાં કલાસ જેવું હોતું નથી. ગરીબ અને તવંગર બધા હાથમાં હાથ ભેરવી સાથે બેસી શકે છે. તવંગરીની તકોબરી આહીંજ મુફલેસીની મોહતાઈ સાથે ઈનશાફને આસને બીરાજે છે. યા ખુદા, હીંદ કયારે આવો દીવસ જોશે! કયારે ગરીબનો અવાઝ અમીરી આસન પર અજવાળું પાડશે! બસ જે વારે હું ટયુબ ટરેનમાં પહેલ-વહેલો બેઠો, તેવારના મારાં ઈમપ્રેશનો કેવાં હશે તે આ બાપડી પીસતાલીસ શીલીંગની સ્ટાઇલો પેન શું ચીતારી શકે! વળી ઉતારૂઓની સગવડ કાજ દરેક કલાસમાં બબે મેપોની ગોઠવણુ કીધી છે, જે ચાર્ટોથી આપણી ગાડી કીયા સ્તેશન કરી આપણુને ધારેલે મુકામે લઈ જશે તે ખુલ્લું બતાવી આપે છે. જો કે આ અંદરગ્રાઉંડ રેલવેએ મારા જેવા પાકટ પાવણાને બી કોઈ કોઈ વાર ધુંચવાવી નાખ્યો હતો, પછી તમારા જેવા નવા સવા નો ત્યાં શું હીસાબ! માટે લેઓ તમારી સદાની સગવડ સાચવવા અંદર ગ્રાઉંડ રેલવેની કેટલીક અગત્યની લાઇનોના સ્તેશનોનું એક રફ તેબલ આપું છું, જે તમારી સાથે રાખવાથી હું ધારૂંછ કે તમારી મુશકેલી પવનની કાની ઉડી જશે.

કોણ કહેને લંડન સાએ-સનો શહેનશાહ નથી!

" ટયુબ રેલવેઝ "

(૧) સેનત્રલ લંડન રેલવે

અથવા

બે પેની ટયુબ

બેંક સ્તેશનથી ઉપડી નીચલાં સ્તેશન માર્ગે " શેફર્ડ બુશ "–

| | |
|---|---|
| લીવરપુલ સ્ગીટ | બ્રીટીશ મ્યુઝીયમ J. |
| બેંક | ટોટનહામ કોર્ટ રોડ J. |
| પોસ્ટ ઓફીસ. | ઓકસફર્ડ સરકસ J. |
| ચેનસરી લેન | |

| | |
|---|---|
| બોંડ સ્ટ્રીટ | નોટીંગ હીલ ગેટ |
| મારબલ આર્ચ | હોલેંડ પાર્ક |
| લેનકેસતર ગેટ | શેફર્ડ બુશ J. |
| ક્વીન્સ રોડ | |

તા. ક.—J. બોલ એટલે જંકશન કરી વાંચવું.

(૨) બેકરલુ ટયુબ.

| | |
|---|---|
| ક્વીન્સ પાર્ક J. | રીજંટ પાર્ક |
| મેઈડા વેલ | ઓક્સફર્ડ સરકસ J. |
| વોરીક એવીન્યું | પીકાડીલી સરકસ J. |
| પેડીંગટન J. | ટ્રેફાલગર સ્કવેર |
| એજવેર રોડ J. | ચેરીંગ ક્રોસ J. |
| ગ્રેટ સેનટ્રલ | વોટરલુ |
| બેકર સ્ટ્રીટ | એલીફનટ ને કાસલ |
| પોર્ટલેંડ રોડ | |

તા. ક.—J. બોલ એટલે જંકશન કરી વાંચવું.

(૩) ગ્રેટ નોરધરન, પીકાડીલી ને બ્રોમટન રેલવે.

અથવા

" થ્રી પેની ટયુબ "—

ફીન્સબરી પાર્કથી હેમર સ્મીથ જાય છે.

આ લાઈનને વળી હોલબોર્નથી સ્ટ્રેન્ડ જવાનું જોડાણ મળે છે.

| | |
|---|---|
| ફીનસબરી પાર્ક J. | કેલીડોનીયન રોડ |
| ગીલેસપી રોડ | યોર્ક રોડ |
| હોલોવે રોડ | કીંગ્સ ક્રોસ J. |

| | |
|---|---|
| રસલ સ્કવેર | નાઇટસ બ્રીજ |
| હોલબોર્ન J. | બ્રોમટન રોડ |
| કોવેન્ટ ગારડન | સાઉથ કેનસીંગટન J. |
| લેસ્ટર સ્કવેર J. | ગ્લોસટર રોડ J. |
| પીકાડીલી સરકસ J. | અર્લ્ઝ કોર્ટ J. |
| ડોવર સ્ટ્રીટ | બેરન્સ કોર્ટ |
| ડાઉન સ્ટ્રીટ | હેમર સ્મીથ |
| હાઇડ પાર્ક કારનર | |

તા. ક.—J. બોલ એટલે જંકશન કરી વાંચવું.

(૪) મેટરોપોલીટન ને ડીસ્ટ્રીકટ રેલવે.

સાઉથ કેનસીંગટનથી ઉપડી, સ્લોન સ્કવેર, વીકટોરીઆ, સેંટ જેમસીસ પાર્ક, વેસ્ટ મીનીસટર, ચેરીંગ ક્રોસ, ટેમપલ અને બ્લેક ફ્રાયર બ્રીજ (થેમ્સ નદીની નીચેથી) થઇને મેનશન હાઉસ સ્તેશન, કેનન સ્ટ્રીટ, મોન્યુમેંટ, માર્ક લેન, અને આલડર ગેટ સુધી જાય છે, જે રેલવે લાઇન "ઇનર સરકલ" તરીકે તમામ બ્રીટનમાં જાણીતી છે. આ રેલવેની શાખા માર્ક લેન, વાહીટ ચેપલ સુધી દોડી ત્યાંથી ન્યુ ક્રોસ, ઇસ્ટ લંડન લાઇનને માર્ગે જાય છે.

લેવોજી ત્યારે તમારી સામે રસ્તા તો ફરવા હરવાના ખોલ્લા કીધા, હવે તો તમારી ચાર આંગળનો પાકીટ બહેન જે કરે તે ખરૂં! પણ મન કહે કે હું માળે પેસું ને કરમ કહે જે કપાળે બેસું તેમ તમો ચાહો તો ઘણુંબી, પણ સાથે લાગું નાણાં વગેરેના જોગવાઇબી જોઇએ કેનો! મકું જે લંડનમાં તેનીબી ખોટ નથી. કેટલાક ગોરી ચામડીના એવા ચુનીલાલ સરાફીયાઓ તમારી ખીદમતમાં હાજર છે. બસ

ફ્કટ કોરાં કાગજ પર તમારા મુબારક હાથ દસ્કત લખી આપો, (મુદત બુદતનો કંઈ સવાલ છેજ નહિ) ને પછી જુઓ કે તમારી તીજોરી તાજી કરનારા આએ બાલવાડીના કંટોજડજનું ડીસીશન ળાંઓ શું શું કરી દેખાડે છે! પણ બાપ મુવે બમણા પર ગણુગી કરનારા, આવા મકકઈ બુઠાઓ લંડનમાં જયારે ઉભાતા નહિ હોય તો, પછી નાણું ધીરનારા પેલા કરોડપતી શરાફો શું નવસાગર ફાકે! વળી જીજીનાએ પાનસો ધીર્યાં ને સોલનજીએ આંહસો આપ્યા તેવો સોદોબી ત્યાં દગલે ને પગલે છે. માટે દીવાની જોત જેવી ખુલ્લે ખુલ્લી નોટીસ મારા ભાઈ બંધુઓને આપુ છું કે, બાપા આવો વેપલો કરશો ના. વળી ટરેનમાંબી આવા મકઈ બાઉઓ “ તેરી મેરી જોડી બની હય પ્યારી જાન, અલ્લાહ સલામત રખેગા ” ની માફક, બગડી બની કોઈ પીર બોકરાંને વેતરવા આવે છે, પણ “ ખજુરી કી ઝાડ પર કીતી કીતી લગી ” તો “ દુરથીજ આપ ચાહો ઈટની લગી ” નો નવાબી જવાબ મળવાથી, પેલા પારધીઓ પામી જશે કે આએ તો ઈટ પકકી છે. બસ ત્યારે હવે ટરમીનસો, ટરેનો, બસો, ટેકસી કેબો વગેરે વીશે લંબાણથી બોલ્યા બાદ તમો હજમ કરો તેટલો વાર તો અતરેજ ડરોપશીન નાખીશું.



# પ્રકરણ ૮ મું.

## "લંડનના મોહ સ્વાડીયાં"

---

જલ તું જલાલ તું,
આઈ બલાકો તાળ તું;

પેલું ડોળા ધુરકતું ટીપ ટાંકણું.

આગળ વર્ણવી ગયા કે કેબમેનો જીવતું ચામડું ઉખેડશે તે વાત ધ્યાન મહીં હશેજ; બનતાં સુધી પારકી ભુમીપર પધારો તો એશકાટ ઇતિરાટને મુંબઇનીજ અભડાઈપર યા માળીયાપર સ્ટોક કરવામાં શોભા છે. જરાક તમારો તેવોજ સ્ટાઇલીશ સુટ, ફાંકડા પેટંટ લેધરના બુટ, વાંકો સેંટો, ને સેંટ અત્તરનો લપેટો જોયો કેની કે, પછી જહાં જોશો તાંહાં "ટીપનાબાઈ" નાં રૂપેરી ભવાં ઉંચાં ચઢતાં જશે. રેસ-ટોરાંમાં જશો તો બધી "મેડો" ઓવરઈ પોવરઈ જશે, બુટ પાલીસયાઓ બબેવાર "રાઇટ હેંડ સેલ્યુટ" કરશે; નયુસપેપરવાલાઓ "લેટ એડીશન સર;" "સ્ટોપ, પ્રેસ સર" કરી પેની ઓકાવી જશે, દુકાનવાળાઓ સીઝન જોઇ સવેના કરશે, કેબવાળાઓ "રાઇટ યુ આર સર" "ઓલ રાઇટ સર" કરી જોન જોનસની કાતર ચલાવશે, ટુંકમાં બધું વગેરે સાહેબ ઇત્યાદિ મદમ જોઈ એતસેતરા રૂપ લે તેમાં કંઈ શક નહિ. જો સહેજ કરકસર કીધી તો જમીનથી સીલીંગ સુધી નાકનું ટીચકું આસમાનસે લગાડી એવી તો છલંગો મારશે કે, તમોને નહિ થતી બાદીઓ થઈ આવે! "કહેજે રાનમાં ગીયા ત્યારે રોકયા ને ઘણું બોલ્યા ત્યારે થોકયા; ચાંદો ને સુરજ છે બે સાખી, ને હમારા રૂપ્યા બાર બાકી" તેમ ટીપ તો મોદે માંગી વસુલ કરશે. ભાઈ તાંહતો

ગરીબ હોય તેનેબી તમોને જોઈ મરદાટ સુજશે ! મનમાં ખાન શું ખાઓછ કાકા ! વાય ડુ યુ ઇટ શુગર ઇન યોર માઈંડ અંકલ ! ! !

પણ આવી ધાંધલ ધરપચ ઘણું કરીને કેબવાલાઓજ મોઢાંના મોહ ભાવતાં બાણો ફેંકી કરે છે, ને તેનો રામબાણ ઇલાજ તે બ્રીટીશ સરકારનો રાજવંશી ચોકીબાન પોલીસ મેન છેજ છે. કેડેબી જવાને ધુંચવાઈ જાઓ, યા તો કે રસ્તે વાટે ભુલા પડો તો આ સરકારી ભોમીયાનું પુછડું પકડજો, લંડનનું ખુણે ખુણું એની નજરમાં રમી રહેલું છે. બસ જઇને પુછો કે ફલાણે ઠેકાણે જવું છે ને તુરતજ તમોને રસ્તો બતાવી દેશે કે, બા જો "બસ" માં જવું હોય તો અહીંથી જઈ આએ નંબરની "બસ" લે, ને અપાણી બાજુએ જવું હોય તો ફલાણાં ટયુબ સ્તેશનથી ચીના ટયુબ સ્તેશનની ટીકીટ લે, એટલે પટયું. બસ આફ્રીન છે બ્રીટન સરકારને કે, જેના રાજમાં આવી ચાલાક દેશને જેબ આપે એવા પોલીસમેનોની ફોજ દેશ સેવા માટે ખડે પગે ખોટી છે. લંડનના સઉથી ગીચ વસ્તીવાલા રસ્તાપર બી જઇને ઉભા રહો, જ્યાં હજારો ને લખ્ખો રોજની બસો, કેબો, ત્રામોનો વહેવાર હોય, પણ ત્યાંબી તમો આ ભલા પોલીસમેનનીજ આંગળી રાજ કરતી જોશો. એક આંગળીની સીગનલ ભલા શહેનશાહતનું સરઘસ એક સેકંડમાં અટકાવી શકે એમ છે. ચાહે તો આંખનાં પલકારામાં રસ્તો ઘેરી શકે ! કોઈ કોઈ વાર આવી ગાડી ઘોડાની ઘીરડી વચ્ચે લોકોને રસ્તો ઓળંગી જવો મુશકેલ પડે છે, પણ તેવામાં જો પોલીસમેન ને અરજ કરો તો તે સીધ્ધો તમોને એક બાજુથી બીજી બાજુએ મુકી આવશે. એ એક અલાઉદ્દીનનું જાદુઈ ફાનસ છે, જેની રોશની રાત ને દીવસ દરેક રાહદારીને મળતી રહે છે. કમ્મરે કાળો

લંડનનો ભરોસેદાર ભોમીઓ "પોલીસમેન."

ચામડાનો પટો ને માથે ફાયર બ્રીગેડના આદમીઓ પહેરે તેવી ભારી હેલમેટ તેના બખ્તરનો સીંગાર છે. છેવટે આ ભલા ભોમીયાઓ માટે એટલુંજ ઇચ્છીશું, કે એ બ્રીટનના ભરૂસેદાર ભોમીયા, તારા શહેરમાં સગન કરનાર દરેક નવા સવા નવલશા હીરજીઓના તારે સારૂ રૂડાજ આશીષ છે.

ભાઈ તારે વંજાર ભટકે તેમ અહીં તલક તો આવી પુગા, પણ હવે દોસલાં ઠેકાણે પાડવાં કાંહ્ ! લંડન બોરડીંગ હાઉસો, કાફેઓ, રેસટોરાં, હોટેલો, વગેરેથી ઉભાઈ જાય છે. માંગો એવાં ભાંડાનાં, માંગો એવાં ફેશનેબલ, ખીસાને પાલવે એવાં મોહ સવાડીયાંના, મોહીની લગાડે એવાં મંદીરો તમારે માટે હાજર છે. થર્ડ કલાસથી ફર્સ્ટ કલાસ સુધી, અદના ને આલા બન્નેની એક સરખી ખીદમતગારી કરી શકે એવાંબી હાઇ કલાસ હોટેલોનો ત્યાં હીસાબ નથી. પણ એતો રહેવા વાલા બાઇ સાહેબો, ને તેમના "સ્વીટ સેવનટીનો" ના

મોહ સવાડીયાંન મંદીરમાં.

ટેસ્ટ પર રહે છે. કોઇ મુફલેસ બી લંડન જેવાં શહેરમાં પગ મુકશે, એટલે ત્યાંની હવાથી તેનું ભેજુબી ઇમીટેશન તવંગરીની પોલીશથી ચલકી નીકળશે. અલબતાં ભાઇ વીલાટ જઇ આવ્યા છે, કાંઇ જેવો તેવો વાઘ માર્યો છે ! પણ શું ધરતી પોતાની ઓધણી શેઠયાઓને માટેજ રાખી શકેછ ને ગરીબોને પોતાની ગોડમાંથી હાંકી કાઢેછ !! શું શેઠયો સુન્નાને દરીયે અંગોળ કરેછ, ને ગરીબને ગંધીલું પાણીબી ફાજલ નથી પડતું !!! ના બાપુ ના, બધ્ધું એકજ છે, પણ આ પાપીણી નજરની મોહકાણ છે ! એતો

"પાન કહે મય નાજુક પુતલી, સબમે માન ધરાઉં,
દેવ ધરમકે ઉપર ચહડું, નાગર વેલ કહેલાઉં;

સોપારી કહે મેં નાજુક પુટલી. લહુએકી કરૂં સંગ,
તન બદનકો ટુકડે કરૂં, બતીસકું ચઢાઉ રંગ;
કથે કહે મેં કડવા કડવા, કડવી હમરી જાત,
બાદશાહ કયશર છતર બીરાજે, વોહભી પસારે હાથ;
ચુના કહે તુમ તીનો જુડે, સબ રંગ મેરે પાસ,
રતી બરાબર મેં ના હોઉં તો, બકરી ચાવે ઘાસ.''

અને ઉપલી લીટી પરથી સઉની નજર ખુલી જશે કે રંક ને રાય દરેકને એક સરખી રીતે મોહતાઇમાં ભાગ કરવાને હક છે. પણ બાપા આપણને એ મોહટાઈ માંગી તાંગી, લખલુટ ખરચીને મેળવવા ગમતી નથી. હજુ મારૂં માનીને એકાદ ડીસંટ ફેમીલીમાં, ડીસંટ રસ્તાપર આવેલાં, ડીસંટ ટેસ્ટના, ડીસંટ સગવડ સાચવતાં તેવાંજ ડીસંટ બોરડીંગ હાઉસમાં કામ ચલાઉ ધેર કરવું એના જેવું બીજું સુખ કીયું છે. પણ પહેલેથી મારા મહેરબાનોને ચેતવણી આપું છું કે, લોકોના કહેવા પર અંજાઈ યા નુસપેપરમાં વાંચેલી એકાદ જાહેર ખબર પર લોભાઈ આગની ચેહમાં પડતા ના, નહિ તો બીજેજ દીવસે નસીબને કુટતાં લંડનને નાહકનું બદનામ કરી ખણીવંજો લેશો. અલબતાં ત્યાં બોરડીંગ હાઉસ ને હોટેલ સપલાઇંગ એજન્સીએ. ઘણી છે. પણ વળી એ એજન્સીઓમાં કેટલીક એવી લેભાગુ લેગસમટનો છે, જે જરા નરમ દોર્ગા જણાઇ તો લાકડું એવું ઘુસાડી દેશે કે, તમારી આબરૂ ઇજત બધી જે મુંબઇની પાઘડીં દગલીમાં શોભતીતી તેપર મટ્ટી ફરી વળશે. એમતો સારા આબરૂદાર લટ્ટાપર ઘરઘતુ સગવડના ઘણા બોરડીંગ હાઉસો ૪૦ થી ૫૦ શીલીંગ અથવાડીક ફીમાં તમોને મળી શકશે, પણ બનતાં સુધી પહેલેથી બધા પથ્થણ પચારણ કરવી, નહીંતો વળી લાઇટ, બાથ, હોટવોટર, બુટ પાલીશ વગેરેનું જુદ્દું લફરૂં નહીં સટકી જાય

પણ જો બાવા સાહેબો તમોને હાથેનું મુકેલું પગે કરવાની નાનપણથીજ ટેવ હોય, માયજી ઓરડામાં કોઇ આવેલાં ગીએલાં સાથે વાત કરતાં હોય તેટલાં રાંધણીમાં જઇ લોઢીપરથી તરેલો છમણો આખો ને માંખો ઉછાળી જવાની તએહ પડી હોય, હોટેલે હોટેલ, દીવસના દશ વાર ભટકવાનો વારસો કુટુંબ કબીલેથી ઉતરી આવ્યો હોય, તો તો આ પછી તમોને રોજની ૪૦ શીલીંગબી ઓછી છે. પણ જો આ નાનકડી કલમના પ્લાન પ્રમાણે તમો કામ લેશો, ખરચ ખુટણપર સહેજ આંકોશ રાખશો, તો હું ગેરંટી આપુંછ કે મહીને દીવસે રૂ. ૩૦૦) માં તો તમો ભલાં લોર્ડની માફક મજાહ કરી શકશો ! તેમાં નાટક, સીનેમા બધું સમાઇ ગીયું ! અલબતાં હાલમાં મોઘવારી બહુ છે, છતાંબી પગ જોઇને પાથરણું તાણતાં તેબી મુશકેલી પવન વેગે ઉડી જશે. પણ જો પરવરદીગારે રેલછેલ તમારે ત્યાં કીધી હોય, મકુજે સાહેબોનું કામ પોણોસો ડીગરીના પુરૂફપર હોય, ને એકના દશબી ખરચતાં મકુજે પઇસાની રૂમેટીક પેન તમારા ખીસાને અસર નહિ કરતી હોય, તો પછી લંડન જેવું શહેર તેવા આઇતે ઓવારે અમીર બનનારાઓ માટે ખાંડયું જાય એમ નથી. શહેરનું ખુણેખુણું એવાં બાદશાહી હોટેલોથી દીપી રહયું છે, જેમાંના થોડાની ટીપ હું નીચે આપવા દરૂસ્ત ધારૂં છું.

૭ તમારે લાયક ઘણાંબી બહેસ્તખાના છે. ગમે ત્યાં પધારો.

કેટલાંક જગબત્રીસીએ ચવાઇ ચુકેલાં લંડનના બાદશાહી હોટેલો.

એલેકઝાનડરા હોટેલ, સેંટ જયોર્જસ પેલેસ હાઇડપાર્ક કારનર.

બેલા હોટેલ, ગ્લુસટર રોડ (S. W.)

બકીનગામ પેલેસ હોટેલ, બકીનગામ પેલેસ ગેટ.

કેનન સ્ટ્રીટ હોટેલ, કેનન સ્ટ્રીટ સ્ટેશન.
કારલતન હોટેલ, હે મારકેટ સ્ટ્રીટનાં કોરનર આગળ.
ચારીંગ ક્રોસ હોટેલ, ચારીંગ ક્રોસ સ્ટેશન.
કલેરીજીસ હોટેલ, બ્રુક સ્ટ્રીટ (w.)
દ. કેયસરઝ રોયલ હોટેલ, વીકટોરીયા એમબેંકમેંટ બ્લેકફ્રાયરઝ.

યુસતન હોટેલ, યુસતન સ્ટેશન.
ફ્રસ્ટ એવન્યુ હોટેલ–હાઈ હોલબોર્ન.
ગ્રાન્ડ હોટેલ–ચારીંગ ક્રોસ.
ગ્રેટ સેનટ્રલ રેલવે હોટેલ–મારલીબોન રોડ.
ગ્રેટ ઇસ્તરન હોટેલ–લીવરપુલ સ્ટ્રીટ સ્તેશન.
ગ્રેટ નોરધરન રેલવે હોટેલ–કીંગ્સ ક્રોસ સ્તેશન.
ગ્રેટ વેસતરન હોટેલ–પેડીંગટન સ્તેશન.
ગ્રોવનર હોટેલ–વીકટોરીયા સ્તેશન, પીમલીકો.
હોલબોર્ન વાયેડકટ હોટેલ,–હોલબોર્ન વાયેડકટ સ્તેશન.
હોટેલ સેસીલ,–સ્ટ્રાન્ડ અને થેમ્સ એમબે-કમેંટ.
હોટેલ મેટરોપોલ,–નોરધમબરલેંડ એવન્યુ.
હોટેલ રસલ,–રસલ સ્કવેર.
હોટેલ વીકટોરીઆ,–નોરધમબરલેંડ એવનયુ.
હોટેલ વીંડસર,–વીકટોરીયા સ્ટ્રીટ, વેસ્ટમીનીસટર.
હાઇડપાર્ક હોટેલ,–નાઇટસ બ્રીજ.
ઇમપીરીઅલ,–રસલ સ્કવેર (w.c.)
ઇન્ઝ ઓફ કોર્ટ હોટેલ,–હાઈ હોલબોર્ન (દાખલ થવાનો માર્ગ, લીનકન ઇન ફીલ્ડસ).
લેનગામ હોટેલ,–પોર્ટલેંડ પ્લેસ.
મોરલીઝ હોટેલ,–ટ્રાફાલગર સ્કવેર.
મીડલેંડ રેલવે,–સેંટ પેનકરાસ સ્તેશન, યુસતન રોડ.
પીકાડીલી હોટેલ,–પીકાડીલી.

રીત્ઝ હોટેલ,–પીકાડીલી.
સેંટ અરમીન હોટેલ,–સેંટ જેમસીસ પાર્ક. (s. w.)
સેવોય હોટેલ,–થેમ્સ એમબેંકમેંટ.
સ્ટ્રાનડ પેલેસ હોટેલ,–સ્ટ્રાનડ. (w. c.)
વાલડાફ હોટેલ,–આલડીચ.
વેસ્ટમીનીસ્ટર પેલેસ હોટેલ,–વીકટોરીઆ સ્ત્રીટ વેસ્ટ-મીનીસ્ટર.
યોર્ક હોટેલ,–બરનર સ્ત્રીટ. (w.)

ઉપલાંમાંનાં કેટલાંક હોટેલો હાલમાં હોસપીતલો તરીકે વપડાય છે, જ્યારે કેટલાંકો તદ્દન બંધ થયાં છે. વળી કેટલાંક હોટેલો હાલમાં પુર ભપકામાં ચાલે છે, ને એરીસટોક્રેસી, બેરોનેટો, અર્લો વગેરેના ટેસ્ટને બરના છે. એ ઉપરાંત બીજાં ઘણાં મોટાં હોટેલો મધ્યમ વર્ગના ખીસાને માફક આવે તેવાં છે જેમાંના કેટલાંક નીચે મુજબ છે:–

એદલફી હોટેલ,–નંબર એકથી ચાર જોનસ્ત્રીટ, એદલફી. ( w. c. )
એનદરટન્ઝ હોટેલ,–૧૬૨ ફલીટ સ્ત્રીટ.
એરનદેલ હોટેલ,–એરનડેલ સ્ત્રીટ, સ્ટ્રેન્ડ. ( w. c. )
બકીનગામ હોટેલ,–(ટેમપરન્સ) ૨૮ બકીનગામ સ્ત્રીટ, સ્ટ્રેન્ડ
ગોલડન ક્રોસ હોટેલ,–ચારીંગ ક્રોસની સામે.
ગોવર હોટેલ,–ગોવર સ્ત્રીટ સ્તેશન નજદીક યુસતન રોડ.
હાઉવર્ડ હોટેલ,–નોરફોક સ્ત્રીટ, સ્ટ્રાન્ડ.
આઈવાનો હોટેલ,–(ક્રેનસ્ટનનું) બ્લુમસબરી સ્ત્રીટ. (w.c.)
કેનન હોટેલ,–૩ ક્રાઉન કોર્ટ ચીપસાઈડ.
કીંગ્સવે (ટોલારડ રોયલ) સાઉધેમપટન રો. (w. c.)
મેટરોપોલીટન હોટેલ,–મુરગેટ સ્ત્રીટ, ગ્રેટ ઇસ્ટરન સતેશન નજદીક.

નોરફોક હોટેલ,–૩૦-૩૨ સરે સ્ટ્રીટ સ્ટ્રેન્ડ.
સાલ્સબરી હોટેલ,–સાલ્સબરી સ્કવેર.
બેડફર્ડ હોટેલ, સાઉધેમપટન રો. ( w. c. )

કેટલાંક ટેમપરન્સ હોટેલો.

ટ્રેનટર હોટેલ, ૬-૭-૮-૯ બ્રીજવાટર સ્કવેર.
વેવરલી હોટેલ. ( ક્રેનસ્ટનનું ) સાઉધેમપટન રો. (w. c.)
આઈવીનો હોટેલ, ( ક્રેનસટનનું ) સાઉધેમપટન રો. (w. c.)
વેસ્ટ સેનટ્રલ ટેમપરન્સ હોટેલો, ૭૫. સાઉધેમપટન રો. ( w. c. )
કીંગ્સલી હોટેલ,–૩૬-૩૮ હાર્ટ સ્ટ્રીટ બ્લુમઝબરી (w.c.)
રૂટર્ઝ હોટેલ,–૨૯-૩૧ ક્વીન સ્કવેર. (w. c.)
થેકરે હોટેલ,–ગ્રેટ રસલ સ્ટ્રીટ. (w. c.)
ટરનર હોટેલ,–૭૪-૭૬ ગીલફર્ડ સ્ટ્રીટ. (w. c.)
વીલીયમ હોટેલ,–મોનટેગુ સ્ટ્રીટ. (w. c.)

એ ઉપરાત બીજાં પ્રાઈવેટ હાઉસો, રેસટીંગ પ્લેસો, બોરડીંગ વીલાઓ, કાફેઓ, હોટેલો વગેરેનું કમપ્લીટ લીસ્ટ કેલીની પોસ્ટ આફીસ ડીરેકટરીમાંથી મળી શકશે.

મારૂં માનીતું બેડફર્ડ હોટેલ.

બનતાં સુધી એવા રસ્તાઓ પર હોટેલો યા બોરડીંગ હાઉસોની ચુંતણી કરવી કે, જયાંની હવા તમારા ચેહેરાઓ પોપટજી જેવો ખીલવી આંગમાં દજનેક બાટલી નેચરલ રાસબરીનો વધારો કરી શકે. જો કે તમારા સેવકની પસંદગી તો "સાઉથેમપટન રો" પર આવેલાં બેડફર્ડ હોટેલપર ઉતરી હતી, અને ઘણાંક મોટે ઘરના મચરડાઓ જેઓ સાથ તમારા કમતરીનને ઓલખ કરવાનું માન મળ્યું હતું તેઓએબી આગળ આજ હોટેલને પોતાની પેટરોનેજ આપેલી હોવાથી મારી પસંદગીને કુદરતી ટેકો મળ્યો હતો. આ હોટેલની બે વીંગો છે, નોર્થ વીંગ અને સાઉથ વીંગ. આ બાદશાહી

હોટેલ, તેના દરેક ઠાઠમાઠ સાથ તેનું ઈજીન સ્વીકારનારાઓ ને વેલકમ કરતું સાઉથેમપટન રોની અધવચમાં ઉભું છે. કોઈબી વીંગમાંના બાદશાહી ઓટોમેટીક દરવાજામાંથી અંદર કદમ ઉઠાવો કે, પહેલેજ હોલની ફાંકડી ઓફીસ ને પરોણાઓને વીસામો લેવા સારૂં ઓફીસ સામેજ આવેલો પરોણાઓનો હોલ નજરે પડશે. ઓફીસમાં જઈ ફારમ ભરી મેનેજરેસ જે નંબર આપે તે રૂમની ચાવી લઈ ત્યાંના "પેજબોય" સાથે લીફટમાં સડસડ ઉપર ચઢી જાઓ, ને પેજબોય જે રૂમ દેખાડે ત્યાં કપડાં કાઢી નવા જુના થઈ જાઓ, એટલે જંજાળ પટી. પાછળથી પેજબોય તમારો સામાન સુમન વગેરે બધું ઘેરની માફક એવી તો સરસ રીતે ગોઠવી જશે કે, જાણે મેનીજ એનીજમાં તમારી બાઈરી કેમ કેડ ખબર લે તેમ તમોને લાગશે; જ્યારે બહાર સીધારો ત્યારે ચાવી હમેશાં નીચે ઓફીસમાં આપી જવી. રોજની ૬ શીલીંગમાં તો નાસ્તો, બાથ, લાઈટ સાથે એક સીંગલ બેડ રૂમ બહુજ ઉત્તમ છે. પણ જો ખાવાની ત્યાંજ ગોઠવણ કરવાના હોવ, ને બહાર રેસટોરાં કાફેમાં ભટકવાની જંજાળ તુકરેથીજ દામવા માંગતા હોવ તો પછી દર અઠવાડીયેના સાડાત્રણ પાઉંડ આપી દેશો કે તેમાં ખાવું પીવું રહેવું બધું સમાઈ ગીયું. ભાઈ આપણે

રેસટોરાં કોનવરસેશન. તો ખાણી પીણી બહાર રેસટોરાંમાં કરી લેતા હતા એટલે વાત જુદી હતી, પણ તમો સાહેબોને ટાંટયાને ટ્રબલ આપવા નહિ ગમતી હોય તો પછી સાદો ઈલાજ આએજ છે. રૂમમાં એક સુંદર બે નરમ તરાઈનું બીછાનું, એક આલમઈરા, એક રાઈટીંગ ટેબલ, એક ખુરશી, બે મોહું હાથ ધોવાના બેસીનો, બે નાપકીન ટુવાલ, એક સઘડી, અને એક ટેલીફોન વગેરેની સઉથી બંધબેસ્તી સગવડ છે. બસ હોટેલમાં ઉતર્યા કે હોટેલ આગળથીજ જ્યાં જવા માંગો ત્યાં ઓમનીબસો દોડે છે. વળી હોટેલની સામેજ કેબનું સ્ટેન્ડ છે એટલે

પેજ બોયને કહેશો તો તુરતજ બોલાવી લાવશે. વળી નાટકની ટીકીટો બી હોટેલની ઓફીસમાં રીઝર્વ થઈ શકે છે. એ ઉપરાંત દરેક બાબદની માહીતી તમોને હોટેલની ઓફીસમાંથી મળી શકે છે. ખાણું પીણું તો હવે ઠીક છે, પણ સેવકે હોટેલના ભથીયારખાના મહી જઈ તપાસ લીધી નથી કે રોજના કેટલાં ઈંડાં વપરાય છે, કેટલા પાઉંડ વેજીટેબલો ખપે છે, કેટલાં તપેલાં માખણ પેટમાં તવાય છે, વગેરે; નહિતો તેની લાંબી ટીપ આપી તમારૂં ભેજું તરેલા કાંડા જેવું પોચું કરતે. ટુંકમાં હોટેલની નમાની મેડો, તથા હોટેલનો સ્ટાફ વગેરે એટલો તો સરસ છે કે દુખેસુખે તમારી પર વેરાઈ પથરાઈ જશે. જરા પેહલેથીજ હાથના છુટ્ટા રહેવામાં અહીં ફાયદો છે. સબબ અહીં કોઈ આપરૂં સગું વહાલું નથી, જે ગોરસી વેરસી આપરી કરે. એક વખતે હોટેલની સામે આવેલી ફ્રૂટની દુકાનમાં ખાવાનાં એક ફુટ લાંબાં કેળાં જોયાં. ભાવ પુછ્યો ડઝનનું શું તો કહેજે પાંચ શીલીંગ એટલે પોણા ચાર રૂપીયા. કહાં મારો ક્રાફર્ડ મારકીટ વાળો લક્ષીયો બીચારો મોઢે ચઢીને ત્રણ આને ડજન આપતો તો તે લીલી છાલના કેલાં, ને કાંહ આએ સ્વાદ વગરના કુચા જેવાં પોણા ચાર રૂપયે ડજન કેલાં! આપણે જોયું કે ભઈ બધી મજાહ કર્યે ને કેલાં નહિ ખાઇયે તે કેમ બને. જીવપર જોરાવરી કરીને પાએક ડજન ૧૫ આનાના મંગાવ્યાં, ને બસ ઉલટમાં ને ઉલટમાં હજમ કરી ઉપરથી ચાહે પીધી. પહેલે સ્વાદે મીઠ્ઠાં તો લાગાં ખરાં, પણ માનતા હોવ તો માનજો કે રાતના ચુકો તો એવો ચાલ્યો કે ઘોલીયાપર અકાડજીક શરૂ થઈ. જેમ તેમ ફસડીયાં મારતો મારતો ભીત આગળ જઈ બેલ વજાડયો કે તુરતજ "મેડ" દોડી આવી, જે બીચારી ભલી મેંડ "પેજ બોય" ને દાકતરને બોલાવા મોકલ્યો. જે દાકતરજીએ

જ ત્યારે ટેક નોટ ડોન્ટ ફરગેટ ટુ પોપ ઍટ બેડરૂમ

આવી ચાકલેટ જેવી મોટી જુલાબની ગોળી રૂ. ૩૦) ની ફી લઈ આપી, અને કેલાની મોહકાણમાં ચારેક પાઉંડનો ખુરદો થઈ ગયો તે જુદો. પણ શું મારી મેનીજ માવજત થઈ! બસ આફરીન છે ભલી મેડોને અને તેવોના સાહસને! એ તો બા હાથ ચાંપો સરકારના તો કામ થાએ દરબારના કેની? ટુંકમાં ફનિકવાયરી ઓફીશ, બીલીયર્ડ રૂમ, રીશેપસન હોલ, રીડીંગ રૂમ, સ્મોકીંગ રૂમ, રાઈટીંગ રૂમ, જેનરલ રૂમ, ડરોઈંગ રૂમ. ઓક ડાઈનીંગ રૂમ, પેનલ કારી રૂમ, કનઝરવેટરી, ગારડન, એનત્રન્સ યાને દાખલ થવાનો હોલ વગેરેથી આરાસ્તા થએલું આ શાહી હોટેલની એક વીઝીટ તમારી ડાએરીનો શણગાર થઈ પડશે.

એ ઉપરાંત કાફેઓ જેવાં કે, લાએન્સનું વખણાએલું કાફે, એ. બી. સી. યાને એરેટેડ બ્રેડ કંપનીના બાદશાહી કાફે, કારડોમાં કંપનીના પીકાડીલીમાં આવેલાં કાફે, કેટલાંક ગારડન રેસટોરાં, પીકાડીલીના દરેક કાફે, અમેરીકન કાફે, મોનીકો રેસટોરાં, વગેરે એ ઘડી સાંજને સમયે જીવ બહેલાવા એક ઉત્તમ સાંધણ થઈ પડશે.

ચાલો ત્યારે હવે હોટેલને રામ રામ કરીશું. આવતા પ્રકરણમાં વળી લંડનની રોશની બીજે કહાં કહાં ચમકી છે તેની સર્ચ લાઈટથી તપાસ લઈશું—ટટા!!

# પ્રકરણ ૯ મું.

## લંડનનો ઉડતો પેનોરામા.

" મને આવે છે ફેર
ઝુલે મારૂં મન હે સખી "

લંડનના ભાગલા કેમ પડયા છે તેનો સત'વાર રીપોર્ટ.

લંડન ! લંડન ! બીચારૂં સઉને મોઢે તણાઈ પીખાઈબી ચાલ્યું ! પણ જેને આપણે લંડન કહીએ છીએ તે લંડન નથી. લંડન તો દીકરાજીઓ બે ભાગમાં વહેંચાઈ ગયું છે, એક " સીટી ઓફ લંડન " ને નામે ઓળખાય છે ને બીજો " મેટરોપોલીસ " કહેવાય છે. જેમ વહોરો મરીનલાઈન્સ જવાનો હોય, ને કોઈ ભુલાં ચુકાંનો ભાણેજ પુછે કે " વલા મલ્લાંજી કહાં ચાલા " તો વહોરાજી પોતાની પુલાવ બીરયાન દહાડી હીલાવતાં બોલે કે " ભાઈ મીલાઈન્સ ફુડ ચાલા " તેમ લંડનમાં આશા રાખવી નહિ. મુંબઈની લંડન આગળ બીશાદ શું, મહાન માહસાગરમાં રાઇનો દાણો ! અને તેથીજ લંડનના નામ હેઠળ આપણુને ધુંચવાડો ઉભો થાય છે. કોઈ કોઈ વાર જ્યારે મુંબઈથી કાગજો, પારસલો, વગેરે રવાના કરવામાં આવે છે ત્યારે લંડન પાસે ઈ. સી. અને ડબલ્યુ. સી. બોલો લખેલા હોય છે. પણ આ ઈ. સી. અને ડબલ્યુ. સી. કીયા બાપની બેટીઓ છે તે વીશે હજારો અટકળો થાય છે. કોઈ તો તેને ઈનજીનના નામો સમજે છે. વળી કોઈ અસલઈ ઈનશા અલ્લાહ બીચારો તેને બે જુદાં ગામડાં સમજે છે. પણ ચપો બાપા હું તમોને કહું, એ તો પોસ્ટ ઓફીસવાળાઓએ પાડેલા વીભાગો છે. ખાસ સવળતા સાચવવા કાજ લંડનને ૮ પોસતલ

ડીસ્ત્રીકટોમાં વહેંચી નાખવામાં આવ્યું છે, જે ડીસ્ત્રીકટો આશરે ૨૪૫ ચોરસ માઈલનો વીસતાર ધરાવે છે. આ ડીસ્ત્રીકટોની આપણે અત્રે અંગ્રેજીજ ઈનીસીયલ યાને નીશાનીઓ આપીશું, જે પરથી તેઓની ઓળખ, પાંપણ ફફડાવતાં મળી આવે:—[ 1 ] E. C. The (East Central ). [ 2 ] W. C. ( The West Central ). [ 3 ] E. (Estern). [ 4 ] N. ( The Northern ). [ 5 ] N. W. ( The North Western ). [ 6 ] W. ( The Western ). [7] S. W. ( The South Western ). [ 8 ] S. E. ( The South Eastern ).

કંઈક વરસનું સરવાયું તો કાઢો!

બાવા જાન આખું યુરોપ ફરી આવો પણ લંડનની જુટી બરાબર કોઈ શહેર નહિ જોશો. ફકત એની કુલ્લે વસ્તી સીટી ને મેટરોપોલીટન મળીને શું હોશે, ફકટ એકોતેર લાખ ! પણ એ આંખ છે કે લીલી દરાખ, ચમકો છો કેમ ! એ તો સાધારણ અડસટો છે, થોડા તમે ને હું ગણવા જવાના હતા ! ગણનારીના દીકરા જીવે ! ફકત અહવાડીયાંના ૨૫૦૦ પોરીયાંઓ કનકોતરી સરકારી જનમ નોંધનારી ઓફીસ મહી ચીતરાય છે, જ્યારે અઠવાડીક મરણ પ્રમાણ ૧૫૫૦ નું છે. એમ કહોની કે વરસ દીવસે શહેરની વસ્તીમાં પચાસ હજારનો ઉમેરો થાય છે! પણ એ ફીગરો બધાં ઓગરી બાદ કાઢેલા છે. ખરી ગણત્રી તો ઉપર બેઠેલો યઝદાં જાણે. વસ્તીના વધવા સાથે અલબત્તાં ઘરોનોબી વધારો થવો જોઈએ, અને તેજ સબબે દર વરસે દશ હજાર નવાં ઘરો નવા લીબાશમાં જનમ લે છે, અને પોલીસના કમીશનરોના રીપોર્ટ પરથી માલમ પડે છે કે દર વરસે તીસ માઈલ જેટલા નવા રસ્તાઓ બાંધવાની પરવાનગી સરકાર તરફથી બક્ષવામાં આવે છે. હાલમાં મેટરો-

-પોલીસમાં નાંખી દેતાંબી ૭ લાખ તો બીલડીંગો હશે, અને આશરે તેત્રીસ હજાર માઇલિના તો રસ્તા, ગલીઓ, ફાટકો હશે. આયા ખ્યાલે શરીફમે ! ! પણ રસ્તાનો રોજનો ત્રાફીક યાને વહેવાર વેપાર શું હોશે ! અરે દીકરાઓ, જરા નાકનાં ફીફરાં એકપર એક ચઢાવી જુઓ કે લંડન બ્રીજ પરથી નાખી દેતાંબી રોજના ૧૬૦૦૦ ગાડાંઓની આવજાવ હશે. લગભગ આંહથી દશ હજાર તેમાં તો માલ લાવલઈ જાવ કરનારા ખટારાઓ હશે. આશરે એક લાખ પચીસ હજાર તો પગે મંજલ કરનારા આદમીઓ પુલપરથી રોજના પસાર થાય છે, અને તેજ સબબથી લોકની સગવડ સાચવવા પુલની આજુબાજુનો રસ્તો જરા પહોળો કરવામાં આવ્યો છે. એમ કહોની જે ફકત બીસનેસના વખતેબી લંડનના સઉથી વધુ ધરડીવાલા રસ્તા ચીપસાઇડ પરથી કલાકની એક હજાર ગાડીઓ પસાર થાય છે. વળી લંડન કાઉન્ટી કાઉનસીલ તરફથી જે ત્રામો દોડાવવામાં આવે છે તે ત્રામોજ ફકત વરસના ૪૨ કરોડ પાસીનજરોને શહેરમાં લાવલઈ જાવ કરે છે. ફકત અનદરગ્રાઉન્ડ રેલવેજ ત્યાંની એક મહીનામાં એક કરોડ ૩૦ લાખ આદમીઓ શહેરની શોખીલી સફર ચખાડે છે. કહેજે ફીલ્લો દીકરો બોલતો નહિ પણ શું બોલે ! લખતાં લખતાંબી બૉડીને બદલે સોલમાં ફેરફાર થાએજની ! ! ફકત લંડનની પોસ્ટ ઓફીસજ ૩૨૧૯૬ માનસોનો ગંજાવર સ્ટાફ ધરાવે છે, અને મેટરોપોલીટન ડીસ્ત્રીકટમાંજ ફકત નાની મોટી મળી આશરે ૧૫૦૦ તો પોસ્ટ ઓફીસો ને થાંભલાઓ છે. આ થાંભલાઓ વળી મુંબઈથી તદ્દન જુદી રીતના છે, અને તેઓમાં બે ખાંચા હોય છે, એક પર "Letters for London" યાને લંડન માટેનોજ ટપાલ, ને બીજા પર "Letters for suburbs" યાને બીજા ગામડાંઓ માટેનો

બસ આએ ટીપણાં જોઇ આપણને તો અત્યારથીંજ હાંફો ચાલે છે !

ટપાલ આવું ખુલ્લા અક્ષરે લખેલું હોય છે. ફક્ત આ આંઠ પોસ્ટલ ડીસ્ત્રીકટમાંજ વરસ દીવસે ૬૩ ક્રોડ ૨૬ લાખ કાગળો વહેંચાયલાં પોસ્ટ ઓફીસની પોઠીએ નોંધાયાં છે. અરે દીકરાઓ ૧૩૦૦૦ હજાર તો તમારા શોખને પુગી વળવા ટેકસીઓ દોડે છે, અને ૩૬૨૬ ઓમનીબસો લોકોના સુખ શાંતીના સાંધણ તપાસે છે, જ્યારે ૨૫૦૦ તો ત્રાંમો શહેરનું ખુણે ખુણું શોધતી રહે છે. એ ઉપરાંત વીજલી બળ, ગયાસ બળ, પાણીના પાઇપો, પોલીસ ફોજ, બુંબાવાલાઓ વગેરેની ગણત્રીના આંકડા આપવા બેસું તો તમો નાહકની શેપ ભરશો. જવા દેની દીકરા તું કાંઇ શેપ ભરાવા ફાજલ છે! ટુંકમાં લંડન શહેર કંઇ નહિ તો ફક્ત ૧૮૦ બેંકો, ૬૪ હાસપીટાલો, ૩૪ કોલેજો અને મોટી સ્કુલો, ૧૧૦૦ દેવળો, અને ૫૧ નાટકશાળાઓનું એક મનન કરવા જોગ એકસીબીશન છે.

લોકોની માંગણીઓને દરેક રીતે બર લાવવા શહેરમાં ૫૫૦૦ રેશતોરાં, હોટેલો. ભઠીયારખાનાં, ૪૦૦૦ પીપ્યાંદાસોના પાથરણાં, ૧૬૦૦ કાફી હાઉસો. ૧૩૦૦ ખાટકીઓ, ૩૦૦૦ પાંઉ બીસકીટવાળાઓ. ૩૫૦૦ ગાંધીઓ, ૧૭૦૦ દુધવાળાઓ, ૧૬૦૦ ભાજી તરકારી વેચનારાઓ, ૮૯૦ માછલી વેચનારાઓ, ૨૦૦૦ કપડાં તઇયાર કરનારાઓ ને વેચનારાઓ, ૩૦૦૦ દરજીઓ, ૪૦૦૦ બુટ વાળાઓ, મોચીઓ, અને ૮૦૦ કેમીસ્ટોનો ગંજાવર જમેલો થએલો છે. વળી એ ઉપરાંત મદઇની તબીયતમાં કચરો પડે તો તે કાઢવા ૨૦૦૦ દાકતરો, ૬૦૦૦ બાલીસ્ટરો ને સોલીસીતરો, અને ૭૫૦ લીલાંઉ વાળાઓ છે. લંડનના બારાંનો વેપાર દર વરસે ૩૨ કરોડ ૨૬ લાખ પાઉંડનો થવા જાય છે. દર વરસે ચોખ્ખાં વહાણોનો ટનેજ ફક્ટ એક કરોડ ૮૦ લાખ ટનનો થવા જાય છે.

નહિતોબી ૨૦૦૦૦ તો ગંજાવર આગબોટો બેધડક આવણુ જાવણુ કરતી રહે છે. અરે વાહરે નસીબદાર લંડન ! કુદરત બસ તારી તરફજ કુરબાન બનીચ જે બધું તારામાંજ રેડી દઇ ને અહીં સુપરે સુકાતાં નાખ્યાં છે !

આગલા પ્રકરણમાં આપણે હોટેલો ને રેસટોરાં, કાફે પર લંબાણથી વીવેચન કરી ગયા તેમાં કાંઇ માલ મસાલો રહી ગએલો મને દીસે છે. હોટેલો ને રેસટોરાં અલબતાં અંગ્રેજી ખાણાઓ માટે અલબતાં ઠીક છે, પણ જેઓનો વીચાર અઠવાડીયાંનો એકાદ દીવસ પારસી ડીશીસની મનમાનીતી મોજ ચાખવાનો હોય તેઓનો હાલ શું ! દીકરાઓ લંડનના પેટા ખાનામાં આએબી એક પારસી કસબો ઉભો થયો છે. કોઇબી ટયુબ સ્ટેશનેથી અર્લ્ઝ કોર્ટની ત્રણ પેની ટીકીટ લેઓ, ને સ્ટેશન પર ઉતરી ડાબા હાથપરની પહેલી ગલી જે ટ્રેબોર સ્ટ્રીટ તરીકે ઓળખાય છે ત્યાંના "માનેક હાઉસ" ને પેતરેનેજ આપો. દર રવીવારે ત્યાં પારસીઓનું મેજરૂં થાય છે. ધાન શાકની મનમાનીતી ડીશ, પારસી પમરતા કવાબો ને કચુબરની ફેવરીટ એપીટાઇઝર વગેરેનું ૩ શીલીંગનું ભોજન ત્યાં બહુંજ હોંશ ને ઉમંગ વચ્ચે ખવાય છે. એક મેદની જોવી હોય તો ઉડતી વીઝીટ એકાદ રવીવારે જરૂર આપજો. આ પારસી જસાવાળા ભાઇ તમારી દરેક સગવડ પર ધ્યાન આપશે. એ ઉપરાંત શાફ્ટસબરી એવેન્યુ જે પીકાડીલીની વડીલ બહેન તરીકે ઓળખાય છે, ત્યાંનું ગંજાવર મોનીકો રેસટોરાં મારા ધારવા મુજબ હાલમાં લંડનમાં સઉથી મોટું ને બહુજ સ્ટાઇલીશ લેખાય છે. આ ઇટાલીયન રેસટોરાંમાંબી દર સોમ ને બેસપતવારે ખાસ મોટા ખરચે રોકેલા મધરાસી કુકને હાથની સ્પેશીયલ ઇંડીયન ડીશીસો, જેવી કે પલાવ ને કરી, વગેરે ત્યાં મળી શકે છે. બેંડના મીઠા સરોદો વચ્ચે લાડ

પેલા પારસી ભઇના માનેક હાઉસની ધાન-સાકની પ્લેટ.

જાણીતુ મોનીકો રેસટોરાં.

કરતા કરતા એકાદ બીરના ગલાસ સાથે દબુસા મારતા જાઓ, ને પેટ ટાઢું કરી બે ત્રણ પેન્સ જે વેટર તમોને પીરસ્તો હોય તેને આપી રૂખસદ લેઓ. જો લંડનમાં એકાદ બે દીવસજ કાઢવાના હોવ તો બનતાં સુધી બસ કોઇબી હોટેલનો ૫ થી ૭ શીલીંગમાં રૂમ લઇ ખાણા પીણાની બહાર રેસ-ટોરાંમાં ગોઠવણ રાખશો, તો પઇસાનો બચાવ ઉપરાંત પેટ પુરતું ખાણું મેળવી શકશો. આગલા વખતમાં એકથી બે શીલીંગમાં મનમાનીતું લંચ કેટલાંક ઉત્તમ રેસ્ટોરાંમાં મળતું હતું, ત્યાં હાલમાં લડાઇને લીધે ફુડ કનટ્રોલર સાહેબના હુકમથી કોઇબી હોટેલ રેસટોરાંમાં ૧ શીલીંગ ને ત્રણ પેન્સથી વધુ ખુરાક કંઇબી મળી શકતો નથી. વળી બપોરના સાડા બારથી અઢી કલાકની વચમાંજ પીઠાઓમાં બીર, સ્ટાઉટ વગેરે મળી શકે છે, પછી સાંજના ૬ થી ૯ વાગા સુધીમાં મળી શકે છે. કહાં આગલું રોશનીના ઠાઠમાં હળીમળી રહેતું લંડન, ને કાંહ હાલનું જોવા નહી ગમે એવું સુખુ સુખુ લોહપોક લંડન ! આગળ જેટલાં લોકો હેળાનાં બેળાતાં હતાં, જ્યાં રસ્તાપર હજારો ને લખોની હળતી મળતી મેદની જોવાની મળતી હતી, ત્યાં બસ લશકરી ધમાલ, ને લશકરી આવણ જાવણ સીવાય બીજું કશું નજરે પડતું નથી. આગળ રસ્તાઓ એમ ખુરશીદ ઝેંદના પ્રકાશમાં ઝલકી રહે એટલા સુંવાળા ને કચરા વગરના રાખવાની ત્યાંની મ્યુનીસીપાલટી જીવતોડ મહેનત કરતી હતી, હાલમાં માણસોની અછતને લીધે કોઇ કોઇ રસ્તાપર મણ મણ કાદવ ને કીચલ જોશો. અફસોસ નહેસ્ત લડાઇએ આ સુંદર શહેર પરબી પોતાની નહેસ્ત છાંટીઓ ઉડારી છે. રાતના રોશની આપનારાં વીજળીના થાંભલાની ટોપીઓ કાળી કરવામાં આવી છે, જેથી રાત પડતાં રસ્તાઓનો દેખાવ એવો દરામણો લાગે છે કે ગમે તેવી પથ્થરની છાતીનો આદમીબી રાતની વખતે એકલો

લંડનમાં લડાઇના છાંટા.

"કુબા કરે ભરોસા રહે જહાં ખરાબ યારમાર સઈ બેવફા બને,,"

અટુલો જવાની હીંમત નહિ કરી શકે! કોઇબી હોટેલમાં અઠવાડીયાનાં ૫ દીવસ તમોને પપેટો ખાવાનો મળશે નહિ. પપેટો પહેલી બારીમાં તો લોકોને "પીરસવાનું બંધ કરવામાં આવ્યું હતું, પણ હાલમાં વરી કંઇ છુટછાટ મુકાએલી સમજાય છે. ખાનના તો બીલકુલ વાખા છે. જોઇએ તો ચાહે મોળી પીઓ, ને જોઇએ તો ચાકલેટ નાખી ગટાવી જાઓ! બાપુ લ્યો! પણ ત્યારે સવાલ એ ઉભો થાએ છે કે અંગરેજ ચાકલેટ ને કેકો ધમધુકાર બનાવાને ખાન વાપરવા દીએ છે ને જ્યાં ખરી અગત છે ત્યાં ખાનની તળવેળ કરતો નથી એનો અર્થ શો! એતો આપણે ના સમજીએ. એ તમે નહી સમજો ભાઇ આપણે પડયાં લેવટી જેવાં મગઝના કાળાં માનવીઓ, જ્યારે આતો મોટા આસમાન જેવાં આદમી! ગમે તે કહો પણ ધન્ય છે અંગ્રેજ સરકારને, કે આએજ બજાંઓના બેગાં બળથી આપણે આપણા દેશ વતન તજી હજારો માઇલપર બી જઇએ છતાં બી આપણી સલામતીના સાંધણો મેળવી આપવા એ બનતું કરે છે. વગર વોરનીંગે લંડનમાં વારે ઘડીએ જુદાક જરમનોના ઝેપલેનો બોંબ નાખી જાએ છે, ને તે વારે આવા ગંજાવર શહેરને આગની ચેહમાંથી બચાવી લેવું એ કાંઇ હસી ખેલ નથી. આખા લંડનનો કુદરતી બચાવ તે ત્યાંની ટયુબ છે. તે ઉપરાંત પોલીસમેનો આગળ ગળામાં સફેદ બોર્ડ પહેરી સાઇકલપર દોડતા ફરે છે કે "ટેક શેલટર" યાને કેડેબી ભરાઇ જાઓ, જે વોરનીંગે લખ્ખોના જાનો બચાવ્યા છે. વધુમાં હાલમાં આખાં લંડનને "ઍર રેડ" યાને હવાઈ વીમાનના હુમલા વખતે ગંભીર વોરનીંગ આપવાની નવીજ ઢપની ગોઠવણ કરવામાં આવી છે, જેથી એમ સમજાય છે કે સવેળાની ચેતવણી સવા કરોડનું તારણ કરી શકે!

પણ આ લુખ્ખું લચ દાસ્તાન વાંચતાં આપણો જીવ

તલપાપડ થતો હશે, માટે ચાલો ખરૂં લચલચતું ખાણું હવે પીરસીશ. મરજી હોય તો હોટેલમાં ઉતરો, ત્યાં ખાવા પીવાની ગોઠવણ કરો યા બહાર જમી લેઓ, પણ તમોને અહીંઆ ગોલવાલાના સ્વીમીંગ બાથમાં જઇને પાણીમાં નાલગોરીઓ રમવાની તબેહ પડી હશે, ને મરીન લાઇન્સ ને ચર્ચગેટ વચ્ચેના હાફગેટપર જઇ પાણીમાં છપક છપક કરતાં કુદકા મારવાનું મન થતું હશે તે હોટેલમાં કયાંથી લાવશો ! ફકર નહિ બાવો મારો ! લંડનમાં તેવા બાથોનો ટોટો નથી. જ્યાં દરેક ચીઝ "ટકે શેર ભાજી ટકે શેર ખાજા" માફક ઉભાઇ જાય ત્યાં બીચારા બાથોએ શું ગુનાહ કીધો ! માંગે એવા ટરકીશ બાથ, સ્વીમીંગ બાથ, રશીયન બાથ, હૉટ સ્ટીમ બાથ, ઓરડીનરી વોશ બાથ વગેરે ખીસાં પાલવે એવી નજીવી ફીમાં નીચલે ઠેકાણેથી મળી શકશે. આ બાથોની જાતને તેના ઠેકાણાનું નીચલું ટેબલ સ્ટડી કરતાં તમારી અડચણ સાંપની ફુંક મીશાળ ઉડી જશે.

લંડનના બાદશાહી બાથો.

"ત્યારે જુઓજી આએ બાથોની ટીપ."

---

| | |
|---|---|
| બ્લુમસબરી બાથો | એનડેલ સ્ટ્રીટ, બ્લુમ્સ બરી બાથને વોશ હાઉસો. |
| ચેલસીના બાથો | ૧૭૧ કીંગ્સ રોડ, ચેલસી સ્વીમીંગ ને પબલીક વોશ હાઉસ. |
| કેનસીંગટન બાથો | લેનકેસટર રોડ, પબલીક વોશ હાઉસ. |
| લેમબેથ બાથો | લેમ બેથ, સ્વીમીંગ બાથ ને પબલીક વોશ હાઉસ. |

પેડીંગટન બાથો કેનસાલ રોડ.
સ્વીમીંગ બાથો.

સેંટ મારલીબોન બરો બાથ ૧૮૧ મારલીબોન રોડ,
સ્વીમીંગ ને પબલીક બાથો.

સેંટ મારલીબોન પેરીશ બાથ ૨૭ ગ્રોવ રોડ, મારલીબોન
વોશ હાઉસો ને બાથો.

વેસ્ટ મીનીસટર બાથો બકીંગહામ પેલેસ રોડ (S.W.)
પબલીક બાથો

,, ગ્રેટ સ્મીથ સ્ટ્રીટ. (S. W.)

પબલીક બાથો.

,, મારશલ સ્ટ્રીટ. (W.)

પબલીક બાથો.

કેટલાક ટરકીશ બાથો.

ધી હેમન— ૭૬ જરમીન સ્ટ્રીટ (S. W.)

નેવીલ્સ— નોરધમ બરલેંડ એવેન્યુ [W. C.]

,, બીશપગેટ ચર્ચયાર્ડ [E. C.]

,, હેરો રોડ [W.]

,, ઉલ એક્સચેંજ [E. C.]

,, લંડન બ્રીજ.

આ તો ફક્ત મોટા અગત્યનાજ બાથો છે. એ ઉપરાંત બીજાં ઘણાંબી બાથો છે, જેઓની સતાવાર ટીપ લંડનની ડીરેકટરીમાંથી મળી શકશે. આ બાથોમાં ટરકીશ બાથો સઉથી ઉત્તમ ને ગુણકારક છે. અલબતાં જો હોટેલમાં બાથનો ચાર્જ જુદો આપવો પડતો હોય તો પછી એમ તો વોશ હાઉસો લંડનમાં ફરી જાય છે; પણ ટરકીશ બાથની તો લંડન જેવાં શહેરમાં ઘણીજ ઘણીજ અગત છે. અલબતાં મોટાં હોટેલો જેવાં કે સેસીલ, સેવોય, ઇમપીરીયલ વગેરેમાં તો ટરકીશ બાથોની બહુજ પસંદ પડતી ગોઠવણો કીધેલી છે. મારા મત મુજબ ગંજાવર ઇમપીરીઅલ હોટેલના બાદશાહી ટરકીશ બાથો જેવા બીજા લંડનમાં થોડાજ બાથો હશે. આ બાથો કેવી રીતે આપણને આપવામાં આવે છે તેનો કંઇક આછો ચીતાર આપીશું. પહેલે આપણને બુટ રૂમમાં લઇ જઇ ત્યાં કપડાં વગેરે કઢાવી એક તુવાલ ને અરધું શરીર છુપા ભાગ આગળથી ઢાંકવા એક બે કસનો કપડાંનો કટકો આપવામાં આવે છે, જે શરીરે બાંધી તમો હોટ રૂમમાં જાઓ. આ હોટ રૂમમાં વીજલીની રોશની અને વરાળની કંઇક ચોક્કસ પ્રોસેસથી આપણા આંગને એટલું તો ગરમ કરે છે કે, તુરતજ પરસેવો પડી શરીરમાં પેવસ થતાં કોઇબી ખરાબ જંતુઓ જડમુળથી નાશ પામે છે. આ રૂમમાં તમોને જોઇએ એટલો વખત બેસો, પછી તમારેથી ગરમી નહિ સેહવાય તારે ઉઠી પાસેના વોશ બાથમાં જાઓ, જયાં તમોને થંડા પાણીનો ડુશ આપવામાં આવે છે. આ ડુશ આપવાથી શરીર ને કઉવત મળે છે. ડુશ બાદ તમોને ત્યાંનોજ એક દબરડીગ આદમી સાબુ ચોળી નહવાડે છે, ને આંગ ચાંદની જેવું સાફ કરી, ચંપી કરી, પાછા તમોને કુલીંગ રૂમમાં લઇ આવે છે, જયાંથી તમો થંડા થઇ કપડાં પહેરી ઘરે સીધારો એટલે પટયું. આ બાથની આવી ઉત્તમ મોજ ફક્ત

લંડનના ટરકીશ બાથો.

એક શીલીંગ ને છ પેન્સમાં તમોને મળે છે, જે મુંબઈમાં તો મારા ધારવા મુજબ તમોને પાંચ રૂપીયેબી નહિ મળે તો હું અજાયબ થઇશ નહિ. વળી બાથમાંજ ચાહ, નાસ્તાની સગવડ રાખી છે, જે નજીવે ડામે ખુશહાલ જીવે તમારા કુલીંગ એપારટમેંટમાં મળી શકે છે. બસ ઓરડર કરો ને તુવાલ ઓઢી તમે તમારે તમારા ઓરડામાં સુઇ રહી પછી ટ્રે આવે કે ચાહ નાસ્તો જે મંગાવ્યું હોય તે કુંદો એટલે ખેલ ખતમ.

બસ આફ્રીન છે એ ભેજાંઓને કે, આવી સુંદર સગવડના સાંધણોબી લોકોના સુખકાજ જંગી ખરચના ભોગેબી હસ્તીમાં લાવેલા છે. ઓઇરે મારી મમભાઈ રાણી, તુંને કહારે હું લંડનની ટોંચે પુગેલી જોઇશ! પણ હું નહિ જોઇશ તો મારાં પોરીયાં તો જોશે એબી ગનીમત! વળી કેટલાક ટરકીશ બાથોમાં તો ટુવાલ વગેરે કપડાં ધોવાની લોનડ્રીબી હોય છે. આ લોનડ્રી કંઇક વીજલીથી ચાલે છે. એક બોઇલરમાં પાણી ગરમ થાય છે, બીજામાં ટુવાલ, નાપકીન, કટકાઓ ધોવાય છે. ત્રીજામાં સાબુના ફીનમાં સફેદ થાય છે, ચોથા મશીનપર અસતરી થાય છે, પાંચમાંમાં તેની ઘડી વરાય છે, ને છઠ્ઠું વેગન તેને એક નાકેથી ઘસડી બીજે નાકે મુકી આવે છે. બોલો આવી લોનડ્રી હીંદુસ્તાનમાં કોઇબી બાથમાં જોઈ છે કે! પણ બાથ દીકરા હવે તું વીશામો લે. તારી ખબર લેનારાં પોરીયાંઓ વળી ઘણાંજ થોડાં હોય છે. હવે આપણે શહેરના ભીત્તરમાં ફરવા નીકળીએ ત્યારે એમ સમજો કે, તમો ફકત લંડનમાં એક વીક ફાજલ પાડી શકનાર છો, ને તે અરસામાં લંડનનું ખુણે ખુણું ફરી વળવાની તમારી મરજી છે, તો સાઉથેમપટન રો આગળના બેડ્ફર્ડ હોટેલને તમારી સ્ટારટીંગ

પોઈંટ ગણો, ને આંઠ દીવસનું એક ફાંકડું પ્રોગ્રામ ઘડી કાઢો, અને તે તેબલ પર અમલ કરશો તો ખુશહાલ જીવે લંડનનું ખુણે ખુણું ફરી વળશો. અલબતાં હલાકી તો બહુજ પડશે, ખાધું, નહિ ખાધું, કરીને કાશળ પટાવવી પડશે, પણ તમારી ઇચ્છા તો પાર પડશે. કે જાણે આમ છે! જો કે હાલમાં કુકની ઓમનીબસો દોડતી નથી, એટલે મન માનીતી સગવડ સાચવી નહિ શકાશે, છતાંબી બસ, કેબનું સુખ મન માંગતું છે. જુઓ મહેરબાનો ત્યારે આએ આખા વીકનું ભરચક પ્રોગ્રામ છે.

તમારે માટે લંડન જોવા સારૂ ખાસ તઇયાર કરેલું પ્રોગ્રામ.

સોમવારનો દીવસ ક્રીસતલ પેલેસ, સેંટ પોલનું કેથીડરલ- કેનસીંગટન પેલેસ, હાઈડ પાર્ક, કેનસીંગટન ગારડન, બકીનગામ પેલેસ, વગેરેમાં ખુશીથી કાઢી શકશો. રાતનો ટાઇમ થીએ- ટરમાં ગાળવો.

મંગળવાર વેસ્ટ મીનીસ્ટર આબી, વીકટોરીઆ ને આલબર્ટ મ્યુઝીયમ, બ્રીટીશ મ્યુઝીયમ, નેશનલ ગેલેરી, ટેટ ગેલેરી વગેરેમાં ગાળવો. રાતનો ટાઇમ થીએતરમાં પસાર કરવો.

બુધવાર ટાવર ઓફ લંડન, ગીલ્ડ હોલ, રોયલ એકસચેંજ, બેંક, મોન્યુમેંટ વગેરેમાં પસાર કરવો. રાત થીએટરમાં કાઢવી.

ભરેસપતવાર રીજન્ટ પાર્ક, મેડમ ટયુસોડ, તથા આરકેડો વગેરેમાં કાઢવો. રાત થીએટરમાં એનજોય કરવી.

શુકરવારે બાકી રહેલાં મ્યુઝીયમો પુરાં કરવાં, તથા વખત મળતાં ટરમીનસો તરફ એક લટાર મારવી. રાત થીએટર માટે રીઝવર્ડ રાખવી.

શનીવારે હાઉસીસ ઓફ પારલામેંટ, સહવારે, ને બપોરે

રીચમંડ. કયુ તથા હલપાઇ આઇલેંડની મન માનીતી ત્રીપ કરવી. રાત થીએટરમાં કાઢવી.

રવીવારનો દીવસ નામાંકીત હેમપટન કોર્ટ જોવામાં ઉત્તમ ગણાશે. બપોરે જોઇએ તો કોઇબી કોનસર્ટ હોલ, સીનેમામાં બેઠક લેવી વાજબી ગણાશે. ત્યારે એ હીસાબે આપણું આંઠ દીવસનું ઉતાવળ્યું પ્રોગ્રામ રજુ કરી ચુકા, હવે આવતા પ્રકરણમાં તેમાંની જાણવા જોગ પ્લેસીસોની વાસ્તવીક તપાસ લઇશું. તેટલાં થેંકયુ ફોર યોર પેશન્ટલી સ્ટડીઈંગ ધી નોટસ.—Thank you for your Patiently studying the Notes.

---

## પ્રકરણ ૧૦ મું.

### ચાલો મંજલ શરૂ કરો.

### લંડન લંકામાં આઇતું ડોકયું.

---

" દીયા લીયા તેરે સંગ ચલેગા,
યેહાં પીછવાડે આના હય;
હીરા મોતી લાલ કરોડા,
મનીમેં સબ જાના હય.

ત્યારે કહ્યું જે પ્રોગ્રામ રચાયું, દરેક દીવસનું આઇતું ટીપ ટીપણું ઉતારી આપયું, હવે ચાલો સીધા જયાં દોરવું ત્યાં. ઉતાવળ કરશો મા, આપણે તો મહીનો દીવસ લંડનમાં પથારી માંડવી છે. પણ જયાં જાઓ ત્યાં સાથે એક છતરી ને

ઓવર કોટ લઈ લેવા ભુલશો નહિ. લંડનની કલાઇમેટ યાને રૂતુ આપણેથી બીલકુલ ઉલતી છે. ઘડીમાં વરસાદ ને ઘડી ચપકામાં તડકું રાજ કરે છે. માટે આવી ચકકર રૂતુ સાથે કામ લેવા પહેલાં તેનો સાજ તૈયાર કીધેલો સારો. તમે કહેશો કે ભાઈ પીરોઝગર, તમે જે ટાઇમ ટેબલ આંક દીવસનું બનાવ્યું તેના ઓરડરમાંજ હમોને સહેલ કરાવોની. તો હું તે સાફ સાફ કહી દેઉ છું કે બા "ઓરડર" કોણને મોદે રહે છે. ઓરડર જુવો હોય તો લશકરમાં! આ ગામડીયન કલમ પાસ તે ઓરડર કેવો? પણ આ ગરીબની ચોપડીને પેટરોનેજ કરનારાં મહેરબાન બહેનો ને ભાઇઓનું ધ્યાન ખેંચવું અતરે અગત્યનું થઈ પડશે કે, આ ચોપડીમાં આપેલી ટીપ સીલ સીલાબંધ તેની જગ્યાએજ સમજવી, અને જયાં તમોને જવું હોય તે જગ્યા અંદરથી શોધી તે પર અમલ કરવો, એટલે તમારી મુશકેલીનો અંત આવશે. અલબતાં વેસ્ટ મીનીસટરમાં લઈ જઇ ત્યાંથી હું તમોને લોર્ડસ ન્યુઝ કે ડેલી ન્યુઝની ઓફીસપર કુદકો નથી મારવા કહેવાનો, યા તો કે બ્રીટીશ મ્યુઝીઅમ દેખાડી કેનસીંગટન પેલેસમાં નથી હવાઇ વીમાનમાં ઉડાડી લાવવાનો! જે આપું છું તે તમારા ટેસ્ટને રૂચતું અને જોવા લાયક જગ્યાઓની હરોળમાંજ છે એમ તમારે ખાતરી રાખવી.

લંડનનું રાજવંશી પવીત્ર દેવળ વેસ્ટમીનીસટર આબી

ત્યારે પહેલે આપણે લંડનના કેટલાક મહાન શહેનશાહો, શહેનશાહ બાનુઓ, અમીરો, વજીરો, ઉમરાવો, એલચીઓ, યોધ્ધાઓ, ગ્રંથ કર્તાઓ, કવીઓ, વગેરેના પવીત્ર આત્માને હમેશની શાંતીમાં પૃથ્વીના પાતાળમાં એક કરનાર, દુનિયાનું જગ આશકાર દેવળ વેસ્ટમીનીસટર આબીથી આપણી કનકોથરી શરૂ કરીશું. કુલ જગતના ઇતિહાસમાં કાયમ પટો લખાવી આવેલાં આ વેસ્ટ મીનીસટર આબી તરફ જવા તમોને બેડફર્ડ હોટેલની સામેથીજ "બસ" મળી શકશે.

જોઇએ તો બસમાં જાઓ ને જોઇએ તો ટયુબમાં જાઓ, પણ મારા મત મુજબ "બસ" વધુ આવકારદાયક થઈ પડશે. ટાવર ઓફ લંડન સીવાય ઇંગ્લાંડમાં એવી બીજી થોડીજ બીલડીંગો હોશે, કે જેની સરખામણી આ પવિત્ર આબી સાથ થઈ શકે! યુરોપમાં ધાર્મીક લાગણી કેટલી બધી હશે તે એટલા પરથીજ પુરવાર થાય છે કે ત્યાંની પ્રજાએ કરોડોને અબજો પાઉંડો સુંદર દેવળો બાંધવામાં ખરચી નાખ્યા છે. અને તે અબજો ને કરોડોના ધુમાડાનો એક જીવતો આયનો તે વેસ્ટમીનીસટર આબી છે. બેશક આ બાદશાહી કસબો સ્ટડી કરવાને તો વરસોબી પાણીના રેહની કાની ઘસડાઇ જશે પણ એની પોકી પુરી થવાની નથી. જો પૃથ્વીના કોઈબી નાનકડા સમચોરસ ટુકડામાં મહાન માનવીઓના કાલબુદો આરામ લેતાં હોય તો તે આ એબીમાંજ છે. મહાન શહેનશાહોના શહેનશાહ એડવર્ડ ધી કનફેસર, કુંવારાપણામાંજ પોતાની જીંદગીનો ઝળકતો ચેરાગ રાજને આસનેજ બુજાવનાર મહાન કવીન એલીઝાબેથ, તથા અદેખાઇની ચેહ સળગાવી અંતેબી અજલ લાવનાર તેણીના બુરા ગુસ્સાનો ભોગ થઈ પડેલી રાણી મેરી ક્વીન ઓફ સ્કાટસ, રાજા હેનરી પાંચમાં, સઉ પોતાની ગરૂરી આજ જગ્યે વીસારી હાથમાં હાથ ભેળવી હમેશની શાંતીમાં સુતેલાં છે. વળી એજ શહેનશાહ એડવર્ડ ધી કનફેસરે આ જગજાહેર આબીનો પાયો નાખી મજલો ઉઠાવ્યો હતો, જેની કીંમતી જવાહીરોથી મઢી લીધેલી સુંદર કબર હજુબી આ આબીમાં પુર માન સાથ સચવાએલી દેવળના આલતરના પાછલા ભાગમાં ઉભી છે. આ ઇમારતનો મુખ્ય ભાગ પ્લાનટાજીનેટ વંશનો શહેનશાહ હેનરી ત્રીજાના વખતમાં બાંધવામાં આવ્યો હતો, જે ભાગ ગોથીક કળાનો ઉત્તમ ચીતાર આપણને આપે છે. "લેટીન ક્રોસ" ના સુંદર આકારમાં સજાએલી હોવા

છતાંબી ક્રીસ્તીનિયાઓને બેસવાની જગ્યા, દેવળનો મુખ્ય ભાગ, અને તેની આજુબાજુની પાંખો અંગ્રેજ કળાનો મનન કરવા જોગ નમુનો છે. દેવળનું આગલું "લેડી ચેપલ" રાજા હેનરી સાતમાએ નાશ કીધું હતું, પણ ઇસિવીસન સોલસો સત્તરસોમાં ફરીને ત્યાં ગોથીક ટયુડર કળાનો ઝરો જાગૃત થયો હતો, કે જે સુંદર ચેપલની આ એબીમાં જગા કરી તેને સજીવન કરનાર જોડું રાજા હેનરી સાતમા ને તેમની શહેનશાહબાનું, એજ ચેપલના ચોગાણમાં પાક ખુદાના આશીષ વચ્ચે, સદાની શાંતીમાં સુતાં છે. વળી અહીંજ ઇંગ્લાંડનાં મહાન શહેનશાહો ને શહેનશાહબાનુઓની તાજ પોષીની ક્રીયા દેવળના ગ્રેટ આલટર નજદીકમાં થઇ હતી, તેમાં છેલ્લી તાજ પોષીની ક્રીયા આપણા હાલના બખતાવર મહાન શહેનશાહ જયોર્જ પાંચમાં ને શહેનશાહબાનુ મેરીની ઇસિવીસન ૧૯૧૧ ની ૨૨ મી જુને થઇ હતી.

લખોની અમીરી મટટી આંહીં એક થાય છે,

આ "વેસ્ટ મીનીસટર આબી" તેની અનેક ખુબસુરતી ને કળા કઉશલ્યને લીધે આખા યુરોપમાં બીનહરીફ છે. એ આબીની મુલાકાતે આવનાર દરેક સાચ્ચા આશક, આ એબીને પુર ગંભીરતાઇથી નમન કરી તારી નજર ચાર ખુણે દોડાવ, તો જણાશે કે ભલાં ભલાં ભેજાંઓ પોતાની આગલી અહંકારી, તકરારી, વીસારી આ એબીની નીચે સુખી સંવાદ પુર શાંતી વચ્ચે ચલાવે છે! ઓહ આજ તમો તેઓની છાતી પરથી ચાલો છો ત્યારે આ દેવલોક થએલાં મહાન નરો પોતાના આગલા વખત માટે બહેસ્તમાં શું વિચારતાં હશે! પેલા બે નીરદોશ શાહજાદાઓ જેઓ તેમના નીર્દય કાકાના કરપીણ કીનાનો ભોગ થઇ પડયા હતા, તેમનેબી આ આબીના મટ્ટીજ ઓઢાડેલી છે. અરે મહેરબાનો આ આબીમાં લટાર મારો તો તેના પાદશાહી દીવાનખાનામાં સુતેલા બ્રીટનના સપુત ગ્લાડસ્ટન અને તેની નજીરી વખતમાં તેની સાથે બાકી

હજારોના મગરૂરો આંહીંજ ખાકમાં સાથે સુવે છે.

આઠ તકકર ઝીલનારા દોસ્ત ડીસરાએલીને હમેશની મીત્રતા સાંધતા સાથે સુતેલા જોઈ નમન કરજો. યા ખુદા શું તારીબી કરામત છે કે જે આ ભવે તકરારીના મોહભાવતાં તીર એક બીજા પર ફેંકે છે, તેજ પાધરીઓ આ કાળી મટ્ટીમાં અજલના ત્વારને સઘળું સોંપી પુર પ્રીતીમાં સાથે પોઢે છે. ઓ આએ જમાનાના શાએરોને શાએરો, અને અસલ ચીજની નકલ કરનારા, મહાન તદ્દન તફરમચીમ ઓરીજીનલ ભેજાંઓ, જેના ગ્રંથો પર તમો મીઠું ચુંબન કરો છો, જે ગ્રંથોને તમો સીનેમાની ફીલમપર ચીતારેલાં તમારી નજર સામે જુઓ છો તેનો લખનાર મહાન ચાર્લસ ડીકન્સ તમારા પગ પાસે પડયો છે. આ આબીમાં ખાસ કરીને કેટલા ખંડો ચોકકસ કીસમના માનસો માટેજ જુદા પાડવામાં આવ્યા છે. જેમકે "પોએટસ કોરનર" માં બધા કવીઓનાંજ મટ્ટીનો

આબીનો પ્રખ્યાત પોએટ કોરનર.

સોરમ નીકળે છે, "સ્ટેટસમેન કોરનર" માં રાજદ્વારી યોધ્ધ-ઓના કાલબુદોનેજ એકએક સાથે સુવાડવામાં આવ્યાં છે જે બેશક આપણને બીન શકે અજાયબીના ઓશનમાં અંગોળ કરાવે છે. કંઈક હજારોની મટ્ટીને હજારોના બુલંદ કાલબુદો આ આબીની ટ્રજેડીએ મટ્ટીના ખરબચા સેજ પર સુતેલાં છે, પણ તેઓમાંના સર્વને બાજુએ મુકી, મહાન વીલીયમ શેકસપીઅર, એડીસન, થાકરે, ગોલ્ડસ્મીથ, બર્નસ વગેરેનાં પુટલાંને આપણી નજર સામે ઉભેલા જોઈ દીલમાં દહેશત પેદા થાય છે કે, આ મહાન નરો આપણા જેવા કમઅકલી બોકડો માટે કેવું મુંઝમાં હસતા હશે ! બસ દીલસોજે, જાઓ ને ખુદાઈ વાણીનું કીરતન કરનારા કવીરાજો મીલતન, ટેનીસન, લાંગફેલો, વગેરેની આરામગાહ પર નજર કરી વિચારો કે આ કાયા કેવી પાંપળી છે, જે પળવારમાં રંગરાગમાં, તો પળ વારમાં મટ્ટી મશાનમાં ! ઓ નાટકના શોખીનો, મહાન અસલી નાટક પીન્તુ નાટક નવેશો, હેમલેટના બાપ લેમલેટો,

ગોલ્ડસ્મીથના ભાઈ કોપરસ્મીથો, ખુને નાહકના ભાઈ પુને પાકો, મહાન નાટકકાર સર હેનરી અરવીંગને પુર મોભાથી સેજદો કરી દુવા માગો કે તેના આશીષો તમો પર ઉતરે, જેને જોરે તમોબી ભવિષ્યમાં એકાદ ઈમીટીશન અરવીંગ તરીકે પૃથ્વી ધુજાવવા ફતેહમંદ પામો.. સર આઇઝાક, મેકાલે, સ્પેનસર, વારન હેસટીંગ્સ, લોર્ડ કેનીંગ વગેરે ઈંગલાંડની ઇતિહાસીક તખતીમાં પોતાની અમર નાળ થોકાવનારા જોધાઓને નિશાળીયાઓની માફક અદબવાળી હમેશની નીરાંતમાં પોઢેલા નીહાળો, અને તેઓના રૂહ માટે શાંતી માંગો. આ "આબી" દર મંગળવારથી શની સુધી લોકોને જોવા માટે ખુલ્લો છે. ફકત અંદરના ચેપલો ને બાદશાહી કબરો માટેજ નજીવી છ પેન્સની ફી લેવામાં આવે છે. રફીકો, અહીંજ વળી શહેનશાહી સરઘસમાં એડવર્ડ ધી કનફેસર, અનેક નામાંકીતોની યાદમાં ઉભા બાંધેલાં પુતલાંઓ વચ્ચે અજીત શાંતીમાં હાથ જોડી પોઢેલા હેનરી તીજા, હેનરી પાંચમા, રાણી કેથેરાઈન, એડવર્ડ તીજા ને તેની બાયડી ફીલીપા, રીચર્ડ બીજા, એડવર્ડ પહેલા, ને હેનરી સાતમા, તથા તેની રાણી વગેરેના બાવલાંઓ બેશક આપણું દીલ જીતી લઈ આપણને તેવોની યાદમાં દીવાનાં બનાવે છે. એમ સમજો કે બાવલાંમાં ઓય જો જીવ મુકાયો હોય તો તમો સાથ હેગાક બેગાક ખુશ ગુફતેગો કરે! પણ બાપા જીવ મુકવો ને લેવો તે તો માનવી માટે સરજાયું નથી. આમ પ્રાણ્યો ચઉટે મળી શકે તો પછી પરમેશ્વરનો ભાવ કોણ પુછે બાઇ!! વળી તાજપોશી માટેની કોરોનેશન ચેર પણ એડવર્ડ ધી કનફેસરના ચાપલમાં હજુ સુધી જળાવી રાખેલી જોઇ શકાશે. વધુમાં જેરૂસેલમ ચેમબર, જે હેનરી ચોથાના મરણનો જુસ્સાભર્યો દીખાવ રજુ કરે છે તે તથા ચેમબર માંની કાચની રંગીન બારીઓ, અને તેરમી સદીમાં બાંધેલું "ચેપતર હાઉસ" જે બેશક ઇસવીસન

૧૫૪૭ સુધીતો પારલામેંટની મીટીંગો સારૂ વપરાતું હતું તે વગેરેનો ઠાઠમાઠ ખાસ કરી બહુજ જોવા લાયક છે. છેવટે આ એબી એક એવો નસીબવંત આબી લેખાવો જોઇએ કે, જ્યાં હજારો દેશની સેવામાં, પોતાનું નામ અમર કરી ગએલા મહાન કવીઓ, લડવઇયાઓ, શહેરીઓ. વકતાઓ ખગોળ શાસ્ત્રીઓ, વજીરો, તવારીખ નવેશો વગેરે હાથમાં હાથ ભેળવી એકજ જગાએ પોતાનું હુંપણું આ પાપી પૃથ્વીને સદાનું સોંપી પૃથ્વીના ભારે બોજ હેઠળ ચુપકીદી અખ્તયાર કરી પડેલા છે. તો આ આબી છોડી જતી વખતે છેવટે આપણું એવુંજ ચાહવું છે કે, એ હજારોના શાંતીભુવન વેસ્ટમીનીસટર આબી તારી હસ્તી ખુદા અમર કરો. બેશક ફ્રેન્ડો, લંડન જાઓ તો રૂમાલે ગાંઠ વાળી મુકજો કે આબી જોયા વગર લંડનનો કીનારો મુકવો નહિ. જો સાઉધમપટન રો આગળનો સબવે જોઇ એક કાંકરે બે પક્ષી મારવાં હોય, તો મારા મત મુજબ તમારા હોટેલથી બે કદમ આવેલી ટરામના સ્ટેશનથી ટરામમાં બેસી ટનલ યાને લાંબા બુઘડા મારફતે વેસટ મીનીસટર જજો, અને ગોરાં ભેજાંઓના ઉત્તમ નમુના નીહાળજો. ફકત એક પેનીની ટીકીટ લેશો એટલે બહેડો પાર. પણ વેસ્ટમીનીસટરને અહીંજ રહેવા દઇ હવે બીજી પંકતીએ આવતાં પ્રસીદ્ધ સેંટ પોલના દેવળ તરફ તમારા કદમો નીહાળો, ને તેની રચના જુઓ. જો બસમાં જવાના હોવ તો હોલબોર્ન સ્ટેશન આગળથી જતી "બસ" તમોને "એક પેની" ની ટીકીટમાં સેંટપોલ સીધ્ધા મુકી આવશે. સાઉધેનપટન રો થી સેંટપોલ કંઇ ઘણું લાંબુ નથી બાપા. મારા મત મુજબ સઉથી સુકાલયું વહાણુ આપરા ટાંટયા, છે. પણ જવા દેઓની બે માઇલનો ટપ્પો પગે કાપવો એ લંડન જનારા સાહેબાઓને ગળે ઉતરશે નહિ. બસ તમે તમારે લડગેટ હીલ જતી બસમાં બેસી જાઓ

નામીચું સેંટ પોલનું દેવળ.

દુનિયાનું નામાંકીત દેવળ " સેંટ પોલ ’. જુઓ પાનું ૧૪૪ મું.



સાઉથેમ્પ્ટન રો આગળના સબવેમાંથી જતી ટ્રામ. જુઓ પાનું ૧૪ મું.

હીલ પર આવી લાગતાંજ સેંટપોલનો ઉંચો ગુંબજ તમોને આવકાર દે છે. આ સેંટપોલનું કેથીડરલ લંડનના સઉથી અગત્યના ધામે.માંનું એક છે, કે જયાં વીઝીટરોને વીઝીટ આપવા સીવાય છુટકો નથી. સેંટપોલનું આશ્રમ સેંટપોલ નામના પવીત્ર પાદરીને પુરાતન વખતમાં અરપણ કરવામાં આવ્યું હતું જેથી તેનું નામ સેંટપોલ પડયું છે. સાતમી સેનચરીના સેકશન શહેનશાહોને હાથ હસ્તીમાં આવેલું આ બાદશાહી દેવળ ૧૮૦૬ માં લાગેલી મોટી આગથી બળી ભસ્મ પામ્યું હતું, જે ફરીને લંડનના બીશપ સાહેબ "મોરીસે" ૧૦૮૭ માં એક મોટું ગોથીક સ્ટાઇલનું મકાન બાંધીને તેની યાદદાસ્ત કાયમ રાખી હતી. પણ ૧૬૬૬ ની મોટી આગમાં આ રાક્ષસી મકાન પાછું બળીને ખાખ રાખ થઇ જવેથી ફરીને ૧૬૭૫ માં એનું કામ હાથ ધરવામાં આવ્યું હતું. હાલમાં હસ્તી ધરાવતું ને લડગેટ હીલનો મુખડો સાચવતું આ પવીત્ર દેવળનો ડીઝાઇન સર ક્રીસતોફર રેન સાહેબે તઇયાર કર્યો હતો, અને દશ લાખ સ્ટરલીંગના જંગી ખરચે ઇસ્વીસન ૧૭૧૦ ના સાલમાં આ બાદશાહી દેવળ અનેકવાર અફળાઇ જીકાઇ કીસમતની કાહણી પુરી કરી પાછું નીસતીમાંથી હસ્તીમાં આવ્યું હતું. રોમના સેંટપીટર ચર્ચથી બીજે નંબરે આવતું આ મહાન સેંટપોલનું દેવળ ક્રીસ્ટી લોકોનું સઉથી મોટું દેવળ ગણાય છે. એનો ગુંબજ શહેરના દરેક જાણીતા રસ્તાપરથી આપણી નજરને દીપાવે છે. ફકત ગુંબજ પર ગોઠવેલો સુંદર ક્રોસજ જમીનથી ૩૬૪ ફીટની ઉંચાઇએ મુકેલો છે. ગુંબજનો બહારનો ઘેરાવો આશરે ૧૪૫ ફુટનો ડાએમીટર ધરાવે છે. દેવળની લંબાઇ ૫૧૫ ફુટ છે. કીર્તનીયાઓને બેસવાની જગા, આગળની "રીઅરડાઝ" નામની સઉથી ઉત્તમ મોઝેક કારીગરી અને ગુંબજનું બાદશાહી કોતરકામ દેવળની પવીત્ર-નાઇનો ઉત્તમ છાપ આપણા મગઝની સખ્ત ખોપરી પરબી

મહાન દેશભકતો નેલશન ને વેલીંગટન આંહીજ સાથે સુતા છે.

બેસાડે છે. અહીંઆ મહાન દેશભકતો નેલશન ને વેલીંગટન હમેશગીની શાંતીમાં સુતા છે, જે એ દેશભકતોની યાદમાં ઉભાં કીધેલાં ફાંકડાં બાવલાંઓ, આ સેંટપોલના દેવળનું નામ દરેકે દરેક સાચ્ચા ક્રીસચીઅનના જીગરમાં હમેશનું સજીવન રાખશે, એમાં સંદેહ નથી. વળી અહીંઆં મોટામાં મોટા આરટીસ્ટો જેવા કે સર થોમ્સ લોરેંસ, સર જોશુઆ રેનોલ્ડસ, ટરનર, સર એડવીન લેંડસીઅર, લોર્ડ લીટન, અને સર જોન મીલેના રૂહો પોતાના શાંતાભુવનમાંથી આ પવીત્ર પરગણાને પનાહ બક્ષતા રહયા છે. એ ઉપરાંત દેવળની વીહસપરીંગ ગેલેરી, અને ઘુંમજ પરથી શહેરનો સામાન્ય દેખાવ ઘણાંકોનું જીગર હરખથી થાકવી નાખે છે. આ ઘુંમજ અને ગેલેરી જોવા માટે એક શીલીંગની નજીવી ફી રાખવામાં આવી છે, તેમજ દેવળ નીચેનું ભોંયરૂં યાને ક્રીપ્ટ ફકત ૭ પેન્સની નજીવી ફીમાં લોકો માટે ખુલ્લું છે. એ પવીત્ર દેવળમાં અનેક બાદશાહી મેળાવડાઓ, મહારાણી વીકટોરી-યાની ડાયેમંદ જુબીલી વગેરે પુર માન ને અદા સાથ ઉજ-વવામાં આવ્યા હતા. છેવટે આ દેવળની સીડી ઉતરી જતાં આપણે નમન કરી કુલ જહાનના જહાનદારની જનાબમાં એજ અરજ ગુજારીશું કે, ઓ લંડનના બાદશાહી સેંટપોલ તને પરવરતારના આશીષ મળો.

આ ઉપરાંત બીજાં દેવળો લંડનમાં ઘણાંબી છે પણ આ બેની બરોબરી કરી શકે તેવાં કોઇ નથી. ત્યારે આ બન્ને દેવળોના કીરતન પુરતી રીતે કરી હવે તમારી રજા માંગીશું. આવતે પ્રકરણે વરી કંઇ નવું નવું પીરસવું છે તેનો મરી મસાલો એકઠો કરવો જોઇએની ! કહે જે

દીન ગયા દુનીયા ગયા, મય કયા લે જાઉં ભાઇ,
દો લકડેકી ટટ્ટી બીન, અબ કોણ કરે સગાઇ.
(ફીરોઝગર.)

# પ્રકરણ ૧૧ મું.

## લંડનની સુંદર સભાઓ.

"મય તો શીરીકાં દીવાના."

લંડન જાઓતો તમારા માનીતા કવી ગોલ્ડ સમીથની આરામગાહને સેજદો કરવા ચુકશો નહી.

ત્યારે આપણે જોયું કે સેંટ પોલ પોતાની લાઇબ્રેરી, ગ્રેટબેલ, ઉંચો મોઝેક કારીગરીનો ગુંબજ, જયોમેટ્રીકલ સ્ટેરકેસ યાને નાનકડો નકશીવાલો દાદરો, મોટું ઘડીયાળ, અને વીહસપરીંગ ગેલેરી એટલે બચ્ચાંઓ નાસો ગોસો કેમ રમે તેમ એક ઓરડામાં બોલો તો બીજા ઓરડામાં તેનો પડઘા થાય તેવી ગેલેરી વગેરેના જુમખાથી ઠીક પંકાએલું છે. વેસ્ટમીનીસટર હેનરી સાતમાનું પ્રખ્યાત ચાપલ, અને હજારો બે મુલ હીરાના શાંતી ભુવન માટે દુનિયામાં આળા છે. ફ્લીટ સ્ત્રીટના દક્ષીણ પશ્ચીમ ખુણયાં જે ટેમપલ ને નામે ઓળખાય છે ત્યાં આવેલું લંડનનું સઉથી પુરાણું અને સઉથી સુંદર ગોળ ચર્ચ, મહાન કવી અને નાટક નવેશ ઓલીવર ગોલ્ડ સ્મીથના શાંતી ભુવન માટે જાણીતું છે. ઓ આજના જોતાં મોઢે થુક આવે એવા કુચા જેવા કોમરી નાટકોના લેખકો, લંડન જાઓ તો પેલી "She stoops to conquer" નામની ફાંકડી કોમેડી જેને હરખભેર તમો વારે ઘડીએ આંખ સાથ ચાંપો છો તેના બાહોશ લેખકને સેજદો કરવાનું ભુલશો નહિ. ખુદા એને એની આરામગાહમાંબી સદા હસ્તોજ રાખે ! શાંતી ! !

લંડનના નાટકો.

પણ ચર્ચો ય ને દેવળો પરજ ઘાણું બોલયે તેમાં કસ રહે નહિ. હવે પેલો લંડનનો સઉને મોઢે રમી રહેલો મોહીની-ઓનો મેળો મેદની તપાસીએ ! હું આગળ કહી ગયો કે

લંડનમાં ૫૧ નાટક શાળાઓ છે, અને દરરોજ ત્યાં હજારોનું મેજરૂં મળે છે. યાર લંડન જવું ને ત્યાંના નાટકો નહિ જોવા એ દુધ વગરની ચાહે પીવી ને દારૂ વગરની લગનની ન્યાત ખાવા જેવું થયું. દીકરાઓ ત્યાંના નાટકો અહીંની માફક નવ વાગેથી શરૂ થઈ બે વાગા સુધી લુખાંલચ દાસ્તાનોથી ઉંઘના જોકા લાવતા નથી. ત્યાંના નાટકો સ. ટા. ૭ વાગે શરૂ થઇ સાડા નવથી દશમાં તો ખલાસ થાય છે. જો કોઇ ઠેકાણે વરી રીવ્યું યાને પરચુતણ ડાન્સ, કોમીક, વગેરેનું પ્રોગ્રામ હોય છે ત્યાં તો વરી એટલાં અરસામાં બે દેખાવો થાય છે. કાંહ અહીંના નાટકના ખાં સોરાબજી ઓગરાની "જીસકા જાની જુદા હો જાવે, ઉસકે આશકકો નીંદ ન આવે" મીયાં મઇયુંદીન જીલાની માર્ચ, ને કાંહ તાંહના ફાંકડા ઇંગલીશ ડાન્સ સાથના કોરસ ગીતો! કહાં તાંહની નેચરલ યાને કુદરતી દીખાવોનો આબેહુબ ખ્યાલો આપતી સાદી સુંદર સીનરી, ને કાંહ અહીંની લાલ પીલા ચતાપતાની લાલા લજગત ખટપટ સીનરી! કાંહ તાંહના ફાંકડા બે ઘડી દીલને રાહત પમાડનારા ગોરી ઘટમારી છોકરીઓના હાઈ કલાસ ડાનસો ને કાંહ અહીંના દાઢી મુછવાળા કાળા સીદ્દી જેવા બે પોરીયાના બાપોનો પાઉડરના ભારોભાર લેપરા હેઠળનો "ઇમીટેશન ગર્લ ડાન્સ"! કહાં તાંહની સ્ત્રી ખેલાડીઓનું નેચરલ એકટીંગ ને કહાં અહીંની મુછાળી બઇરીઓનું પાપરીના ઉંબરીયાં જેવું તાણતોડ એકટીંગ, વગેરે વગેરે! નહિ બોલવામાંજ નવ ગુણ સમજો કલેજાંઓ. બસ રફીકો મારી તમોને એકવાર સલાહ છે કે જો તમો નાટકના પુજારીજ હોવ, નાટકનો ટેસ્ટ તમારો ઘણોજ ઉંચો હોય, ઇંગલીશ હાઈ કલાસ મ્યુઝીક ને ડાનસીંગના અલબતાં શોખીન હોવ, તો જરૂર જરૂર એકવાર યુરોપની રંગભૂમિ ધ્રુજાવતી ગોરી ઘટમારી પોરીઓનાં આએ પરેસ્તાનને પેટરોનેજ આપો અને જુઓ કે તમારૂં જીગર

ત્યાંની ઈંદર સભાઓ માટે આંકડાજ ફાજલ નથી.

કેમ હરખથી છલાછલ થઈ જાય છે. અહીંબી તમારો કમતરીન એક નાટક નવેશ છે, પોતાની નાકેશ શકતી મુજબ આંગળી પર ગણાય એટલા એમેચ્યુર નાટકોબી બહાર પાડી ચુકો છે, લંડનની રંગભુમી પર કંઇક છ મહીનાના અરસામાં છસો નાટકો ફરી વળ્યો છે, કંઈક અનેક ત્યાંના કંપનીના એકટરોના સમાગમમાં આવેલો છે, અને મારાં નાકેશ અનુભવ પરથી કહું છું કે બસ નાટકનો હુન્નર જો સરસ આકારમાં, ઉંચી સ્થીતીએ જો કોઇએબી મુકયો હોય તો તે યુરોપ ભુમીના હુન્નરમંદ ભેજાંઓનેજ આભારી છે. ઓ "વસંત પ્રભા" ને દીપાવતી વસંત રાજાની મુછાલી મકરશંકરાતી મા, અને ઓ "અફલાતુન" ની આરસી શોભાવતી, એજનજી દાવરની બેટી લેડી ખુરશેદ, શું કોઇ માએનો પુત મુંબઇમાં એવો નથી, જે તમોને વહાણ ભરીને સ્ત્રીનો પાર્ટ ભજવવા લંડનની ભુમી પર મોકલી આપે! કહાં તાંહની ગ્લેડીઝ કુપર, રોઝા એલીયટ, આઇરીન મેરીલ, વગેરેનો સુંદર તીણો હલક, ને કહાં અહીંની રાથોડી ખુરશેદબાઈ, દીનાબાઈ, સુંદરી બાઇનો ભેંસાસુર હલક! એતો...

(મા હિંદસ્થાની લોહાઓ, તમારો નવવાનું વરસનો નાટકી અનુભવ કાહુરે નવસાગર ઓપહારો!)

"બોલ માત્ર છે ભાઈ બહેન, ઓ નાટકકાર વીચારો;
વલે ગમે તેમ જીભ ચામની, એને તો શું ઉધારો."

પણ મારો ગોબી મુંબઇને! લંડનના લલના ગાતાં ગાતાં એ પર કહાં ઉતરી પડયા! જેઓજી તારે નીચલી થીએતરોની ટીપ તેમના એડરેસો સાથ હું તમારી સવળતા ટાજ આપું છું, પછી જે થીએતરમાં સરસ ખેલ હોય ત્યાંની હોટેલમાંથીજ ટીકીટ રીઝવર્ડ કરાવી, નીચલી ધ્યાણીએ ચાલ્યા જશો તો બીન હલાકીએ થેડવેલે ટાઇમે તમો કોઈનીબા સાથ વગર, ખુશહાલ જીવે જઈ શકશો.

## લંડનના થીએટરો.

૧ મારી થોડીક ફેવરીટ થીએટરો નાટક જોવા

*૧ એડલફી,–૪૧૧ સ્ટ્રેન્ડ.
*૨ આલડીચ,–આલડીચ સ્ટ્રાન્ડના રંગમપર
૩ એલેકઝાનડરા,–સ્ટોક ન્યુઈંગટન
*૪ એપોલો,–શાફ્ટસબરી એવેન્યુ [ પીકાડીલી પાસે ].
૫ બરો,–સ્ટ્રેટફર્ડ.
૬ બ્રીટેનીયા,–હોકસટન સ્ત્રીટ.
૭ બ્રીકસટન,–બ્રીકસટન રોડ.
૮ બ્રોડવે,–ડેપફર્ડ.
*૯ કોમેડી,–પેનટન સ્ત્રીટ, હે મારકીટ.
૧૦ કોરોનેટ,–હાઈ સ્ત્રીટ નોટીંગ હીલ.
૧૧ કોર્ટ,–સ્લોન સ્કવેર.
*૧૨ ક્રીટીરીઓન,–રીજન્ટ સરકસ પીકાડીલી.
૧૩ ડાલ્સટન,–ડાલ્સટન.
*૧૪ ડાલીઝ થીએતર લેસટર સ્કવેર.
*૧૫ ડરૂરીલેન,–કેથેરાઇન સ્ત્રીટ સ્ટ્રાન્ડ.
*૧૬ ડયુક ઓફ યોર્ક,–સેંટ માર્ટીન લેન.
૧૭ એલીફન્ટ એન્ડ કાસલ,–ન્યુ કેન્ટ રોડ.
*૧૮ ગેઇટી,–સ્ટ્રાન્ડ.
*૧૯ ગેરીક,–ચેરીંગ ક્રોસ રોડ.
*૨૦ ગ્લોબ,–શાફ્ટસબરી એવેન્યુ.
૨૧ ગ્રાન્ડ,–ફુલહામ.
૨૨ ગ્રાન્ડ,–વુલીચ.
*૨૩ હે મારકીટ,–હે મારકીટ.
*૨૪ હીઝ માજેસ્ટી,–હે મારકીટ.
૨૫ કેનીંગટન,–કેનીંગટન પાર્ક રોડ.
૨૬ કીંગ્સવે,–ગ્રેટ કવીન સ્ત્રીટ.
૨૭ કીંગ્ઝ,–હેમરસ્મીથ

૨૮ લીટલ,–જોન સ્ત્રીટ એડલફી.

૨૯ લાઇસીયમ,–સ્ટ્રાન્ડ.

૩૦ લાઇરીક,–શાફ્ટસબરી એવેન્યુ.

૩૧ લાઇરીક,–હેમરસ્મીથ.

૩૨ માર્લબરો,–હોલોવે.

૩૩ ન્યુ થીએતર,–ઇસ્લીંગ.

૩૪ ન્યુ થીએતર,–સેંટ મારટીનલેન.

૩૫ પેવીલીયન,–માઇલએંડ રોડ

૩૬ પ્લે હાઉસ,–નોરધમબરલેંડ એવેન્યુ ચેરીંગ ક્રોસ.

*૩૭ પ્રીન્સ ઓફ વેલ્સ,–કોવેન્ટ્રી સ્ત્રીટ લીસતર સ્કવેર.

*૩૮ કવીન્સ,–શાફ્ટસબરી એવેન્યુ.

૩૯ રીચમંડ,–રીચમંડ.

૪૦ રોયલ ઇતાલીયન ઓપેરા,–બો સ્ત્રીટ કોવેન્ટ ગારડન.

૪૧ રોયલ,–કીલબર્ન.

૪૨ રોયલટી,–ડીન સ્ત્રીટ સોહો.

૪૩ સેવોય,–બોફર્ટ બીલડીંગ સ્ટ્રાન્ડ.

૪૪ સ્કાલા,–ચારલોટ સ્ત્રીટ ફીઝરોય સ્કવેર.

*૪૫ શાફ્ટસબરી,–શાફ્ટસબરી એવેન્યુ.

૪૬ શેકસપીઅર,–કલેપામ જંકશન.

૪૭ સેંટ જેમસીસ,–૨૩ કીંગ સ્ત્રીટ સેંટ જેમસીસ.

૪૮ વીહતની,–આલડોચ.

*૪૯ વોડવીલ,–૪૦૪ સ્ટ્રાન્ડ.

૫૦ વેસ્ટ લંડન,–ચર્ચ સ્ત્રીટ.

૫૧ વીનડામઝ,–ચેરીંગ ક્રોસ રોડ.

ઉપલાં કમ્પલીટ લીસ્ટમાંથી ફુલકવારી થીએતરોમાં ઘણી ખરી સારીજ કંપનીઓ આવે છે, માટે તે થીએટરોના પ્રોગ્રામ પર વીશેષ ધ્યાન આપવું. બનતાં સુધી સ્ટ્રેન્ડ પીકાડીલી, શાફ્ટસબરી એવેન્યુ લીસટર સ્કવેર, આલડવીચ, હેમારકીટ, વગેરેની દરેક થીએટરોને એકએક વાર ઉડતી વીઝીટ આપવા ચુકવુ નહિ. બનતાં સુધી ૩ થી ૪ શીલીંગની સીટમાં જવું, તેથી વધુમાં હાથ નાખવો નહિ. વળી ખીસામાં ચાકલેટ ના પડીકાં લઈ જવાં, અથવા તો ત્યાંથી એકાદ સસ્તો બાકસ ખરીદી લેવો, સબબ થીએટરમાં ઈનટરવલ યાને વીસામો વખતે ચોકલેટની બેડકીઓથી મોઢું મટમટાવાની એક ફેશન ત્યાંના લોકમાં જાએજ છે. આંહી ટી અથવા કાફીબી ઇનટરવલમાં થીએટરમાંજ તમારી સીટ પરજ સર્વ કરવામાં આવે છે, તેમાં નાનકડી ટ્રેમાં ટી અને એક બે બીસકીટ યા તો કે કાફી ને એક નાની કેકની સ્લાઇસ વગેરે એકાદ બે શીલીંગમાં ત્યાંજ ઓરડર કરવાથી ગોરી ઘટમારી "મેડો" યાને પોરીઓ લાવી આપે છે. હવે આપણે આ લંડનના વખણાયલા ઓપેરાઓની મુંબઇ સાથે થોડીક સરખામણી કરી થીએટરના ચેપટર પર ઝાલર નાખીશું. કોઈ કોઇ થીએટરમાં ત્યાં ખેલ શરૂ થવા આગમચ "ગોડ સેવ ધી કીંગ" નું નેશનલ એનથેમ પહેલે વાગે છે, ને કોઈ ઠેકાણે છેવટે આ નેશનલ એનથેમ યાને રાજગીત ગવાય છે, જે વખતે તમામ ઓડીયન્સ પોતાની સીટ પરથી ઉઠી ઉભું રહે છે. મુંબઇમાં તેવો રીવાજ જાએજ નથી પણ નાટકની છેવટે નાનકડા ત્રણ સપટકના એકાદ હારમોનીયમ પર હીરાભઈ મોતીલાલને રાજગીતનું રણશીંગડું ફુંકતાં જોઇએ છીએ. વળી ત્યાં દરેક ડાન્સીસો, ગાયણો વગેરે બેંડ પર ચાલે છે, જે બેંડ માટે ખાસ થીએટરનો સ્ટેજ કોતરીને જગ્યા કરવામાં આવેલી હોય છે. બેંડની વચમાં ઉભાં કીધેલાં નાનકડા માચડા પર

જાઓ ત્યારે ચાકલેટનો બાકસ સાથે જરૂર લઇ લેશો. એવી એક ફેશન છે.

થીએતરના બેંડ પર એક નજર.

પેલા ગેલેરી ગાડાનો ફેવરીટ વર્ડ "વન્સમોર."

બેંડ માસ્તર જે કનડકટર તરીકેબી કહેવાય છે તેવણુ જગ્યા લે છે વળી ત્યાંની સીનસીનની બધી ટ્રાનસફોરમેશન છે, એટલે અહીંની ફાની એક ડીપ સીન આયો તો બીજો ગોઠવાય તેટલાં તેને કવર કરવા સારૂ વચગાળેનો કવર સીન આવે તેવું ત્યાં કશું નથી. દરેક સીન ડીપજ હોય છે, ને હોલ ત્યાં હોલ, દરીયો ત્યાં દરીયો બધું આંખના પલકારામાં કુદરતી હોય એમ આવી ઉભું રહે છે, વળી ત્યાં એક સીન ખલાસ થતાં તુરત અંધારૂં થઈ જાય છે, અને બે મીનીટમાં મહેલ ત્યાં દરીયો ફેરવાઇ ગએલો વીજલીની ભપુકદાર રોશની વચ્ચે આપણે જોઇએ છીએ. ત્યાં "વન્સમોર" જેવી સીસટીમ હસ્તી ધરાવતી નથી. મુંબઈમાં તો એકાદ ગાયણુ વન્સમોર કરાવવું હોય તો સીપટીઓ ને તાબડાએ ફુટે છે, તાળીયા રોર પડે છે, અને તે ગાયણુ ફરીથી નહિ ગવાયું તો પીટમાના બાંકરઅલ્લી ગોરખોદુઓ બાંકબી ઉધા ચટટા કરી નાખે છે, પણ ત્યાં આવા એડયુકટેડ મેળાવડાઓમાં એવું હમખગડમ એક પળ ભારબી કંપનીવાળાઓ ચાલવા દેતા નથી. જો એકાદ દાન્સ કે ગાયણુ એનકોર કરવું હોય તો ચાલું કલેપ્સ અપાય છે, અને જે ગાનારીનું ગીત બહુજ એનકોર થયું હોય તે આવી ઓડીયંસને બાઉ કરી ચાલી જાય છે, એટલે પટયું. હવે ત્યાંની કેટલીક ટ્રેજડી, કોમેડી, વગેરે વીષે બોલીશું. ત્યાંના ટ્રેજીક નાટકો મોટે ભાગે ઓપેરામાં એટલે કે ગાયણુના આકારમાંજ ભજવવામાં આવે છે. લંડનમાં ઓપેરા કંપનીઓ ઘણીબી છે પણ તેઓમાં જગપ્રસીદ્ધ ટુરીસ્ટ કંપની સર થોમસ બીચામની કહેવાય છે. આ કંપનીઓ આખા ઈંગલાંડની ટુર પર ચોકકસ સીઝને પોતાના પ્રખ્યાત ઓપેરાઓ ભજી બતાવવા ફરવા નીકળે છે, અને લંડનના કેથેરાઈન સ્ટ્રીટમાં આવેલી પોતાની થીએટરમાં મહાન શાએરાને શાએર, જગ પ્રસીદ્ધ

જાણીતી સર બીચામની ઓપેરા કંપની

નાટક નવેશ શેકશપીઅરની ટ્રેજેડીઓ વગેરે ભજી બતલાવે છે આ કંપનીના કેટલાક ઓપેરા જેવા કે ઓથેલો, હેમલેટ મેજીક ફ્લુટ, ટોસકા, પીગલીઆચી, મેડમ બટરફ્લાઈ વગેરે તમારા સેવકે લંડનને મેનચેસતરમાં જોયા હતા, અને વગર શકે કહી દઉં છું કે આવા અચ્છી રીતે ભજવાતા ખેલો જોઇ આજે જો તેનો લખનાર હયાત હોય તો બેશક તેનું જીગર ખુશહાલીથી છલાછલ થયા વીના રહે નહિ. ખાસ કરીને મને આ કંપનીનો "ઓથેલો" નાટક એટલો બધો તો પસંદ પડયો હતો, કે મેં તે ઓપેરા ચાર વખત જોયો

ઓથેલોની સુખવાસી રાત.

તોબી મારી નજરમાંથી ખીસાડયો ખસતો નથી. ફકટ ડેસડીમોનાના ખુન વખતનો સીન, ડેસડીમોનાની અજલને આધીન થવા પહેલાંની ગંભીર બંદગી, પોતાની પ્યારી પ્રીયાનું નીરદોશપણું પુરવાર થવા બાદ ગંભીર ભુલનો ભોગ થઇ પડેલી ડેસડીમોના પર પોતાનો જાન આપતો ઝનુની ઓથેલોનો છેવટનો દેખાવ, ભર દરબારમાં ઓથેલોએ માંગેલી ડેસડીમોના વખતનો શાહી દેખાવ, વગેરે વગેરે એકવાર જોશો તો જીંદગી તક સર થામસ બીચામની કંપનીને યાદ કરશો. બસ બીરાદરો આજેજ પી. એન્ડ ઓ. કંપનીની મેલ બોટ પકડો, ને સર થોમસ બીચામના કંપનીને પેટરોનેજ આપો, ને જીવતો જાગતો શેકશપીઅરના પુરાતન વખતના ઓથેલાને જેમ તેના લેખકે ચીતારયો છે તેવા આકારમાં નીહાળો, અને પછી મુંબઇમાં તેના ઉઠેલાં સુતેલાં રૂહને નાટકના તખતાપર જુઓ. કહાં મરડી મોચરીને નાટકના તખતાપર લાવી બેસાડેલો ઝુંફણ ઝાફણ શેકતાની સાંગ જેવો મુંબઇનો ઓથેલો, ને કહાં લંડનની સ્ટેજ ધ્રુજાવતો વેનીસનો આબેહુબ હબસી ઓથેલો! આસમાન જમીનનો ફરક બાવા જાન. જેમ ટ્રેજેડીમાં ને ઓપેરામાં જોશો તેમજ કોમેડીમાંબી જોશો. ત્યાંના વળી કોમીક

લંડનનો "લીટલ ટીશ" એક નવુંજ ખેંચાણ.

એકટરોમાં "લીટલ ટીશ" ને નીહાળશો, તો હું તો એમ ધારૂંછ કે મુંબઈમાં આવશો તેવાજ પેટ પકડીને હસવા માંડશો. આહ દીકરા લીટલ ટીશ, તારૂં બટકું સ્ટેચર, તારી ફાંકડી એકટીંગ જોવુંછ તારે અહીંના ફાંકડા ફીટુરીઓનું 'ઈમિપરસોનેસન' યાદ આવે છે. પણ બા બધું અંગ્રેજીજ મુંબઈમાં જોવા માંગો તે કેમ બને! ઓ મારા બાયાજી હલવાવાલા, અભી કભી તેરી મંભઈકા દીન ખુલેંગે! નાટકો ઉપરાંત ત્યાં બીજા ઘણાંક કોનસર્ટ માટે મ્યુઝીક હોલોનો જમેલો છે. નહિ તોબી ૫૦૦ ઉપર થીએતરોની સ્ક્રીન પર તો

પલો સીનેમાં કંપનીઓ ત્યાં શું પાળે છે!

સીનેમાં કંપનીઓ પોતાના ફાંકડા નાટકો વીજલીની ભભુકદાર રોશની ને દીલપઝીર ધીમાં મ્યુઝીક વચ્ચે રજુ કરે છે. આ સીનેમાં કંપનીઓની કમાનીના આંકડા એટલા બધા તો મોટા છે કે છ મહીનામાં તો કોઇ ફકીરબી કંપની કાઢી મોટો લોર્ડમાં ફેરવાઈ જાય. વળી મુંબઇ માફક ત્યાં સીનેમા સાંજના શરૂ થતો નથી, પણ સવારના ૧૦ વાગેથી રાતના દશ વાગા સુધી ચાલુ તેનું તેજ પ્રોગ્રામજ બતલાવે છે. તાજે કલમઃ—મહેરબાની કરી સીનેમા નાટક, યા કોઈબી મ્યુઝીક હોલમાં પધારો તો તમારી સીટની નીચે તમારી ટોપી ઓવર કોટ વગેરે મુકવાને ભુલશો નહિ. જો તેમ કરવાનો વિચાર નહિ હોય તો દરેક થીએતરમાં કલોક "રૂમ" નીચે હોય છે, ત્યાં પહેલેથીજ તમારો કોટ, ટોપી, છતરી, લાકડી જે કંઇબી હોય તે ત્યાંની મેનેજરેસને આપી તેની પાસથી ટીકીટ લઈ, જતી વખતે પાછી ટીકીટ દેખાડી આપણી મતા તપાસી લીધી કે ચુકયું! ખટપટ એટલી ઓછી. ત્યારે નાટકો ને સીનેમા પર પુરતું કહી ચુકયા છીએ, હવે એ ઉપરાંત બીજાં રમત ગમતનાં સાંધણો પર ફરતી નજર દોડાવ્યે.

મેડમ ટયુસોડનું એકઝીબીશન માર મીનના પુતલાંની નજર આજી નાખે એવી કળા તો જુઓ.

લંડનના મારલીબોન રોડપર આવેલું મેડમ ટયુસોડનું એકઝીબીશન, જેબી કોઈ જાયછ તેવો બધાના મગઝમાં એવોજ ધ્રમારો રમી રહયો છે કે, જેને મેડમ ટયુસોડ નહિ જોયું તેઓએ લંડનની હલામણ ફોકટ કીધી. હા દીકરાઓ ખરૂં છે. આ ફાંકડું મીનના પુટલાઓનું એકઝીબીશન બેશક જોવા લાયક છે. બ્રીટીશ મ્યુઝીયમને આલબર્ટ મ્યુઝીયમ, ને વોલેસ કલેકશન ને પીકચર ગેલેરીઓ જોવા ટાંટયા ટોડો, તેના કરતાં મારા ભુસાં જેવા ભેજાંને તો ખરૂં કહુંછ કે મેડમ ટયુસોડ બહુજ પસંદ પડયુંછ. દીકરાઓ. રોયલ ફેમીલીના મેમબરો. અસલી પુરાતન વખતના બ્રીટનના શહેનશાહો ને શહેનશાહ બાનુઓ, મહાન પોએટ લારીએટ ચારલ્સ ડીકન્સ, મહાન દેશભકત નેલશન, હાલના એલાઇઝોના પ્રતિનિધિઓની દમામદાર દરબાર, વગેરે વગેરે તેના આબેહુબ આકારમાં જુઓ. બેશક તમોને એમજ લાગશે કે તેઓની લેવીમાંજ તમો આવેલા છે. વળી અહીં રીફ્રેશમેંટ માટે કાફે, તેમજ બીજા રમતગમતના સાંધણો રાખેલાં છે. ઘણી પુરાતન વખતની ચીઝો તેમજ અસલી ગીલોતીનબી અહીં જોવામાં આવે છે. મારા ધારવા મુજબ બે ત્રણ કલાકની ત્યાંની વીઝીટ વ્યાજ રીકે વસુલ કરી આપશે. ખાસ કરીને આ એકઝીબીશનના પુંજારીઓએ સાંજને સમયે જવું કે જે વખતે વિજલીની ભપકાબંધ રોશનીમાં તીલી કસબના ફાંકડા ડરેસોમાં સજ કીધેલાં આ મીનના પુટલાંઓનો દેદેરો આબેહુબ રાજવંશી જેવો દેખાશે. સઉથી સરસ જવાનો રસ્તો ટયુબ ટ્રેન. ફેંકેડીબા મેટરોપોલીટન રેલવેના બેકર સ્ટ્રીટ સ્ટેશનની ટીકીટ લેવી.

લંડનનો ક્રીસતલ પેલેસ.

એ ઉપરાંત લંડનથી સાતેક માઈલને છેટે સીદનહામ નામના ગામડામાં વસવાટ કરી બેઠેલો તમામ કાચનો લગભગ

૧૪ લાખ ૫૦ હજાર પાઉંડના ગંજાવર ખરચે બાંધવામાં આવેલો ક્રીસતલ પેલેસ બહુજ જોવા લાયક છે. ઉંચાણની જગ્યાપર રાજ કરતો આ મહાલ ખરેજ જોનાર પાસ આફ્રીનના ઉડગારની પાવતી લે છે. પીકચરો, પુટલાંઓ તથા ફુવારાઓ, બગીચાની રોનક, બીજાં રમતગમતનાં ત્યાનાં સાંધણો વગેરે આ પેલેસને લંડનમાં આગલી હરોલમાં મુકે છે. અલબતાં કોઈબી વીઝીટરે આ બાદશાહી કાચના પેલેસને જોવા વગર લંડન જેવાં ફેશનેબલ પરગણાંને સલામ કરી જવી નહિ. સઉથી સરસ જવાનો માર્ગ ક્રીસતલ પેલેસ તરફ જતી ઓમનીબસો છે, જે સીધ્ધી તમોને પેલેસના મુખડાપર ચારથી પાંચ પેન્સની નજીવી ફીએ ફેરવી લાવશે. ત્યારે કોનસર્ટ હોલો, નાટકો, સીનેમાઓ, એકઝીબીશનો વગેરે વગેરે જાણવા જોગ રમતગમતની જગયાને આપણે મન માનીતી વીઝીટ આપી ચુકયાં છીએ. એ ઉપરાંત એડીશન રોડ સ્તેશન નજદીક આવેલો ઓલીમપીઆ, ઘોડાઓ વગેરેના દેખાવો માટે પ્રખ્યાત છે તે, તથા મ્યુઝવેલ હીલપર આવેલો એલેકઝાનડ્રા પાર્ક ફરસુદનો ટાઈમ ગાળવા બહુજ ફાંકડી પ્લેસીસો છે. રશીકો ઘણાં દિવસ જો કાઢવાના હોવ તો પછી દુનિયાને મોઢે પંકાએલો ડરબીની સોરતીવાળો સ્પોટ "એપસમ" જોવાબી ચુકશો નહિ હાલમાં લડાઈને લીધે કેટલાંક રમતગમતના સધણો બંધ છે. ક્રીસલ પેલેસ વોર હોસપીતલમાં ફેરવવામાં આવ્યો છે. પણ સુલેહના વખતમાં જોશો તો દરેક ચીઝ જીવ રેડવીને સુખકરારે જોઈ શકશો. અલબતાં રેસકોર્સના શોખીન હોવ. ને લાખના બાર હજારની તબેહ પડી હોય તો પછી એકાદ રેસ સીઝન હાથ ધરજો. ત્યાંની ગોરી ઘટમારી પોરીઆ. ત્યાંના ફ્દીયે સેર વેચાતા ફ્રુસ માપીસો વગેરેનું મેજરૂં જોજો. ને જો હસ્યા તો તેમ. નહિ તો કાશમીરના કોટબી ૭ પેન્સે વેચી સોડા લેમનના ગાંડા

બીજાં પરચુતણ રમતગમતના સાધણો.

ખરતે ખુવારોનું મેદાન "એપસમ."

હાંકવા પાછા ફરજો. ખુદા કોઇને સરતનું મેદાન નહિ દેખાડે.

સરત બુરી ચીઝ છે, સરત નામે શ્રાપ,
સરતથી ખુવાર છે દીકરાના હાથપર બાપ:
દીકરાના હાથપે બાપ જાન આપેછ સરત કાજ,
બેશર્મી સરત શરમાય નહિ લુટવાને લાજ;
દોલત વાડી લલના ગાડી સઉનો વેરી કરતો,
રાજ અપાવી તાજ ઉડારે એવો સરત સરતો;

( ફીરોઝગર. ).

---

## પ્રકરણ ૧૨ મું.

### લંડનની ઇતિહાસીક હવેલીઓ
### તથા
### નામાંકીત નરોના બાવલાંઓ
### પર એક માનની નજર.

---

" બદીકે રંગ ધોડે, ભલાઇકે સંગ હોલે,
નાવ તેરી લગ જાયગી પાર "

દીકરાજીઓ લંડનમાં બધું ચાર્ઇ ચાર્ઇનું જોવાને ખીસો વેરી વેતરી કાઢો ત્યારે તેજ વેગાએ ઇંગ્લાંડના ઇતિહાસમાં

પોતાના નામની ઝળકતી નખ્તી પોતીકે હાથજ કોતરી ગયેલા બાહોશ નરોની ઝુંપડીઓ વગેરે તરફ ડોકયું કરવા ભુલશો નહિ. દરેક નામાંકીત નરોની આ નાનકડી હવેલીઓપર ત્યાંની આર્ટ સોસાયટી અને લંડન કાઉન્ટી કાઉનસીલની માયા મહેરબાનીથી એક યાદગારીની પથ્થર પતરી તેને લાયકના લખાણ સહીત થોકેલી ત્યાં જોશો. લેઓ ત્યારે આ થોડાક મહાન પુરૂષોની નીચલી હવેલીઓની સીલ સીલાબંધ ટીપ વાંચો, ને જ્યારે લંડન જાઓ ત્યારે યાહોમ ધસી જઈ આ મહાન વિરલાઓના ઘરને છેવટનો સેજદો કરવા ચુકશો નહિ. વરી પછી દાયકે એ દાયકે લંડન અવાયું નહિ અવાયું તે તો ઇનશા અલ્લાહ છે.

નામાંકીત પુરૂષોના ઘરોને એક છેવટનુ નમન ખુદા તેઓને હમેશગીની શાંની બક્ષે.

| | | | |
|---|---|---|---|
| ૧ | સર ચાર્લસ બેરી, | (હાલની પારલામેંટની સુંદર બીલડીંગનો આરકીટેકટ. જનમ ૧૭૯૫ મરણ ૧૮૬૦) | ૩૬ કાસલ સ્ત્રીટ ઓકસફર્ડ સ્ત્રીટ. |
| ૨ | એલીઝાબેથ બેરેટ બ્રાઉનીંગ, | ( નામાંકીત બાનું કવી. જનમ ૧૮૦૯ મરણ ૧૮૬૧ ). | વીમપોલ સ્ત્રીટ. |
| ૩ | જેમ્સ બોઝવેલ, | ( સેમયુલ જોનશનનો જાની દોસ્ત, જેને ઈંગ્લાંડના બાહોશ ગ્રંથ કરતા જોનસનની બાયોગ્રાફી લખી હતી. જનમ ૧૭૪૦ મરણ ૧૭૯૫ ). | ૫૬ ગ્રેટ કવીન સ્ત્રીટ. |

| | | | |
|---|---|---|---|
| ૪ | એડમંડ બર્ક, | ( મહાન ભાષણ કર્તા જનમ ૧૭૩૦ મરણ ૧૭૯૭ ). | ૩૭ ગેરારડ સ્ટ્રીટ, સોહો. |
| ૫ | લોર્ડ બાયરન, | ( જાણીતો કવી જેની મોરેલીટી આખે લાર્ડ મેકોલે ટીકા કરી કહી ગયો છે કે "His Morals teach us to hate our neighbours, but to love our neighbour's wife" જનમ ૧૭૮૮ મરણ ૧૮૧૬ ). | ૧૬ હોલ્સ સ્ટ્રીટ. તા.ક.—પાછળથી આ નામાંકીત કવીનું ઘર તોડી પાડવામાં આવ્યું હતું. |
| ૬ | જયોર્જ કેનીંગ, | ( મોટો સ્ટેટ્ટસમેન ને ઈંગલાંડનો આગલો પ્રાઈમ મીનીસટર. જનમ ૧૭૭૦ મરણ ૧૮૨૭ ). | ૩૭ કોનડવીટ સ્ટ્રીટ. |
| ૭ | થોમસ કારલાઈલ, | ( ઈંગલાંડના અનેક ઓરીજીનલ લખનારાઓમાં પહેલી હરોલે બીરાજતો જાણીતો ગ્રંથ કર્તા. જનમ ૧૭૯૫ મરણ ૧૮૮૧. ) | ચેઈન રો ચેલસી દાખલ થવાની ફી ૧ શીલીંગ શનીવારે ૭ પેન્સ. |

| | | | |
|---|---|---|---|
| ૮ | રીચર્ડ કોબડન, | ( હીંદનો એક ખરો ખેરખાહ અને જાણીતા ગ્રંથ કર્તા. જનમ ૧૮૦૪ મરણ ૧૮૬૫ ). | ૨૩ સફોક સ્ટ્રીટ પોલમોલ. |
| ૯ | સેમયુઅલ ટેલર કોલરીજ, | ( ગ્રંથ કર્તા અને કવી. જનમ ૧૭૭૨ મરણ ૧૮૩૪ ). | ૭૧ બરનર સ્ત્રીટ. |
| ૧૦ | ચારલ્સ ડારવીન, | ( મીસીંગ લીંકની થીઅરી એટલે માનસની ઉતપતી વાંદરામાંથી થઈ છે એવું શોધી કાઢનાર બાહોશ નેચરલીસ્ટ જનમ ૧૮૦૯ મરણ ૧૮૮૨ ). | ૧૧૦ ગોવર સ્ત્રીટ. |
| ૧૧ | ચારલ્સ ડીકીન્સ, | ( ઈંગલાંડનો સઉથી પંકાએલો હાલના જમાનાનો નોવેલીસ્ટ. જનમ ૧૮૧૨ મરણ ૧૮૭૦ ). | ૧ ડેવોનસાયર ટેરેસ મારલીબોન રોડ.<br>૪૮ ડોટી સ્ત્રીટ મેકલેનબર્ગ સ્કવેર. |
| ૧૨ | બેનજ્મીન ડીસરાયલી | ( ઈંગલાંડનો આગલો પ્રાઈમ મીનીસ્ટર અર્લ ઓફ બેકન્સફીલ્ડ, ને લાર્ડ ગ્લેડસતનનો કટ્ટો વેરી. જનમ ૧૮૦૪ મરણ ૧૮૮૧ ). | ૨૨ થીઓબોલ્ડસ રોડ. |

| | | | |
|---|---|---|---|
| ૧૩ | જોન ડ્રાઈડન, | ( ઈંગલાંડનો નામીચો કવી અને દરેક કાવ્ય પર સઉથી પહેલો ટીકા કરનાર. જનમ ૧૬૩૧ મરણ ૧૭૦૦ ). | ૪૩ ગેરારડ સ્ત્રીટ. |
| ૧૪ | "જયોર્જ ઈલીયટ" | ( એક સઉથી જાણીતી બાનું ગ્રંથ કર્તા જનમ ૧૮૧૯ મરણ ૧૮૮૦ ). | હોલી લોજ વીમ્બલડન પાર્ક રોડ વાન્સવર્થ. |
| ૧૫ | માયકલ ફેરેડે, | ( કેમીસ્ટ ને ફીલોસોફર જનમ ૧૭૯૧ મરણ ૧૮૬૭ ). | ૨ બ્લેંડ ફર્ડ સ્ત્રીટ પોર્ટમેન સ્કવેર. |
| ૧૬ | બેનજામીન ફ્રાંકલીન, | ( પહેલો અમેરીકન એલચી. જનમ ૧૭૦૬ મરણ ૧૭૯૦ ). | ૭ ક્રેવન સ્ત્રીટ સ્ટ્રેન્ડ. |
| ૧૭ | ડેવીડ ગારીક, | ( જાણીતો એકટર જનમ ૧૭૧૭ મરણ ૧૭૭૯ ). | ૫ એડલફી ટેરેસ સ્ટ્રેન્ડ. |
| ૧૮ | ડાકટર સેમયુલ જોનશન, | ( સઉથી જાણીતો ઈંગલાંડનો ગ્રંથ કર્તા. જનમ ૧૭૦૯ મરણ ૧૭૮૪ ). | ૧૭ ગફ સ્કવેર ફ્લીટ સ્ત્રીટ. |

| | | | |
|---|---|---|---|
| ૧૯ | લોર્ડ મેકોલે, | ( જગ પ્રસીધ્ધ ગ્રંથ કર્તા અને તવારીખ નવેશ ). | હોલી લોજ કેમડન હીલ |
| ૨૦ | જોન મીલટન, | ( ખુદાઈ જ્ઞાનના કીરતન કરનાર બાહોશ આંધળો કવી જનમ ૧૬૦૮ મરણ ૧૬૭૪ ). | બનહીલ રો. |
| ૨૧ | સર ફ્રેડરીક લેટન, | ( જાણીતો પેનટર અને સીલ્પશાસ્રી જનમ ૧૮૩૦ મરણ ૧૮૯૬ ) | ૧૨ હોલેંડ પાર્ક રોડ દાખલ થવાની ફી શીલીંગ ૧ શનીવારે મફત. |
| ૨૨ | લોર્ડ નેલસન, | ( ઈંગલાંડનો સઉથી મહાન દેશભકત એડમીરલ જનમ ૧૭૫૮ મરણ ૧૮૦૫ ]. | ૧૪૭ ન્યુ બોંડ સ્ત્રીટ. |
| ૨૩ | સર આઇઝેક ન્યુતન, | મહાન ગણીત્રશાસ્ત્રી અને લૉ ઓફ ગ્રેવીતેશન યાને ગુરૂત્વ કર્ષણની શોધ કરનાર જનમ ૧૬૪૨ મરણ ૧૭૨૭. | ૩૨ સેંટ મારટીન સ્ત્રીટ. |

| | | | |
|---|---|---|---|
| ૨૪ | વીલીયમ પીટ, | જાણીતો ઈંગલાંડનો સ્ટેટસમેન અને સઉથી બાહોશ જુવાન વયે ઈંગલાંડના વડા વજીરનો ઓધ્ધો પામનાર મહાન યોધ્ધો<br>જનમ ૧૭૫૯ મરણ ૧૮૦૬ | ૧૪ યોર્ક પ્લેસ પોર્ટમેન સ્કવેર |
| ૨૫ | સર રોબર્ટ પીલ, | ઈંગલાંડનો પ્રાઈમ મીનીસ્ટર યાને વડો વજીર જનમ ૧૭૮૮ મરણ ૧૮૫૮. | ૪ વાહીટ હોલ ગારડન. |
| ૨૬ | સર જોશુઆ રેનોલ્ડસ, | નામીચો ચીતારો<br>જનમ ૧૭૨૩ મરણ ૧૭૯૨. | ૪૭ લેસટર સ્કવેર. |
| ૨૭ | જોન રસકીન, | બાહોશ ગ્રંથ કર્તા<br>જનમ ૧૮૧૯ મરણ ૧૯૦૦. | ૫૪ હનતર સ્ત્રીટ બ્રન્સવીક સ્કવેર. |
| ૨૮ | રીચર્ડ બ્રીન્સલે શેરીડન, | ઓરેટર ને ડ્રેમેટીસ્ટ<br>જનમ ૧૭૫૧ મરણ ૧૮૧૬ | ૧૪ સેવાઈલ સ્ત્રીટ |
| ૨૯ | વીલીયમ મેકપીસ થેકરે | જગ મશહુર "વેનીતી ફેર" ના કર્તા<br>જનમ ૧૮૧૧ મરણ ૧૮૬૩. | કેનસીંગટન પેલેસ ગ્રીન ૧૬ યંગ સ્ત્રીટ કેનસીંગટન. |
| ૩૦ | સર રોબર્ટ વોલપોલ, | જાણીતો સ્ટેટસમેન<br>જનમ ૧૬૭૬ મરણ ૧૭૪૫. | ૫ આરલીંગટન સ્ત્રીટ. |

વળી જો પુતલાંઓના શોખીન હોવ તો લંડન તેથીબી ખાલી નથી. લંડનમાં ઠામેઠામ બાવલાંઓ જોશો, જેમાંના કેટલાક ખાસ કરીને જોવા લાયક છે. ખાસ કરીને કેનસીંગટન ગારડનવાળું પ્રીન્સ કોનસર્ટનું આલબર્ટ મેમોરીયલ, વીકટોરીયા એમબેકમેંટ પરનું બોઆડીશીયાનું બાવલું, ઇજીપ્ટથી હાથ કીધેલું કલીઓપેટરા નીડલનું વેસ્ટ મીનીસ્ટર બ્રીજ પાસેનું બાવલું, ટ્રેફાલગર સ્કવેર પરનું નેલશન મોન્યુમેંટ, ૧૬૬૬ ની આગની યાદમાં ઉભું કીધેલું મોન્યુમેંટ, તથા રાણી માતા મહારાણી વિકટોરીયાનું બકીનગામ પેલેસ સામેનું વિકટોરીયા નેશનલ મેમોરીયલ બહુજ વખાણવા જોગ છે. એક વીઝીટ બરેજ ઇંગ્લાંડની હુન્નરમંદીનો મજબુત છાપ તમારે કપાળે ચોંટાડશે. વેલ ધેન ટેક નોટ, આ એલાર્ડ પીઅરથી બ્રીટને બધું ગળ્યું ગળ્યું મીરસી, ગળ્યા ગળ્યા પૈસાથી પાકીટ ભરવાની કદીબી નેમ રાખી નથી, પણ બીજી કચરા કુચરા જેવી ગાઇડના ઓઠાં હેઠળની લુખ્ખી સુખ્ખી હાથમાં લેવા નહિ ગમે એવી અહીં તહીંની કેંકાફેંકી એકઠી કીધેલી ચોપડીઓ સામે બરાબરી કરી, તમારો જીવ હસાવી બહેલાવી બીટન જે પદવી તેના જોનારના કાન પર પાડવા માંગેછ તેજ આબેહુબ આકારમાં રજુ કરશે. માટે બહેનો ને ભાઇઓ, લંડન જાઓ તો ગાઇડો લેવામાં દોઢીયાં વેરશો નહિ. આ હથીયાર બહુજ પુરતું છે. વેલ ત્યારે સહેજ સ્ટડી કરો તેટલાં આપણે લંડનના ભીતરની બારીક ચીજોનું સરવાયું કાઢયે.

થોડાંક લંડનના જોવાજોગ મેમોરીયલો.



## પ્રકરણ ૧૩ મું.

### લંડનના ફેશનેબલ સરકલો.

---

" Bad Company the parrot said,
As Poul was carried off to bed."

રશીકો, લંડન વેર જાઓ તો કોઈ ફેશનેબલ સોસાયટીનુ સ્ટુબી ટેસ્ટ કરશો કે મારી કાની લુખ્ખા સુખ્ખા દળદ્રેશરીના ડુંગરો ઉંચકી પાછા ફરશો ! અરે ૭ મહીનાની જમસીમાં તો લંડનનું ખુણેખુણું ધુડી વળ્યાછ બાવાજાન. શીલ્લા દીકરનો મીનેજ સઉ કોઈ પાછા ફરેની ! અહીં તો જીમખાના યા કલબમાં, યા હોટેલ, બારમાં સાંજના સાતના લાલા વાગે કે રોજ ચમપીન, શેરીવેનની ડોકી છટકાવવા વગર ચાલતુંતું નહિ પણ લંડનમાં કેમ કરશો ! ! ચપો મારાં લખ્તે જીગરો, દારૂના પીઠાંની લંડનમાં ખોટ નથી, પણ જરા હાલ લડાઇનો મામલો આવી મુવોછની તેથી ટાઇમથી ઉલટે વખતે જાઓ તો કદાચ તમોને સરોશ નહિબી પહોંચી શકે એમ છે, પણ એકાદ સારી જેવી કલબના મેમબર થશો તો ત્યાં તમારે માટે, અફરગાન કરવાનું ઘણુંબી છે. લંડન સોસાયટીને કલબોનું બજાર છે. ત્યાં એનો ટોટો નથી. માંગો એવી સોસાયટી જેમ બદામ પસ્તાં વેરો તેમ તમારે માટે ખેદમતગારી કરવા હાજર છે. નીચલી પોલીટીકલ, સોસીયલ ડરેમાટીક કલબોની ટીપ પર જરા નજર તો નાખો અને પછી દરીયાફત કરો કે કંઈ કલબ જોઇન કરવી ! લંડનમાં લગભગ ૫૦ ઉપ્પર બાદશાહી કલબો પોલપોલ, સેંટ જેમસીસ સ્ત્રીટ ને પીકાડીલીના ફેશનેબલ ખુણાંઓ ઘેરી બેઠી છે જેવી કે:—

ફકટ ઉપરની બદામ દશાળ.

લીટરરી ડ્રેમેટીક અને આરટીસટીક કલ્બો.

| | | | |
|---|---|---|---|
| સમી સાંજના સુખી આશ્રમો લીટરરી ડરેમેટીક ને આરટીસટી કલબો. | એથીનીયમ, | ૧૦૭ પોલમોલ. | ૧૨૦૦ મેમબરોનું બહોળું વગવાળું સરકલ ધરાવે છે. ધપધપીયાંઓમાં કેળવણી હુન્નર ઉદયોગ, કળા વગેરેમાં જાણીતા થએલાં મહાન પુરૂષોનો જમેલો છે. જો મેમબર થવાની ટક મળે તો કાચ્ચું સુન્નું યાર ! |
| | ઓથર્સ, | ૪ વાહીટ હોલ કોર્ટ. (સ.W.) | |
| | ક્રેમેરા, | ૨૮ ચેરીંગ ક્રોસ રોડ. | |
| | ગેરીક, | ૧૫ ગેરીક સ્ત્રીટ કોવેન્ટ ગારડન. | ૧૫૦ મેમબરોનું ગુંછડું ધરાવે છે. સઉથી જાણીતા એકટરો, ડ્રામાટીસ્ટો, વગેરેનો ભપકા ભર્યો મેળો અહીં છે. નાટકના લખનાર યા નાટક ભુમીના પુંજારીઓ માટે આએ કલ્બ જેવી બીજી ફાંકડી કોઈ કલ્બ નથી. |

| | | |
|---|---|---|
| રોયલ સોસાયટીઝ, | ૬૩ સેંટ જેમસીસ સ્ટ્રીટ. | ૧૭૦૦ મેમબરોનું ખેમાણુ એકઠું થએલું છે. સાધારણ ઠીક છે, દીકરાઓ. |

થોડીક મોટી મીલીતરી, નેવેલ અને યુનીવરસીટી કલ્બો.

મીલીટરી નેવલ ને યુનીવરસીટી કલબો.

| | | |
|---|---|---|
| આરમી એન્ડ નેવી, | ૩૬ પોલમોલ. | આ બાદશાહી કલ્બના મકાનમાં ૨૪૫૦ મેમબરોનો ખીચરો થએલો છે. બહારના પરોણાઓ માટે ખાસ અલાહેદા કાફી રૂમની સગવડ છે. અલબતાં મોટા માનવંત મીલીટરી અમલદારો માટે તો આએ કલ્બની ખાસ જરૂર છે ! |
| ધી યુનાઈટેડ સરવીસ, | પોલમોલ. | આ કલ્બમાં મેજરથી ઉતરતી પડવીના આદમીને દાખલ કરવામાં આવતાં નથી. કલ્બના મેમબરોની સંખ્યા ૧૬૦૦ ની છે. પુરાની કલ્બનો ઠાઠ એમ તો નાખી દેવા જોગ નથી. |

| | | |
|---|---|---|
| ન્યુ યુનીવરસીટી, | ૫૭ જેમસ્રાસ સ્ત્રીટ. | યુનીવરસીટીની ડીગ્રી પામેલાંઓ માટે ખાસ રચાયેલી છે. |
| ઓકસફર્ડ અને કેમબ્રીજ, | ૭૧ પોલમોલ. | ફકત ઓકસફર્ડ ને કેમબ્રીજની યુનીવરસીટીના ગ્રેડયુએટો માટેજ અલાહીદી છે. આશરે ૧૨૦૦ મેમબરોનો જુમખો થએલો છે. |
| યુનાઇટેડ યુનીવરસીટી, | સફોક સ્ત્રીટ. | ૫૦૦ મેમબરોની ટીપ ધરાવે છે. કોઈબી યુનીવરસીટીના ગ્રેડયુએટને વેલકમ કરે છે. |

પોલીટીકલ કલબો.

કેટલીક નામાંકીત પોલીટીકલ કલબ.

| | | |
|---|---|---|
| ધી કાર્લટન, | ૯૪ પોલમોલ | ૧૮૦૦ કનઝરવેટીવ યાને જુન્ના વીચારના પુરૂષોની માનભરી ટીપ ધરાવે છે, અને લંડનમાં સઉથી આગેવાન કલબ તરીકે ઓળખાય છે. લોર્ડ કરઝન, લોર્ડ હારડીંગ, વગેરે લોર્ડોની અહીંજ બેઠક છે. |

| | | |
|---|---|---|
| ધી કનઝરવેટીવ, | ૭૪ સેંટ જેમસીસ સ્ત્રીટ. | કલબ હાઉસીસની પ્રેમીસીસમાં સઉથી ફાંકડી ગણાતી બીલડીંગમાં આ કલ્બ આવેલી છે. ઉપલીજ કલ્બ માફક અહીંબી ઉમરાવોની ઠીક પધરામણી દીસે છે. |
| ધી કોનસ્ટીટયુશનલ, | નોરધમબરલેંડ એવેન્યુ. | એ પણ કનઝરવેટીવ કલ્બ છે. મેમબરોની સંખ્યા ૬૫૦૦ ની છે. |
| સીટી લીબરલ, | વોલબ્રુક. | શહેરમાં સારો દીવસ પરસેવાનું પાણી કાઢતા વેપારી વર્ગ માટે આ કલ્બ ખાસ ખોલવામાં આવી છે. |
| જુનીયર કાર્લતન, | ૩૦ પોલમોલ | જેવોને મોટી કાર્લતનમાં જગ્યા નહિ મળે તેવો માટે ખાસ ખોલી છે. |
| જુનીયર કોનસ્ટીટયુશનલ, | ૧૦૧ પીકાડીલી. | ૫૫૦૦ મેમબરો ધરાવે છે. કનઝરવેટીવને સોસીયલ વીચારના આદમી માટે છે. |

| | | |
|---|---|---|
| ધી ડેવોનશાયર, | સેંટ જેમસીસ સ્ત્રીટ. | સઉથી મોટી લીબરલ કલબોમાંની એક છે. ૧૨૦૦ મેમબરોની સંખ્યા ધરાવે છે. |
| ધી નેશનલ લીબરલ, | વાહીટહોલ પ્લેસ. | દુનિયાની સઉથી મોટી કલ્બોમાની એક તરીકે મશહુર છે. ૬૦૦૦ મેમબરો ધરાવે છે. ધણાંક ઈંડીયનો અહીંના મહેમાનો છે. જરૂરજ આંહી જગ્યા મળે તો ધસજો. લોઈડ જયોર્જ આસ્કવીથ જેવા મહાન નરો સાથે સમાગમમાં આવશો. |

સ્પોરટીંગ કલબો

થોડોક સ્પોરટીંગ કલબો.

| | | |
|---|---|---|
| ઓટોમબાઈલ (રોયલ) | ઓલ્ડ વોર ઓફીસ પાસે, પોલમોલ. | ૨૦૦૦ મેમબરો ધરાવે છે. |
| બેડમીનટન, | ૧૦૦ પીકાડીલી. | ૧૦૦૦ મેમબરો ધરાવે છે. સ્પોરટીંગ ને કોચીંગના શોખીનો માટે. |

| | | |
|---|---|---|
| ગોલ્ફર, | ૨ એ વાહીટહેલ કોર્ટ. | ગોલ્ફરો માટે. |
| એરો, | ૧૬૬ પીકાડીલી. | ઉડવાના પ્રયોગના ઉત્તેજન અને લાભાર્થે સ્થપાયલી છે. |
| રોયલ થેમ્સ યાટ | આલબીમારલે સ્ત્રીટ. (W.) | |
| ટર્ફ, | ૮૫ પીકાડીલી. (W.) | વીહસ્ટ અને બીજી કાર્ડની રમતો માટે છે. |
| હરલીંનગામ, | ૫ રસન ગ્રીન. | પક્ષીઓના શીકાર ને પોલો ટેનીસના શોખીનો માટે છે. |

સોશીયલ ક્લબો

થોડીક સોસીયલ ક્લબો.

| | | |
|---|---|---|
| આલબીમાર્લે, | ૩૭ ડોવર સ્ત્રીટ. | ૮૦૦ મેમબરો ધરાવે છે. |
| બ્રુક્ઝ, | સેંટ જેમસીસ સ્ત્રીટ. | ૫૫૦ મેમબરો ધરાવે છે, અને ઘણીજ ફેશનેબલ ક્લબ તરીકે જાણીતી છે. |

| | | |
|---|---|---|
| ધી માર્લ્બરો, | ૫૨ પોલમોલ. | આ કલબને રોયલ પેટરોનેજ મળી છે, અને સઉથી મોટે ખાંચરેનાજ મેમબરો ધરાવે છે. |
| ધી ઓરીએન્ટલ, | ૧૮ હેનોવર સ્કવેર. | ૮૦૦ મેમબરો ધરાવે છે, અને ઘણા ખરા જેવો હીંદુસ્તાનમાં વસ્તા હોય યા ત્યાં મુસાફ્રી કીધી હોય તેઓ માટેજ ખાસ સ્થપાયલી છે. |

એ ઉપરાંત સીટી ઓફ લંડન, કોકો ટ્રી, કોલોનીયલ, ગ્રેશામ, વગેરે બીજી નાની નાની ઘણી કલબો છે. વળી જેઓએ લંડનથી ૧૦૦૦ માઈલ ઉપર મુસાફ્રી કીધી હોય તેઓ માટે ૧૦૬ પોલમોલમાં આવેલી જાણીતી ધી ટ્રેવેલરઝ કલબ છે. એ સીવાય ટ્રાફાલગર સ્કવેરના કોકસ્પર સ્ટ્રીટમાં આવેલી યુનીયન કલબ પારલામેંટના મેમબરોમાં બહુજ વિખયાતી પામેલી છે. [illegible]ીતીઝ નામની સેંટ જેમસીસ સ્ટ્રીટમાં આવેલી સઉથી પુરાની કલબબી આજે એક ફેશનેબલ [illegible] ગણાવાનો દાવો કરે છે. પણ સાહેબો એ તો તમારો શોખ પુરો થયો, પણ તમારા મદમોનેબી કલબમાં જવું હે.શે તો તેનુ શું? લેવો ત્યારે તમારાં મદમ માટેબી નીચલી ટીપ ચારોલીની કાની ચુંટી ચુંટીને તૈયાર કરી છે, જે પસંદ આવે તે જોઈન કરો.

લેડીઝ કલબો.

## લેડીઝ કલ્બો.

| | | |
|---|---|---|
| અલેકઝાન્ડ્રા | ૧૨ ગ્રોવનર સ્ત્રીટ. | ૮૦૦ મેમબરો ધરાવે છે. |
| લેડીઝ એમપાયર, | ૬૯ ગ્રોવનર સ્ત્રીટ. | |
| લેડીઝ યુનીવરસીટી | ૪ જ્યોર્જ સ્ત્રીટ હેનોવર સ્કવેર. | |
| પાએોનીઅર, | ૫ ગ્રાફ્ટન સ્ત્રીટ. | |
| રોયલ કોલોનીઅલ ઇનસ્ટીટયુટ, | નોરધમબરલેંડ એવેન્યુ ચેરીંગ ક્રોસ. | કોલોનીયલ માટે. |
| અમેરીકન સોસાયટી ઇન લંડન, | સાઉધેમપટન રો બેડફર્ડ હોટલ પાસે, સ્ટ્રાન્ડ. | અમેરીકનો માટેજ ખાસ. |

ત્યારે ઉપલી બાદશાહી ટીપોમાંથી એકાદ તમારા ટેસ્ટનું કારનર શોધી કાઢો, અને સુખેથી એકાદ સાંજ પસાર કરવા સીધારો. પણ જોજો દીકરાઓ સોસાયટીમાં ભેલાવાની હું પહેલ કાઢુછ તેથી મારીપર બદનામી મુકવાની કંઈ અગત નથી. તમારે જોઇએ તો સોસાયટીમાં જોડાવો ને જોઇએ તો નહિ તે તમારી પર આધાર રાખેછ, પણ સોસાયટીને નામે કેટલીક હમબગડમ

મંડળીઓ છે ત્યાં તમારા કદમો ઉધામવાથી બાઝ આવશો, નહિ તો જીવશો ત્યાંસુધી દાંતે જીભ કરડતા રહી જશો, બલકે કુતરોબી તમારી સંગ નહિ સાંધશે તે ખુબ ચેતજો.

સોસાયટીની ચુંટણી કરવા પહેલાં સટોળીયાઓથી સંભાળજો

અલબતાં સારી સોસાયટીના જોડાણથી સારી કંપનીઓમાં ભેળાવાનું મળે છે, મોટાઓમાં ઓળખાણ વધે છે, આપણા એડયુકેશન રીતભાત વગેરેનું ત્યાં તોલ થાય છે, બલકે સારી કંપનીઓના ફાયદાઓ અનેક છે. પણ ત્યાંની કેટલીક એવીબી સોસાયટી છે, જયાંની પાપી પરેસ્તાની પુટલીઓ પોતાના પરાક્રમથી તમોને આંજી નાખવા જરાબી આંચકી ખાતી નથી. એબ ને શરમ જેવી ચીઝપર એવોને આસ્થા નથી. માટેજ તમારા ડોળા ઉઘાડવાની આ ટક હાથ ધરૂં છું કે તેવી નખરાંબાજ નાજનીનોથી સદા દુર રહેજો, બનતાં સુધી તેવાં હોટેલોમાં જવાનું મોકુફ કરજો, મોડેથી રાતના એકલું ફરવાનું છોડી દેજો, ને જો તેમ કરશો તોજ મનની મીઠયા મોજ ને વશ કરી શકશો. મુઠ્ઠીભર પારસીઓની વસ્તીમાં મેં જોઈ લીધું છે કે સોએ નવવાનું ટકા ત્યાંના કેળવાયલા પારસીઓએ આ ધતીંગો અખત્યાર કીધાં છે, ધમધોકાર બીડીઓ પબલીકમાં ફુકવા માંડે છે, કોઈનીબી દહેશત વગર શીખવાને મસે લંડન આવી નાપાક ફુકતીઓનો હાથ બગલમાં લઇ લંડનના કોઝી કોરનર કુદાવે છે, અને અહીંના બીચારાં માય બાપોને છાતીએ હાથ દેવાડી મોટી

એ પારસી ફુકતાઓ કરી શું રહયાજ?

ઉમેદમાં રાખે છે, કેહશે મારો દીકરો મોટો થયો હવે મુંબઇ આવશે ને પરણાવશું! પણ એમાં વાંક હું માયબાપોનો જોઉં છું. જો માયબાપો આ દુકતાઓને ન છાજતું ઉત્તેજન નહિ આપે, પૈસા મોકલવાનું બંધ કરે તો આપોઆપ દુકતાઓની મજાલ છે કે નહિ સુધરે! મેં મારા પંદર

દીવસના એડીનબરોના વસવાટમાં જોઇ લીધું છે કે ત્યાંના કેટલાક પારસી દુકતાઓ ત્યાં આવતાં સમેતજ સદરો કસ્તી ટ્રંકમાં સાંટે છે, બીડી ફુંકે છે, ને કોલેજમાં જવા બદલ પોરીઓની કોલેજ શોધે છે. માટે માયબાપોને મારી સવખતની ચેતવણી છે કે ગમે તેવુંબી તેમના દુકતાઓ સમજાવે તોબી તેઓએ તેમનું ન સમજતાં પહેલે લંડનમાં તેમના પ્રોફેસર સાથ ગોઠવણ કરી તેના ચાર્જમાં મોકલવો, જેથી બચ્ચું તેની ધાક હેઠળ શીખેબી, ને પાછળથી દુવા દે. પણ જો પહેલેથીજ લગામ ધીલી રાખી તો લંડન એવી નકટા જોગીની જમાત છે, કે મુંબઇ આવતાં તમારી ભલાઇ તમનેજ ભારી પડાવી તમારીજ પાસે સપાટ સીલીપાટ નુછાવા ચુકશે નહિ. બસ તેજી ને ટુકારો બહુ છે, જો ચેતો તો તમારા લાભમાં ને નહિ તો મરજી તમારી ! હું વધુ બોલી કોઇના દીલ દુખાવા માંગતો નથી, યા પેલા મારા ટુંક મુદતના કમસમજ સપુતોના નામો જાહેરમાં લાવવા માંગતો નથી, સબબ કે તેઓએ મારી આગળ પગે હાથે લાગી એકરાર કીધા છે કે મી. ફીરોજગર ખુદા કાજ હમારાં નામો તમારી ચોપડીમાં જાહેર ના કરતા નહિ તો હમારા માયબાપો હમોને પઇસા નહિ મોકલાવશે ! ભલે હું તેમને મારા એક વારના દોસ્ત ગણી, તેઓના પાપો ઉઘાડાં કરવાં ચાહતો નથી. કરે તે ભોગવે. આપરે શું ! ખુદા સઉનો ઇનસાફી શાહ છે. પણ દીકરાજીઓ આ ચોપડી વાંચી કાન ચીમટજો કે જો પેલી દારૂ દુધની ભરેલી દાવાઓની સંગ સાંધશો તો છેવટે બીજાઓ ત્યાં જેમ રેલવેનો માલ લાવ લઇ જવાના ગાડાં હાંકેછ ને હોટેલમાં કચરો કાઢેછ તેમ તમારો અવતાર થશે. ઉલટી એજ પોરીઓ તમારી પર થુંકશે, અને બોલાવા જશો તો એકાદ લાગ ફાવતાં ખેંચીબી કાઢશે ! બહુ થયું ! આએ છેવટે તમોને અરપણ.! ! !

એતો માએ બાપો એતો શ્યાનાને એશારત વધુ થઈ.

---

# પ્રકરણ ૧૪ મું.

## લંડનનું બંધારણ.

---

વાહરે મારા લાલજી ગોરાડીયાની બોરડી લંડન ! મારો લાલજી જેમ તારી મજાહ ચાખીને આવેલો ને તારાંજ નામપર પરાણ મુકેલો તે ખોટું નથી. બીચારા લાલજીએ જ્યારથી લંગર છાપની કેસતીલીયન બોટમાં વીલાટ જઈ ત્યાંના સાહેબાઓને ગોરી ભાશામાં ગરભ છાંટો છોરતા જોયલા કે બસ તે દીવસથી મન સાથે કસદ કીધેલો કે મુંબઇ જાઉં ને મારી વહુંનેબી બસ અંગરેજીજ પાણી પીવડાઉં. બસ અંગરેજીમાંજ ખાવું, અંગરેજીમાંજ બોલવું, અંગરેજીમાંજ રહેવું ને અંગરેજીમાંજ ફરવું, આ તેનું સુરતી ઉખયાણુ ઉકલાવતી ઉકલાવતી બીચારી સોમલી વહુ મરવા પડી. એક વખત લાલજી તાડી પી છાકતો થઇ પડયો, ને વાટર વાટર કરી બુમ પાડવા લાગો, તોબી આ સોમલી બાપડી તો " હું કહી મરે, " " હાનો જીવ કાઢી લાખતો છે " કરી હમેશની લાલજીની ટેવ જાણી છાછનાઇને ચાલી ગઇ, પણ ધોળકી નીચે પાણીનો વાટકો મુકેલો છતાંબી ભોલી સોમલી સમજી નહિ કે લાલજીને પાણી જોઇએ છે ! બુમ પાડતાં પાડતાં કલાકેકમાં આ અંગરેજીનું હડખુ લઇ આવેલા આપરા લાલજીએ વાટરના નામપર જીવ મુકયો. થોડીવારે સોમલી આવી ને ખાટલા પર લાલજીને મુવેલો દીઠો તારે અંગરેજીના નામ પર રૂડણુ કરવા લાગી જે,

" દેશ ગીયો દેશાવર ગીયો, હીખાં આયો કાહણી;
આએ વૉટર કહેતાં જીવડો ગીયો ને ખાટલી હેઠળ પાણી"

તેમ લંડન "બોરડી" જોઇ સઉને લંકા યાદ આવે તે વાજબી છે. આ બાદશાહી શહેર પોતીકી તરફથી બધાં મળી ૬૧ મેમબરોને પાર્લામેંટમાં મોકલી આપે છે. લગભગ એકસો ને બાવીશ ચોરસ માઇલનો બહોલો વીસતાર ધરાવતું આ બાદશાહી શહેરનો ત્યારે વેપાર વણજ કેવોક હશે ને કેટલાક વીસતારમાં હશે તે વિચારવું અશકત છે. કલેરકન વેલમાં ઘડીયાળીઓ ને હીરા મોતીના જવેરીઓનો જુમખો થસેલો છે. સ્પીટલ ફીલ્ડસ ને બેથનલ ગ્રીન કોઇપણ નાના પ્રકારનું કામ કરનારા પરચુતણયાંઓના પરગણાં છે. નકસીકામ, કોતરકામ, લાકડકામ, ફરનીચરકામ વગેરે કરનારા અને ફરનીચર તઇયાર બનાવી વેચનારાઓનું મેજરૂં સેંટ લ્યુક, ઓલ્ડ સ્ટ્રીટ, અને આલડર ગેટ સ્ટ્રીટમાં આપણે જોઇએ છીએ. લુહારો, ટરનરો, ફીટરો, વાહણના સુકાન બનાવનારાઓ, લોખંડ ટપાવનારાઓ વગેરેની હાર બ્લેક વોલ, પોપલર, મીલવોલ, અને આઇલ ઓફ ડૉગઝમાં લાગેલી છે. ખાંડના વેપારીઓ, ખાંડ બનાવનારાઓ, વગેરે વાહીટ ચેપલ ને કમરશીયલ રોડની પડોશના કસબામાં પોતાની રોટલી ખણી ખાય છે. કુંભારો, ગલાસ ટમલેરવાલાઓ, વગેરે લેમબેથ ઘેરી બેઠા છે. ચામડાના વેપારીઓ, મોચીઓ, ચમારો, વગેરે બરમોન્ડસીમાં મોજીયાં મારે છે. દરજીઓ મુખ્ય કરીને ગોલ્ડન સ્કવેર ને બરલીંગટન ગારડનની આજુબાજુમાં પોતાનું ખાતું ખોલે છે. બુટ ને શુઝ બનાવનારાઓ શોરડીચ ને ડરૂરી લેનની આજુબાજુની નાનકડી ગલીઓમાં વેપલો વધારે છે. પ્લાસટર ઓફ પેરીસના પુટલાં બનાવનારાઓ લેધર લેન, હોલબોર્ન અને આજુબાજુની ગલીઘુંચીઓમાં પોતાનો ડંકો વજાડે છે. ટોપી બનાવનારાઓ મુખ્ય ભાગે સાઉથ વર્કમાં મુકામ કરી બેઠા છે. કાગજ બનાવનારાઓની પેઢી વેનડલના કીનારાઓ પર આવેલાં "સરે" પરગણાંમાં છે. દવા દારૂ

શું તમોને શાયરચીલું ભરવું છે! ત્યારે મારા ભાઈ આએ હઉસતમંદ દઇત ડાયરી મોંટે ગોખો.

ઓસદમાં ફાંફાં મારનારાઓની મેદની જોવી હોય તો "લી" નદીના કીનારાપર આવેલાં સ્ટ્રેટ ફર્ડ ગામડાંમાં લાગેલી છે. ગાડી બનાવનારાઓના કારખાના લોંગ એકરમાં છે. વહાણ બનાવનારાઓ લેમબેથ, ચેલસીમાં છે. રમકડાં અને ઢીંગલી ઢીંગલા વગેરેના વેપારીઓ હોકસટનમાં છે. જ્યારે દારૂવાળાઓના તો પીઠાં મોહલે મોહલે ને શેરી શેરીએ છે. પણ આ તો હુન્નર કીસબીમાં પડેલા વેપારીઓનું મેજરૂં થયું પણ વીદ્યા, કળામાં કુશળ થએલા કુમારીયાનું મેજરૂં કયાં પડેલું છે! તેબી બતાંઉ. ગ્રંથકરતાઓ, જરનાલીસ્ટો, પબલીશરો વગેરે ઘણાં ખરા નવાં પરગણાંમાં થસી બેઠેલા છે. ચીતારાઓ, કોતરકામ કરનારાઓ ઘણું કરીને કેનસીંગટન ને કેમડન તાઉનમાં જોશો. ગવઇયાઓ, એકટરો, નાટકકારો, ડાનસરો, ગાનારીઓ વગેરે બ્રોમતન અને કેનસીંગટનમાં પથારી પાંથરી બેઠા છે. દાકતરો, સરજીયનો, વગેરે સેવાઇલ રો, બ્રુક સ્ત્રીટ. હારલે સ્ત્રીટ, કેવનડીશ સ્કવેર, અને ફીન્સબરીનું બહોલું સરકલ ધરાવે છે. વકીલો, સોલીસીટ્ધીઓ બેડફર્ડ રો ગીલફર્ડ સ્ત્રીટ. અને કોર્ટની "ઇનો"માં ભરાએલા છે. પ્રીનતરો ઘાણું કરીને ફ્લીટ સ્ત્રીટ ને સ્ટ્રાન્ડ પસંદ કરી બેઠા છે. મેડીકલ સ્ટુડન્ટો મોટે ભાગે સાઉથ વર્કમાં વસે છે, ફળફુલ મેવો મીશતાન વગેરે વેચનારા ફેરયાઓ વાહીટ ચેપલ, ન્યુકટ, લેમબેથ, અને સોમર્સ ટાઉનમાં રહે છે. પારલામેંટના માનવંત મેમબરો ને સુલેહ સંપજના સુકાનીઓ, એલચીઓ વગેરે વેસ્ટ મીનીસટર, બેલગ્રેવીયા અને વેસ્ટ એંડ વધુ લાયક ગણે છે, શેર સત્તાના દલાલો ભાવતાલ કાઢનારા વેપારીઓ, અને વેપારી આડતીયાઓ, ટાઇબરનીયા બેઝ વાટર, હેવર સ્ટોક હીલ, બ્રીકસટન, અને કલેપામમાં ડોકાં તાણે છે. પરચુતાણ કલાર્કો, ટુંક ભંડોલીયાઓ ઇલીંગટન, પેકહામ, નોટીંગહીલ, હેકની, અને કીંગ્ઝ લેંડમાં રોજી મેળવે

કેમ જી એયું કે! એનાર થાકે પણ એવાડનાર નહિ થાકે એવો પરગણાનો પોર્ટફોલીયો તમારી સામે વેર વોખેર કીધો છે.

છે. વળી બીલ, હુંડી પાકવા અગાઉ વટાવનારાઓ, એડલફી ને રીજન્ટ સ્ત્રીટની આસપાસમાં પડેલા છે. જ્યારે શીખેલા લુટારાઓ, ખીસા કાતરૂઓ, હાઇકિલાસ ઓગરમચીઓ વગેરે વોલવર્થ ને ઓલ્ડ કેન્ટ રોડની નાની ગલીઓમાં ગુંછડું થઇ ફરે છે!

છે કોઈ માયનો પુત જે હવે લંડનનું ખુણું નહિ જાણી શકે! બસ જે ચીજની ખરીદી કરવી હોય તે પહેલાં સૅાદો કરવાની જગ્યા શોધો ને તુરત યાહોમ ધસ્યા જાઓ કે નીકાળ આયો! કયુ ભાઇ સાહેબ, આયા સાહેબ કે ખ્યાલમે, યા ભુલા ભુલા, કહો સો કહોઃ—

લંડનના ફેશનેબલ આરકેડો.

જ્યારેથી ઇવાઇન્સ, ફ્રેઝર ને વાહીટવે લેડલોની દુકાન આગળથી બંદાની સવારી જાએછ ત્યારે તમારા કમતરીનને મુંછમાં સહેજ હસવુંબી આવેછ કે લોકો આંહી વાહીટવે ને ઇવાન્સ પર શાના મરી ફીટયાં છે!! શું વાહીટવે તે કંઇ મુંબઈનું ફેશનેબલ મંદીર છે? અરે દીકરાજીઓ લંડનમાં એથી સરસ એને ટકકર મારે એવાં ગંજાવર આરકેડો પડેલાં છે, ત્યાં તમારા સાબુઈ ગોટી જેવા વાહીટવે ને લીમની લાકડી જેવો ઇવાન્સ શું બીશાદમાં! આખાં લંડન શહેરમાં એ આરકેડો પર વીશેષ ફુરબાની છે. બસ એક વીઝીટ આપો ને જુઓ કે તમારૂં મન છલકઈ મલકઇ જાએછ કે નહિ. આ આરકેડોમાનું સઉથી જાણીતું "બરલીંગટન આરકેડ" છે, જે આજે લંડનના એક "મખ્ખઈ મેવા" તરીકે દરેક લંડનીયાને મોઢે પસરી રહેલું છે. પીકાડીલીના એક કારનરથી બરલીંગટન ગારડનના બીજાં ખુણાં સુધી લંબાએલું આ આરકેડ રંગબેરંગી કલરની આરાસ્તા વીન્ડો સાથ તમોને આવકાર દે છે. બસ એક લટાર મારો, મનપસંદ

ફેશન બાબતનું મંદીર. જાણીતું બરલીંગટન આરકેડ

ચીજ ખરીદો ના ખરીદો તેનો સવાલ નથી, પણ ભલા ધનેતરનું પથ્થરનું હઇયું બી પીગળાવી પર્સમાંથી પાકીટનો ફુવારો વરસાવે એવું આ જાણીતું "બરલીંગટન" છે. દરેક સામપલની ચીજો વીન્ડોમાં શોભાવા ત્યાં મુકી છે. બસ જે ચીજની ખરીદી કરવી હોય તે શૉપનો "ગેટ" ઉઘાડી અંદર જાઓ ને સીકકો ઉડારી પડીકું લઈ ચાલતા થાઓ. સઉથી સહેલો માર્ગ પીકાડીલી જતી "બસ" છે, એક પેનીમાં સીધ્ધા ત્યાં ઉતારશે. બીજાં આરકેડોમાં લડગેટ સરકસના મુખડાપર આવેલું "લડગેટ અથવા ઇમપીરીયલ આરકેડ" સાધારણ ઘેર વપરાસની ચીજો માટે બહુજ ઉપયોગી છે. આહીં નોવેલના શોખીનોએ તેમજ વીઝીટ કાર્ડ છપાવનારાઓએ તો જરૂર જવું, એક એકથી સરસ

બરલીંગટનના લાડકલી બહેન લડગેટ આરકેડ.

ડીઝાઇનના કાર્ડો ને આંખે ઉડી વળગે એવી નોવેલો હાથ કરી શકશો. જો અંગરેજ વેચાણ સાંટાણુનો અચુક આયનો જુવો હોય તો પછી "બરલીંગટન" ને તેની સાવકી બહેન "લડગેટ આરકેડ" ને જરૂર એક વીઝીટ આપજો. એ ઉપરાંત પીકાડીલી આરકેડ, રોયલ આરકેડ, રોયલ ઓપેરા આરકેડ વગેરે ખુણે ખુણે પડેલાં છે પણ કંઈ દમ જેવું નહિ!

જ્યારે ધોબીતલાવ પર નવી અગીયારી પાસેના ત્રણ માળેનાં ઘરમાં રહેતો હતો ને કોઇ દીવસ આદમજી પીરભાઈની મછલી બજારમાં ડોકયું કરતો તો તારે "ગે સળગા ગે શેઠ, સફેદ પાણીચા હાય" કરી જે માછણ લાડ ઓવઇના ઓરંગા મોઢેથી ફેંકતી હતી તે હજુ મારે કાન ગણગણ્યાં કરે છે.

ત્યારે આ બીચારી અભણ બાપડીને બ્લેમ કરનારાઓ

પેલી લંડનની મછછી બજાર. બીલીંગ્સ ગેટ મારકેટ.

જો લંડનની મછલી બજારમાં આંટો મારે તો શું ધારે! અરે કાંહ તાંહની રાથોડી કાઠીની એક લપડાક મારે તો રગડી નાખે એવી કદાવર બાંધાની બુઢ્ઢી બકોરીઓ ને કાંહ આંહીંની ભોલીભટાક કોકણની કોલણો! રફીકો જરા ફારસ જોવો હોય તો બરી ફજેરમાં પહોર ફાટે તે પહેલાં સવારના પાંચ ને આંઠની વચમાં કસતમ હાઉસની પડોશમાં આવેલી લોવર થેમ્સ સ્ત્રીટની જાણીતી બીલીંગ્સ ગેટ મછ્છી બજારમાં જરૂર આંટો મારજો, ને જે તમારો હોંશ હરખ હોશે તે આએ સવારની મછ્છી બજારની વીઝીટ પુરો પાડશે. ટયુબ ટ્રેનમાં સહેલ કરનારાઓને માર્કલેનનું અંદરગ્રાઉન્ડ સ્ટેશન નજદીક પડશે. આ મારકીટ એટલી તો ગંજાવર ને આરટીસટીક છે કે દર વરસે સરેરાસ વીસ લાખ પાઉંડ એટલે ૩ કરોડ ૨૦ લાખ રૂપીયાની ત્યાં મછ્છલીઓ વેચાય છે. મારા બાપ મારકીટ કે મછ્છલીનો તલાવ! તાજી તરફડતી એમ તરત ને તરત તમોને વેતરી આપે તે જોઇએ તો બોઇલ કરાવીને ખાઓ ને જોઇએ તો સાસ પાટયો કરાવીને ખાઓ. મુંબઇની કાની ખાસ સાત દીવસ બરફમાં રાખવાની વાતજ નહિ. બસ લંડન જવું તો પેહલે તાજી મછ્છી ખાવા ભુલવું નહિ. એ ઉપરાંત તાજી તરકારી ફળફલાદી માટેની બીજી ઘણી મારકીટો છે, જે તેના શોખીનોનો શોખ પુરો પાડવા ઠીક છે; જેમકે લંડન બ્રીજના દક્ષીણ છેડે આવેલાં સેંટ સેવીઅર ચર્ચની પડોશમાંની બરો મારકીટ લીલી તરકારી માટે જાણીતી છે. લોંગ એકર ને સ્ટ્રેન્ડની વચમાં આવેલી કોવેન્ટ ગારડન મારકીટ, ફ્રુટ, ફુલો, તરકારી માટે સઉથી મોટી ને બાદશાહી ગણાવાનો દાવો કરે છે. એ ઉપરાંત લેડન હાલ સ્ત્રીટની લેડન હાલ મારકીટ, મરઘાં બટકાં ચલીયાં વગેરે માટે જાણીતી છે. જ્યારે સ્મીથ ફીલ્ડની મેટરોપોલીટન મીટ મારકેટ ગોસ માટે પ્રખ્યાત છે.

બીજી તીજી મારકેટોનું મેજર.

બનતાં સુધી સકાળે ઉઠી "બસ" પકડવી. "બસ" જેવી બીજી સગવડ કોઈ સાચવશે નહિ. એ ઉપરાંત ન્યુ કેટલ મારકેટ, ટેટર સોલની ઘોડાની બજાર, વગેરે ઠીક છે. વળી સટોળીયા મંડળની મેમબર શીપ ધરાવતા હોવ, ને મુંબઈની શેર બજારની ટીકીટ ધરાવનારા મેમબર હોવ તો કેપલ કોર્ટની "સ્ટોક એકસચેંજ" જોવા ભુલશો નહિ. આ શેર બજારમાં બહારના વીઝીટરોને બીલકુલ આવવા દેવાની પરવાનગી મળતી નથી છતાંબી કોઈ એકાદ ત્યાંની ટીકીટ ધરાવનાર મેમબરનું પુછડું પકડશો તો કામ થઇ જશે! ભાઈ લાગે લાકડાં ફાટે તેવો હાલ વખત છે, સમજ્યાની લાર્ડ! એ ઉપરાંત દુનિયાને મોઢે રમી રહેલું લોઇડઝનું એકસચેંજ બજાર જોવા ભુલશો નહિ. લંડનના શીપીંગ વેપાર વણજમાં તો આગેવાન નામ લોઈડનુંજ છે.

લંડનની નામાંકીત ડૉકો યાને ગોદીઓ.

ત્યારે આપણે લંડનના બજારો તો તપાસ્યાં હવે લંડનની ડૉકો યાને ગોદીઓપર ઉડતી નજર નાખીશું. બધી મળી લંડનમાં ૧૩ તો ગોદીઓ છે, મુખ્ય ગોદીઓના વીસતારના આંકડાઓ તો જુઓ! લંડન ડૉક (તીલબરી બાજુએ મુકતાં) ૧૨૧૪ એકરનો એરીયા ધરાવે છે, લીવરપુલ ૧૧૭૧ એકરનો, બરકન હેડ ૫૦૬ એકરનો, અને ગ્રીમ્સબી ૧૦૪ એકરનો એરીઆ ધરાવે છે. લંડનની મુખ્ય ડૉકો વળી નીચલા આંકડાઓ દેખાડે છે. સેંટ કેથેરાઇન ૨૪ એકર લંડન ૯૦ એકર, સરે કમરશીયલ ૩૭૦ એકર, માલવોલ ૨૦૦ એકર, વીકટોરીઆ અને આલબર્ટ ૨૦૦ એકર, ટીલબરી ૩૫૦ એકર! વાહ શાબાસ લંડન તુંબી બખ્તાવર બાપની બખ્તાવરજ બેટી છે જો! જ્યારે તારા પેટાખાના પાસરાંઓ આટલાં બધાં છે તો પછી તારો વેપાર વણજનો આંકડો આએ કાચ્ચી કુમારી નજર એકાદ ઉડતી

સરવેથી શું લઈ શકે! એ ઉપરાંત ક્રીમેતોરીઅમ, આરામગાહની જગ્યાઓ પુશકળ છે. વોકીંગ નામની આરામગાહમાં પારસીઓની આરામગાહબી આવેલી છે. ખાસ પારસીઓએ ત્યાં સગડી જેવું નામનું એક નાનકડું મકાન બાંધ્યું છે, જ્યાં આપણા પુરાતન રીવાજ પરમાણે અફ્રગાનીયું, ખુમચો, ચમચ, ચીપ્યો, ભણવાની ચોપડી, મખમલની ટોપીઓ વગેરે રાચરચીલું ભર્યું છે. પણ મોટી દીલગીરીની વાત છે કે પારસી કોમનું ત્યાં વગવાળું મંડળ વસ્તું હોવા છતાં પોતાના ધર્મ રીવાજોનું આ પવીત્ર ધામ કે જ્યાં તેમના લાગતાવળગતા અનેક દોસ્ત આસનાવો આ ખાકની નીચે શાંતીમાં સુતેલા છે, તે જુવો કે પારકે હાથપર પારકી જગામાં પોષણ પાસબાની માટે છેડે ખુણે પડેલું છે. અફસોસ સદહજાર અફસોસ, ઓ ત્યાં વસ્તા જરથોસ્તી અવલાદના નેક ફરઝંદો, શું ખુદાયે તમોને નેક હીદાયત બક્ષી નથી કે જેને પ્રતાપે તમારી પોતીકી પવીત્ર આરામગાહપર મહીને બે મહીને નજર નાંખો! રફીકો આએ તાજો દાખલો તમારી પાકટ બુધ્ધીને અરપણ કરો ને તે પર નીરાંતે વીચાર કરો કે ખરેજ મુવેલાંની ત્યાં શી હાલત હશે! અલબતાં છ મહીનાના મારા પ્રવાસમાં સઉથી લાંબો વખત મેં લંડનમાં કાઢયો હતો, અને મારા આવી

પારસી આરામગાહ.

સેવકના દુખી દીલનું દાસ્તાન.

રહયાની બીજાજ વીકમાં ત્યાં કમનસીબે એક ગમખાર બનાવ બનવા પામ્યો. મી. જાહાંગીર ખરશેદજીની આલડરમેનબરીમાં આવેલી ઈંડીયન કયુરીઓસ યાને હીંદી કારીગીરીની પેઢીપર આ મારી પહેલી વીઝીટ હતી, અને ભલા ભાઇ મી. ખરસેદજી સાથ હમારી બેર અફીયતની અદલીબદલી થતી હતી એવામાં એમના એક ફ્રેંડ મી. રતન દેશાઈ ત્યાં ખબર લઇ આવ્યા કે કવેટાવાળા ખાન બહાદુર બરજોરજીના જવાન બેટા જહાનસોજ લંડનમાં

ગઈ કાલેના હક થયા છે એવી તેમને મી. મુલ્લાં તરફથી બાતમી મળી છે. બેશક ઘણું નવાઈ જેવું કે લંડનમાં ખાસ એક જરથોસ્તીઓની મંડળી સ્થપાયલી છે, તે મંડળ, ભપકાભર્યાં નામ હેઠળ વળી ઇનકોરપોરેટેડ થયેલી છે, દર વરસે આ મહાભારત મંડળીના રાઇના દાણા જેટલા હીસાબો તપાસવાને નામુકના સોલીસીટરોને વરસ દીવસે ચોકકસ રકમ આપી ખાસ રોકવામાં આવ્યા છે, મંડળીની મુખ્ય મતલબ લંડનમાં વસ્તા દરેક જરથોસ્તીઓને તત્કાલીક મદદ આપવાની, જો તેઓ હીંદુસ્થાન જવા માંગે ને પઈસા નહિ હોય તો લોન ધીરી પેસેજ અપાવી હીંદુસ્તાન રવાના કરવાની, પારસી આરામગાહનો બંદોબસ્ત જાળવવાની, ને સર અવસરે પેટ તાઢું કરવા મોટાં મોટાં દીનરો કરવાની છે, છતાંબી તેમના બુદ્ધા જપ અંધારી સોસાયટીમાં તારા સીતારા જેવું ઉજરડું કરી નાખી પઇસાની નાની જેવી પોટલી લઇ રીટાયર્ડ થએલા નામદાર સેક્રેટરી સાહેબથી એક સરકયુલર બી નહિ કઢાયું કે જેથી લંડનમાં વસતા પારસીઓ તો જાણતે કે આવો ગમખાર બનાવ બન્યો છે! ભઇ આપણને ખબર નહિ મળે તો તકરારને ખાતર કબુલબી કર્યે કે આપરે મંડળીના મેમબર નથી એટલે કદાચ તેઓને તેમ કરવાને બની શકે નહિ, પણ અંદુસના ખાધાએ મંડળીના મેમબરને તો ખબર આપવી હતી? ખુદ તેમની મંડળીના આગેવાન મેમબરો મી. રતન દેશાઈ અને મી. જાંહગીર ખરશેદજી આ અંધેર કારભાર માટેની મારી રમુજી ટકોર પરથી બોલવા લાગા કે, "શું કર્યે મી. શરોફ, આએ હમબગડમ કંઇ આંજનું નથી. એ તો અહીં ચાલતું આવેલું છે"! અરે વાહરે વગવાળાં મંડળ, વાહરે તારી રીતને! ભાઈ સ. ટા. દશ વાગે નેકરોપોલીસના સ્તેશન પરથી મરહુમની લાશને આરામગાહ પર રેલવે સત્તાવાળાઓ તરફથી ખાસ રવાના

કરવામાં આવતી ટ્રેન મારફતે લઇ જવામાં આવનાર છે એમ સમજી આપરે નવા સવા હોવાથી હમારા ફ્રેન્ડબી મી. કાવસજી કોટવાલ સાથે સ. ટા. ૧૦ વાગે ભાઇ ખરસેદજીની આફીસમાં ગયા, ને ત્યાંથી ભાઇ ખરસેદજી સાથે નેકરોપોલીસના સ્તેશનપર ટેકસીમાં હેર્યું લીધું. આ સ્તેશન ખાસ રેલવે કંપનીવાળાઓએ આજ કારણ માટે રીઝવર્ડ રાખ્યું છે. અને આવા ગંમખાર ટાંકણે તેઓજ ખાસ સ્પેશીયલની ગોઠવણબી કરી આપે છે. આફરીન છે એ રેલવે કંપનીને કે જેનેથી આપરાં હાડકાં ઠેકાણે પડેછે, નહિ તો કોણ જાણે કાગડો કાંઇ ચાંચ મારીને ચાલી જતે તેનો પટટોબી નહિ લાગતે ! ભઈ સ્તેશન પર જઇને જોઇએ તો એ પારસી બહિરાંઓ, મરહુમના નાના ભાઇ તેમની સાથે તેમનો અંગ્રેજ પ્રોફેસર, બેએક બીજા જરથોસ્તી ફ્રેન્ડો કરી આશરે ૩૦૦ની પારસી વસ્તીમાંથી કેળીમેળી પોણોએક ડજન આદમી પ્લેટફોમ પર દીસ્તાં હતાં, અને પાછળથી જ્યારે મરહુમના શબને ટ્રેનમાં મુકવામાં આવ્યું ત્યારે દજનેક કુલે પારસીઓ ત્યાં હાજર હતા. બધાઓ અંગરેજી ડરેશમાં હતા. તેમાં ખાસ કરીને મી. દેશાઈ, મરહુમનો ભાઇ, અને તેમનો પ્રોફેસર અંગરેજી એટીકેટના કાયદા મુજબ ફયુનરલ સેરીમની વખતે પહેરવામાં આવતા કાળા ટેલ કોટ ને ચીમની હેટમાંજ સજ થયા હતા. મરહુમના કુટુંબીઓએ આરામગાહ સુધી પધારનારાઓ માટે ખાસ ફરસ્ટ કલાસની ટીકીટ લીધી હતી, પણ દીલગીરીની વાત છે કે ઘણી બહોંશ હોંશ ને કાલાવાલા બાદ બારમાંથીબી કેળીમેળી છ જણાઓએ આરામગાહ પર આવવાને કબુલ્યું હતું. મી. દેશાઇએ મને ઘણા કાલાવાલા કીધાથી મેંબી છેવટે હા કહયું, ને હમો વોકીંગ સીમેટરી તરફ જવા સઘળા ટ્રેનમાં બેઠા, ને કલાકેકમાં તો અવલમંજલના પાક

શું કોઈ એવો માએનો પુત નથી જેનું દીલ આ બનાવથી ધપકે !

પવીત્ર ઉંબર પર આવી પુગ્યા. આહ શું બહેસ્તખાના જેવી જગ્યા, જ્યાં કાંઇબી રાખ રખાવટ યા ન્યાત જાતના તફાવટ વગર આ પૃથ્વીના પાતાળમાં હમેશની શાંતીમાં હીંદુ મુસલમાન, પારસીઓ, અંગ્રેજો વગેરે પોઢેલા છે. ફકત પારસી આરામગાહજ ત્યાંની સઘડીને લીધે જુદો કટકો જણાઈ આવે છે, બાકી એકજ મેદાનના થોડાક કડકાઓ દરેક કોમને વહેંચી આપવામાં આવ્યા છે. ભાઈ પારસી આરામગાહ પર આવી પુગતાંજ પેલા ચાર ક્રીસ્ટી ભાઇઓ મરહુમના શબની કાળી પેટી લઇ પુર ગંભીરતા વચ્ચે આપણી સઘડીમાં દાખલ થયા, જ્યાં હોલની વચ્ચો વચમાં શબનો બંધ દાબડો મુકવામાં આવ્યો, પછી તેઓમાંના એકે અંદરથી અફ્રગાનીયું સુખડ, ચમચ, ચીપ્યો ભણવાની ચોપડી વગેરે બહાર કાઢયું, અને અરદીબહેસ્તબી આ દુરવંદોએ પાક પવીત્ર જગ્યાએ રોશન કીધો, પણ કોઇએ જીકર ચલાવીને એમ નહિ કહયું કે ભાઇ તમો ખસી જાઓ હમારો જીવ કચવાયછે! હવે બે જણે જરથોસ્તી ધર્મના રીવાજો પરમાણે જોર થઇને મરહુમની છેવટની ક્રીયા કરવી જોઇએ જે માટે ફાજલ કોણ પડી શકે! મી. દેશાઇએ જોયું કે મી. શરોફ અહીં આવેલાબી છે એટલે આપરે ગળે ક્રીયા કરવાનું ઓળવ્યું. આપરે આપરી ફરજ સમજી તુરતજ કસ્તી કરવા ગયા, ને બાજ લઈ ત્યાંથી મખમલની ટોપી પહેરી ગેહ ભણી પપેત કરી આતશની નીયાયેસ્ત કરી મરહુમના રૂહ માટે શાંતી માંગી, જે વખતે ત્યાં આવેલા જરથોસ્તીઓ બોરે માથે બેસી રહ્યા. ઘણાકો સાથે મેં જીકર કીધી કે ભઈ કસ્તી કરોની! પણ કસ્તી સદરો તેમના તન પર તેવાર હતો કે નહિ તે તો ખુદાને રોશન! તુરતજ દશ પંદર મીનીટની આએ ગંબીર ક્રીયા બાદ બધાંઓને મેં જોર થઇ ચાલવા ફરમાવ્યું, ને હમો તેનું શબ જયાં સુધી ખાસ તઇયાર કીધેલા ખાડામાં મુકયું

ત્યાં સુધી થોભ્યા; પછી સર્વએ અંગરેજી ફાશીન મુજબ. તે પર મટ્ટી નાખી, પણ આપરે ગરોથમાન બહેસ્ત બોલી મરહુમના રૂહ માટે શાંતી માંગવા અશો ફ્રેરોહરનો નમશકાર કરી યથા અશેમ ભણી ત્યાંથી રીફ્રેશમેંટ રૂમ તરફ બધાઓ ભેગા કદમ ઉધામ્યા. ભાઈ આ એક કઢંગી ફેશન તો જુઓ, કે દુનિયાનો ખજાનો ખાલી કરતાં જે પ્યારો જાન અજલનો સ્વાર પોતાની ગોડમાં ઉચકી જાય છે તે મેળવતાં પાછો મળતો નથી, તેવે વખતે ચુપકીદી અને દીલગીરી અખત્યાર કરવા બદલ ખાની પીની પર હાથ મારવો એ શું પારસી જેવી કેળવાયલી આગળ વધેલી ધર્મ ચુસ્ત કોમને ઘટારત છે! અરે મરહુમ તરફ દીલસોજી ધરાવનારા દીલસોજો, એક ગમથી તમારા હમદીનની લાશને સેજદો કરવા ત્યાં પધારોછો ને બીજી ગમથી સેન્ડવીચીસ કે જેમાં કુકકર, ગાય, વગેરેના મટનના ટુકડા હોયછે તે હોંશે હોંશે ઉછાળોછો! યા કીરતાર તારોબી કેવો કોપ જરથોસ્તી પર ઉતરેલો છે કે આ બાબદની પકકી ગોઠવણ કરવા કોઈ માએનો પુત ત્યાં સરજાયલો નથી. ત્યાંની કમીટીના મેમબર મી. સ્પીતામા કામા સાથ મને બહુ એ બાબદ વીશે તકરાર થઈ હતી, તેઓ પાસે મેં સોસાયટીની નેમ ને ઓબજેકટનું પ્રોસપેકટસ વગેરે મેળવ્યું હતું, અને તેઓએ છેવટેબી એજ વીચાર દરશાવ્યો હતો કે મી. શરોફ તમારા જેવા એક બાહોશ ફંડની હમોને મદદ જોઇએછ માટે પપેતી સુધી તમો થોભી જાઓ, ને પપેટી ડીનર પછી જોઇએ તો સીધારજો. અલબતાં મી. કામા બહુજ ભલા આદમી છે. મી. કામાજીના ભાઇ તથા સગાંવહાલાંઓ આજ વોકીંગની પાક મટ્ટીમાં સુતાં છે, અને મી. કામાને એ બાબદ વીશે વધુ કાળજી છે એમ ખુલ્લું દીસે છે ખરૂં, પણ આ વીલાટ પડ્યું એટલે વીલાટની ફેશન છોડી દઈ પારસી ધર્મનું ઓમકું ગોમકું અંગરેજોમાં

અફસોસ પારસીઓ તમારી મતી ફરી ગયેલી દીસેછે.

દેખાડી અલખામણાં કહાં પડયે એમ આ પારસી સાહેબાઓ કદાચ તર્ક કરતા હશેની! વાજબી છે. બચારા પારસી એસોશીએશનના પ્રમુખ તો એવે વખતે એક દીવસ આગમચથીજ સીક પડી જાય છે પણ ખાણી પીણીમાં હાજરી આપવા સીક હોય તોબી છવંપર જબરી કરીને હાજરી આપે છે. એવી એક હુન્નર છે! દીકરાઓ કદાચ તેવણ અમર જીંદગી લઈને આવ્યા હોશે!! રફીકો જુઓ ત્યારે કે એકાદ જોરાવર પારસી ઓરગણમાં તમો લંબાણ લંબાણ ત્યાંથી લખાઈ આવેલાં દાસ્તાનો વાંચી લાંબી લાંબી સબસ્ક્રીપશનોની ટીપોબી લંડન વાસીઓ માટે ભરી આપોછો પણ કોઈ દીવસ એમ તપાસ કીધીછ યા પુછવાની તસ્દીબી લીધીછ કે ભાઈ આ બાબદમાં વજુદ કેટલું હશે! હું ચેલંજ કરૂંછ કે મેં લખેલી બાતમી કોઈબી માએનો પુત ખોટી પાડી શકે! શું એસોશીએશન જેવી એસોશીએશન મોટાં ફંડ સાથે સ્થાપવામાં આવીછ તો તેઓને ત્યાંની આરામગાહની દેખરેખ રાખવાનું મુશકેલ પડે છે! શું તેઓથી આવી વખતે બોંય સદાવી સઘડીની જગ્યા ધોઈ ધોઈ ચોખ્ખી બનાવી, અરદીબેસ્ત રોશન કરવાની શરમ લાગેછે? શું મરહુમના શબને છેવટનો સેજદો કરવા જરથોસ્તી ધર્મના રીવાજને પરમાણે બંદગી તો નહિ થાય પણ એક કુસ્તીબી કરવાની તેઓને તકલીફ પડે છે? અને વધુમાં જુઓ:તો ખરા કે મરહુમના ભાઇ કુસ્તી જેવી ક્રીયાથી બીનવાકેફ છે! મેં ઘણું દબાણ કીધું ને બીજાઓને આ નાનકડા જવાનને કુસ્તી કરી બે

રફીકો ચેતો એનો અઈયામ બહુ બુરો છે.

બોલ ભણવાને અરજ કરવા કહી તો તેઓએ જણાવ્યું કે "મા. શરોફ એ બંદગી જાણતો નથી, ને ગુજરાતી વાંચી શકતો નથી." ઘણું અજાયબ જેવું! શું અંગરેજી માએને પેટે અવતર્યા છો ભાઈ કે લંડન શીખવા આવ્યા તો માબાપ, ધર્મ, વતન બધું વીસરી ગયા—અરે

કુસ્તી તો બાજુએ રહી તમારો પ્યારો ભઈ મટટી વાસ કરેછ તેને એક નમન તો કરો ! અફ્સોસ ઓ માબાપો, બસ છેવટે એટલુંજ કહી આ પ્રકરણ ખતમ કરૂછ કે ભદ પરજો એવી સુધરેલાંઓની કેળવણી પર કે જેથી પારસી કોમનું ઝળકતું ભવીશ આવી કાલી તીલીથી ખરદાય છે. બેશક ગમે એવા સીહા વાંદળાનેબી સુનેરી કીનારીની બોરડર હોય છે, પણ આ તો સુનેરી વાંદળાં સુધરેલી કેળવણીનો ખુરશીદ સીહા બનાવે છે ! ! પણ બધાંજ સાહેબાઓ બની ને મદમ પરણી બેઠા છે ત્યારે પારસી આરામગાહ માટે કુદરતી રીતે તેઓને દાઝજ કહાંથી રહે !

દીકરાઓ ધ્યાન ધરજો કે ખુદાઈ લાકડીનો અવાઝ ગેબી છે, પછી જીવતા હોઈશું તો ચંદ રોજમાં જોઈશું ! ઈનશાઅલ્લાહ ! !



## પ્રકરણ ૧૫ મું.

### ઑ રીવોર ! ડીઅર લંડન.

---

લંડનની માનીતી "હાઇડ પાર્ક." બસ દોસ્તો ઘોડે ચઢી રહયાછ કે ઢીલ્લા દીકરા બધાંનાં બરડા પસવારીયા ત્યારે હાઈડપાર્ક કેમ પાછળ પડયું ! કમ ઓન ચાલો કલેજાંઓ, હસ્તાં રમતાં તમોને તાંહબી

ફેરવી લાવું ! જ્યાં હાથી તણાઈ જાય તાંહ બકરી પાર પુછે તેમ બધાજ હાઇડપાર્ક હાઈડપાર્ક બકે પછી આપરે કાંહ તાંહ આપરો ચનો ચાંપવા બેસીયે ! "ચલ મેરે ભઇયા અભી તો ચલ" કરી સાઉધેમપટન રોથી બે મીનીટને છેટે આવેલાં રસલ સ્કવેરના ટયુબ સ્તેશનથી ટીકીટ લઈ એકાદ સાંજે હાઈડ પાર્કમાં ઉતરી પડયા. હાઈડ પાર્ક કોરનરના સ્તેશનપર ઉતર્યા કે આ હળફળીયું બકળીયું તમારી નજરે પડશે ગંજાવર પથ્થરના ત્રણ ચાર મહેરાઓ વાટે અંદર જાઓ ને નજર કરો કે કુદરત કેટલી બધી લંડન શહેર પર કુરબાન બની છે. દીકરાજીઓ છેવટના છેરા છોરવીને કહુછ કે હાઇડપાર્ક પરીપેકર પોટટી--ઓનું પરેસ્તાન છે, માટે રંજીપેંજી ડ્રેશમાં જવાને માંડીજ વાળજો. એકાદ તેવોજ ચારથી પાંચ ગીનીનો ખાસ સ્પેશીયલ હાઇડપાર્ક સુટ, તેવાંજ ૩૦ થી ૫૦ શીલીંગના હાઇડપાર્ક બુટ, હાઇડપાર્ક ટોપી, હાઇડપાર્ક છતરી યા લાકડી બધું હાઈડ પાર્કજ જોઇશે ! પણ તમે મુછમાં હસોછ કાંય ! મકુંજે તમારા ગ્લેડસટન બેગમાં આ સ્પેશીયલ ડ્રેશની પહેલેથીજ જગા કરી રાખજો નહિ તો વરી ભુલી જશો તો કોરા થશે. જેમ ટીપટાપ થઇને જશો તેમ "બાઉવાઉ" વધારે થશે, તેમાં વળી જ્યારે બેંડ હોય ત્યારે ખાસ અપ ટુ ડેટ બનીનેજ જવું. બાગ છે તો ચઉટે ખુશાળ ! સુંદર આરાસ્તા કીયારા, નાનકડા ફુવારા, ફાંકડાં ફુલોની ફુલવાદી, કંઇક મુઠ્ઠીભર પુટલાંઓ વગેરેની સુંદર રચના ખચ્ચીતજ મનન કરવા જોગ છે. બાગના મુખ્ય એટરેકશનો એક તો

"રોટન રો" બાઇ "રોટન" થાય છે ખર કે !

રૅાટન રો ને બીજું સરપનટાઇન લેક છે. "રૅાટન રો" બાઇ ખચ્ચીતજ રૅાટન છે ! પણ એમ કાંય હશે ? હા અમીરો, ઉમરાવો, પ્રીન્સો, ડયુકો વગેરે રાઇડીંગ કરવા ત્યાં પધારે છે. કોઇકોઈ વાર બાદશાહી સવારીબી ખાસ ત્યાંની મેદની નીહાળવા પધારે છે. વચમાં ઘોડા કુદાવાની સીધી ને

સીધ્ધી જગ્યા ને આજુબાજુ વળી ગંજાવર પ્રોમેનેડો! બેસવા ઉઠવાની સગવડ સારી છે સાહેબો! પણ દપ દેતી કે બેઠા કે ચપ દેતીકે પેની ઓકવી પડે છે જે ત્યાં ફરતાં માનસો વસુલ કરે છે. એ ઉપરાંત સાંજને છેડે સુમારી છોકરીઓની સમી સાંજની સમાજ સરપેનટાઇન લેક આગળ મળે છે. આ "લેક" યાને નાનકડું સરોવર ત્યાંની પોરીઓનું બહુજ માનીતું છે. હજારોની સંખ્યામાં આ મીઠડી મકકારી મહાણુબો ત્યાં બબે ત્રણ ત્રણની તોલકી બની ફરતી રહે છે, ઘણીકો સરોવરમાં નાનકડાં હોડકાંઓમાં બેસી હલેસાં મારવાની ગમ્મત મેળવે છે, જ્યારે કેટલીકો મોટે ભાગે ત્યાં સધ્ધર બીલ્લું શોધવા આવે છે. મકુજે સાહેબોને ખાસ અરજ કરૂં છું કે તમારી નજર દોડાવવા પહેલાં બહુજ ગંભીરતાથી વીચાર કરવો. એ નજર એક એવી જાતનો સીતારો છે કે કોઇવાર કરોડોની ઇજિતબી ખાકરાખ કરી નાખે છે. એજ પાપી નજરે હમારા જાની દોસ્તનો ગોલાબી ગાલ નાજુક લપડાકથી સીહા બનાવ્યો હતો. ટુંકમાં મહેરબાને મન તમારા ડોળાના વાહર સીધા રાખશો તો તમારી ઇજ્જત-માં ઉમેરો કરી પાંચે પોહર પંકાશો એ બોલ્લો લખી રાખજો. દેશ પરાયો છે ને ત્યાં તમારો રાકથીક ચાલવાનો નથી. ભાઇ તો હમારા એમજ સમજેલા કે ફાંકડો દેશ છે એટલે આફ્ગ્લાન્સ ચલાવવામાં વાંધો નથી પણ ભાઇની દોળાના ઘોડા જેવી ચાલે ભાઇને તો કેડા એવા અળખામણા બનાવ્યા કે કોઇએ ફુલ સુંઘણુંબી કરવાનું અખાડા કીધું. "કહેજે જાનમાં કોઇ જાને નહિ ને હુંબી વરની ફુઇ; ગાડાંમાં કોઇ લીએ નહિ ને દોડી દોડી મુઇ" તેમ બધાં ઘેરનાં માટલાં સમજી પાણી પીવા જાઓ તે કેમ બને! માટે ઓ લંડન જનારા મરદની મટોડીના માટલાંઓ, આએ ચીમકીથી સહેજ કાન ચામટજો ને ચેતી ચેતી ચાલજો. ચાલો શીખામણની ટીપ

અને પેલા "સરપનતાઇન સરોવર."

હાઇડ પાર્ક જાઓ તો જરા ચશમ ચમકારાબી "હાઇડ" કરજો.



લંડનનું પ્રખ્યાત હોરતીમેનનું મ્યુઝીયમ. જુઓ પાનું ૨૦૦ મું.

નમદાર શહેનશાહ જ્યોર્જનો રાજવંશી પેલેસ બકીનગામ પેલેસ. પેલેસની સામેજ રાણીમાતા વીકટોરીયાનું શુશોભીત બાવલું દીસે છે. જુઓ પાનું ૨૦૧ મું

બહુ થઈ, હવે તો ઉકળેલો જીવ થડો પાડવા હાઈડ પાર્કના ફાંકડાં ગારડન રેસટોરાંમાં જઈ એકાદ કાફીનું કપ સીપ કર્યે. ટુંકમાં કાફી પીચી તમારા કમતરીન બગીચાની લટાર મારવા નીકળ્યા. ભઈ મારા વજીફાનો વીસતાર તો જુઓ, ફકત ૩૮૮ એકર ! ! દાખલ થવાના ત્રણ ચાર માર્ગોના મુખ્ય દરવાજાઓ ઓકસફોર્ડ સ્ટ્રીટનો મુખડો, મારબલ આર્ચ, હાઈડ પાર્ક કોરનરના બાદશાહી મહેરાબો ને નાઈટસ બ્રીજ આગળના પ્રીનસેસ ગેટ ને આલબર્ટ ગેટ છે. દીકરાઓ ખાસ કરીને સરપેનટાઇનની સીઝન વખતે ત્યાં રોજ લટાર મારજો, બરફપર સ્કેટ કરતી ગોરી ઘટમારી ગોલાબણોને ડાન્સીંગ કરતાં જોઈ હઈયું હરખાઇ જશે. આ લેક વળી તરવાની કસરતમાં, હોડકાંની સરત વગેરેમાં બહુજ માનીતો છે. ટુંકમાં આ લંડનનું બહેસ્તખાનું જેને નહિ જોયું તેનું જીવવું હું તો હરામ સમજુછું. જયાં અંગરેજ પ્રજાની કુરબાની, ત્યાં કંઇ તો હોવું જોઇએ ને તે બધું આ હાઈડ પાર્ક પોતાના ભીત્તરની "હાઇડ" યાને ચામડીના પડમાં બધું હાઈડ કરે છે યાને છુપાવે છે. પણ જયારે હાઈડ પાર્કને સાતમે આસમાને ચઢાવી ત્યારે એની પાસેની પડોસણ "ટોમ બોય" કેનસીંગટન ગારડને શું ચમતો ટોડયો ! લગભગ ૩૦૦ એકરનો એરીઆ ઘેરી લેતો આ ગારડનબી સગી માએની પ્રીતી મમતા જીતવા નસીબવંત નીવડે એમાં શક નથી. બેશક બગીચામાના "એલ્મ"ના ઝાડોની શીતળ ઘટા, ને નાના પાણીના ખાબોલીયાં "રાઉંડ પોન્ડ" ને "લોંગ વાટર" પરની થંડીની મોસમની સ્કેટીંગ એ મુખ્ય મોહીની લગાડનારા મથકો છે. પોરીઓના જીપલાં આંહીંબી બહુજ જોશો. વળી એ બગીચાના બાદશાહી ખેંચાણો તો તેના દક્ષીણ પુર્વ ખુણામાં આવેલું જંગી આલબર્ટ મેમોરીયલ ને તેજ ગારડનનો ઇતીહાસીક માહલ કેનસીંગટન પેલેસ છે, બેશક આતું ફાંકડુ

હાઈડ પાર્કની બહેન જગમશહુર કેનસીંગટન ગારડન.

મેમોરીયલ, તેની આવી ઉત્તમ કારીગીરી સાથનું તો મેં આખાં ઈંગ્લાંડમાં જોયું નથી. મહારાણી વીકટોરીયાએ પોતાના રાજવંશી ખાવીંદની યાદમાં બંધાવેલાં આ બાદશાહી મેમોરીયલને જોતાંજ તમો "ધન છે બસ ધન છે" નો ઉદગાર કાઢશો. આ રાજવંશી મેમોરીઅલ જમીનથી ફક્ત ૧૭૫ ફુટ તો ઉંચું છે. નમુનેદાર કારીગીરીથી મઢી લીધેલાં છત્ર નીચે મહાન પ્રીન્સ કોનસર્ટનું ફાંકડું પુટલું છે. પુતલાંના ચારે ખુણીયાં શોભાવતાં શુશોભીત બાવલાંઓ યુરોપ, એશીયા, આફ્રીકા ને અમેરીકા મળી ચારે ખંડોનો ઉત્તમ ચીતાર તમારા મગઝને ગોખલે બેસાડે છે. વળી સંગેમરમરની મોટી સીડીને ચારે ખુણે બેસાડેલાં ચાર આરસપાહણી બાવલાંઓ, વેપાર, ખેતીવાડી, શોધ ખોળ ને હુન્નર કેળવણીનો ઉત્તમ ખ્યાલ આપે છે. વળી મેમોરીયલના મોટા પાટલા પર ચારે બાજુએ ફરતાં દુનિયાના મહાન કવીઓ, ચીતારાઓ, કારીગરો, મ્યુઝીશીયનો, ફીલસુફો, આલમાઓ ને આરકીટેકટોના સુંદર બાવલાંઓ કોતરેલાં દીસે છે. બસ દોળા ચકકર ખાઈ એક એકને ટકકર મારે છે! એકસો ને વીસ હજાર પાઉંડ એટલે રૂપીઆ અઢાર લાખના જંગી ધુમાડાને ભોગે ઉભું થએલું આએ બાવલું જેને નહિ જોયું તેની જીંદગી સોદા લેમન પીવામાં ગઈ એમ હું સમજીશ. બીજા બગીચાઓ લંડન ને તેની આસપાસના પરગણાંઓમાં પુશકળ છે, પણ આ એના હરીફ કોઈ નથી. એમતો કયુ ગારડન, રીચમંડ પાર્ક રીજન્ટ પાર્ટ, સેંટ જેમસીસ પાર્ક, મારબલ હીલ, ગ્રીનીચ પાર્ક, ફીન્સબરી પાર્ક વગેરે ઘણાબી પાર્કો ફુરસદનો વખત ગાળવા ઠીક છે, પણ તોબી આ ઘુંછડામાંના કેટલાક તો ખરેજ એક યા બીજા કારણસર જોવાજ જોઇએ. પહેલે આપણે કયુ ગારડન પર નજર દોડાવીશું. "કયુ" જોવા જવું હોય તો સઉથી સહેલો માર્ગ ટયુબ છે. પીકાડીલી ટયુબના દોઈબી

પેલું લંડનનું સઉથી આલા રાજવંશી બાવલું આલબર્ટ મેમોરીયલ.

કયુના પરગણાંના પદમાવતી 'કયુ ગારડન.'

સ્તેશન પરથી ટીકીટ લઈ હેમરસ્મીથ જાઓ ને હેમરસ્મીથથી પછી ટ્રેનમાં યા તો કે "બસ" માં કયુ જાઓ પણ "બસ" સીધ્ધા બગીચે પુગાડી આવશે. આ બ્રેન્ડફર્ડને રીચમંડની વચમાં આવેલો બ્યુટીફુલ બાગ લંડનની જેનરલ પોસ્ટ ઓફીસથી સાત માઈલને છેટે છે. ઝાડપાનનો સુંદર બગીચો, ઈંગલાંડના આગલા શહેનશાહ જયોર્જ તીજાનો એકવારનો જુન્નો ખંડીયેર પેલેસ, ગંજાવર પામ હાઉસ, નાનકડાં જોવા લાયક ઝાડપાનના આરાસ્તા મ્યુઝીયમો, ગારડનનું જેપાનીઝ સ્ટાઈલિનું "પેગોડા" ને બગીચાની ફાંકડી રચના વચ્ચેનો લેક બેશક કયુ ગારડનને આગેવાન હરોલમાં મુકે છે. હાઈડ પાર્કને કેનસીંગટન વીશાળ છે, પણ કયુ જેટલા ફાંકડા નથી. કયુમાં એટરેકશનો બહુ છે, પણ હાઈડ પાર્કને કેનસીંગટન જેટલો પોપ્યુલર નથી. રોજ બપોરથી લોકને જોવા માટે ગારડન ખુલ્લું છે. મોઢું મટમટાવા ટી હાઉસો પુશકળ છે. ઈંગલાંડ જાવોતો એકાદ સાંજ ફાજલ પાડવા ડાએરીમાં તપકાવી લેવું. ફીન્સબરી ને ગ્રીનીચ પાર્કમાં બેશક દમ નથી, પણ ગ્રીનીચ પાર્ક તેની જગ આશકાર "ઓબસરવેટરી" માટે પ્રખ્યાત છે. ગ્રીનીચ જાઓ તો જરૂર ત્યાંની ઓબસરવેટરીપર જઈ બહાર ગોઠવેલું રાક્ષસી કદનું ઘડીયાળ જોજો, તમોને સેકંડે સેકંડનો ટાઈમ બતાવશે. આ ઘડીયાળને આધારે બીજાં ઘડીયાળો સેટ કરવામાં આવે છે. વળી ટેકડી પરથી આખાં ગ્રીનીચનો વ્યુ બહુજ સુંદર મળે છે. જરૂર જજો, બે ચાર ફ્રેંડનો ઝાક જમેલો ઉચકી જજો. વેસ્ટ મીનીસ્ટરથી ત્રામ લેશો તો સીધ્ધી ગારડનના નાકા પર મુકી આવશે. હવે જોવાના રહયા પેલા વાપર વખાતા પડેલા સેંટ જેમસીસ પાર્ક, રીચમંડ પાર્ક ને રીજન્ટ પાર્ક. ચેરીંગ ક્રોસ, પોલપોલ ને વાહીટ હોલની લગોલગ આવેલો સુંદર સેંટ જેમસીસ પાર્ક ૯૦ એકરનો એરીઆ ધરાવે છે. બગીચો, ફુલપાન, ફુંવારા રાઈડીંગ કોર્ટ,

ગ્રીનીચ પાર્કમાં એકાદ સાંજની લટાર.

રાજવંશી ૧૭ફા 'સેંટ જેમસીસ પાર્ક.

વગેરે સાધારણ ઠીક છે. એડમીરલટી, હોર્સ ગાર્ડ, ટ્રેઝરી, નવી ફોરેન ઓફીસ, બોર્ડ ઓફ ટ્રેડ અને અગત્યની બીજી મુખ્ય સરકારી ઓફીસનો ત્યાં જુમખો બન્યો છે. બર્ડ કેજ વોક તરફ મોઢું કરતાં દક્ષીણ બાજુએ મોટી વેલીંગટન બરાખ જણાય છે. ઉત્તર તરફ માર્લબરો હાઉસ ને સેંટ જેમસીસ પેલેસ ને તેના છેક પશ્ચીમ ફાંટાં પર આપણા બખતાવર શહેનશાહ જયોર્જનો બકીનગામ પેલેસ આવેલો છે. પેલેસની પાછળ શાહી બગીચો છે. મહારાણી વીકટોરીઆનું અતી સુંદર બાવલું બકીનગામ પેલેસની સામે પેલેસને આશીષ દેતું ઉભું છે, જયાંથી સીધા ચાલો તો એડમીરલટી આર્ચ ઓળંગી સ્ટ્રેન્ડ પર અવાય છે. બેશક બકીનગામ પેલેસ ને મહારાણીનું બાવલું તો જરૂરજ હાઈડ પાર્ક ફરવા નીકળો ત્યારે જોઇ આવવું. ફકત ચેરીંગ ક્રોસથી દશ મીનીટની ખુશનુમા વોક છે. રીજન્ટ પાર્ક વળી કંઈ ઓર તરેહના

મુંબઈના વીકટોરીયા ગારડનની કાકી રીજન્ટ પાર્ક.

ખેંચાણો ધરાવે છે. આશરે ૪૭૦ એકરનો વીસતાર ધરાવતો આ જંગી બગીચો તેના જાનવર ખાના માટે બહુજ પ્રખ્યાત છે. આ બગીચો વળી ઝુઓલોજીકલ ગારડન તરીકે લંડનમાં મશહુર છે. રવીવારનો દીવસ તેની જાતરા જેવોજ છે. એકાદ રવીવારની સાંજ ફાજલ પાડવાથી આ ઉત્તમ ગારડન જોવાની ટક હાથ આવશે. અંદર ગ્રાઉન્ડનું રેલવે સ્તેશન બેકર સ્ટ્રીટ અથવા તો પોર્ટલેંડ રોડ નજદીક પડશે. દાખલ થવાની ફી ૧ શીલીંગ ને સોમવારે ૬ પેન્સ છે. રીચમંડ પાર્ક તેનાં

રીચમંડની એકાદ ત્રીપ.

હીલપરના વ્યુ માટે જાણીતો છે. પણ બેશક રીચમંડ તો એકવાર જરૂરજ જવું ને ત્યાંથી થેમસ નદીની સહેલગાહ કરવી. રીચમંડ લંડનથી દશ માઈલ છે. રફીકો જરૂરજ જજો. મઝવાની મજાહથી બે ઘડી નાજુક છોકરીઓ તમારૂં દીલ હરી લેશે તેની ગેરંટી બુટના સોલ પર લખી આપું છું.

આ બહુ થયું. બગીચાઓ ચીતારતાં ચીતરીબી આવી ગઈ, હવે લંડનનો ફાંકડો કસઓ "બ્રીટીશ મ્યુઝીયમ" તથા ત્યાંની ગેલેરીઓ, વગેરેની નાડ હાથ ધરે.

મને લાગું પડેલું મ્યુઝીયમ મેલેનકોલીયા.

લંડનમાં કુડીબંધ મ્યુઝીયમો છે, જેવાંકે બેથનલ ગ્રીન મ્યુઝીયમ, ગીલ્ડ હોલ મ્યુઝીયમ, હોરનીમેન્સ મ્યુઝીયમ ઇમપીરીયલ ઇનસ્ટીટયુટ, સોન મ્યુઝીયમ, નેચરલ હીસતરી મ્યુઝીયમ, સાઉથ કેનસીંગટન ને આલબર્ટ મ્યુઝીયમ, બ્રીટીશ મ્યુઝીયમ, વગેરે વગેરે જગ જાણીતાં છે. આ બધાંમાં મારા મત મુજબ બ્રીટીશ મ્યુઝીયમ ને વીકટોરીયા ને આલબર્ટ મ્યુઝીયમ જોશો કે બસ જીવ ધરાઇ જશે, પછી તો જેવો જેનો ટેસ્ટ. પણ આપરે લંડન જઇએછ તે ખાલી મ્યુઝીયમ માટેજ નહિ એ ખ્યાલ પેહલે મગઝમાં ફરતો રાખી આ દુનિયાનું જવેરાત જોવા જવું.

બાદશાહી બ્રીટિશ મ્યુઝીયમમાં ડોકયું.

બક અપ ડીઅર ઓલ્ડ ફોગાંઝ, યાને ઓ જમાને ખાધેલ જીવડાઓ બાદશાહી બ્રીટીશ મ્યુઝીયમથી તમારૂં સાંકળીયું શરૂ કરો. દુનિયામાં પોતાની કીર્તીનો કોટ સદાનો અમર લખાવી આવનાર આ બાદશાહી મ્યુઝીયમ ગ્રેટ રસલ સ્ટ્રીટ, બ્લુમસ્બરીની પોલમાં પોતાનો ડંકો વજાડે છે. બ્રીટીશ મ્યુઝીયમના ટયુબ સ્તેશન પર ઉતરી કોઈબી પુલીશમેનને પુછશો તો રસ્તે ચાલતો રેંહટયોબી બાવણગજની પાઘડી જેટલે છેટે આવેલું આ મ્યુઝીયમ તમોને દેખાડશે. ફકત બીલડીંગનોજ ઠાઠમાઠ, ઠંડેરો જોશો તો હેબતાઈ જશો. જોવાનું એટલું છે મારા લવંગીયા લાર્ડો કે દુનિયાના ખંડ ફરી વળતાંબી તેનો છેડો નહિ આવે. દોરંગી દુનિયાના સાતે છેડાનો નહિ જોએલો નહિ ધારેલો, ગ્રીક, ઇજીપશાયન, લાઇશીયન, સ્કેનડીનેવીયન, અને બ્રીટીશ ખજાનો ત્યાં એકઠો કીધેલો છે. દુનિયાની સઉથી મોટી ને આલા લાઇબ્રેરીબી બ્રીટીશ મ્યુઝીયમની ગોડમાંજ

છુપાએલી છે. માંગો એવી ધાતુ પરની કૌશલ્ય કળા, કોતર કામ, નકશીકામ, માટીકામ, લાકડકામ, કાગળકામ, પથ્થર કામ, પહાનકાકામ, હીનકાકામ વગેરે કામ, વગેરે કામ ! કીર્તી ગાવા બેસો તો દશ હજાર નરસીંહ મેહેતાના ગરબા ગાતાં ઠાગ નહિ લાગે ને લખવા બેસો તો હજારો રામાયણ માહભારતની પોઠીઓ ભરાય એટલો ત્યાં ભંડાર ભરેલો છે. રફીકો જાતે જાઓ ને જોઇને ખાતરી કરો. બીજું શું કહીએ બાપા. ભુલ હોય તો ખમા, બાપુને ખમા. એતો ચામડાંની જીભરડી, કોઇવાર આમબી લટે ને કોઇવાર આમભી કહેજેઃ–

જીભરડીરે બાપરડી તું બોલી છે અપાર;
તું બોલીને પેસી જાય ત્યારે ખાસડાં ખાયક પાર !

હાલમાં એજ બ્રીટીશ શહેનશાહતની અમર ખાણને બાર ડીપારટમેંટમાં વહેંચી નાખવામાં આવી છે. (૧) છાપેલી રકમ રકમની ચોપડીઓ. (૨) નામાંકીત ગ્રંથકારો વગેરેના મુબારક હાથ દસ્કતની અસલ કાપીનો ખજાનો. (૩) પુર્વ તરફની કવચીતજ હાથ આવી શકે એવી હજારો કારીગીરીઓ (૪) બ્રીટીશ ને મધ્ય કાળની અસલી અજાયબીઓ ને મનુષ્ય જાતીના મુળ કુટુંબનું વર્ણન કરનારાં શાસ્ત્ર સંગ્રહ (૫) ગ્રીકને રોમન અસલી અજાયબીઓ (૬) સીકકાઓ ચાંદ્રા વગેરે (૭) વનસપતી સંગ્રહ (૮) છાપાકામને ચીત્રામણકામ (૯) જીવ માત્ર વીદયા સંબંધી (૧૦) પ્રાચીન પ્રાણી વીદયા સંબંધી (૧૧) ખનીજ પદાર્થો સંબંધી (૧૨) નકશાઓ પ્લાનો, ચાર્ટો વગેરે. દરેક દીપારટમેંટ એકએક રખવાળ યાને અંદર લાઇબ્રેરીયનને હસ્તક છે. જે વીશેની સત્તાવાર સમજ આપનારી ગાઇડ બુકો મ્યુઝીયમમાંથી ૬ પેન્સની કીંમતે મળી શકશે. વળી મ્યુઝીયમનો બાદશાહી રીડીંગ રૂમ કે જે દુનિયાના દરેક રીડીંગ રૂમોમાં સઉથી પહેલી પદવી ધરાવે છે

રાજવંશી રીડીંગ રૂમ ને લાઇબરેરી.

તે ૧૮૫૭ માં લોક માટે ખુલ્લો મુકવામાં આવ્યો હતો. ફક્ત રોમના પેનથીઅનથી બીજે નંબરે આવતો આ બાદશાહી ઓરડોજ ૧૫૦,૦૦૦ પાઉંડને મોટે ખરચે બાંધવામાં આવ્યો છે. લગભગ ૩૦૦ વાચનારાઓની સગવડ સહેલાઇથી આ બાપડો હાલ સાચવી શકે છે. લખો ને કરોડોની કીંમતે નહિ મળે શકે એવી બુકોનો ગંજાવર જમેલો જેવો હોય તો બ્રીટીશોનો આ જવાહીર ખંડ જેવા ચુકશો નહિ. અંગરેજ બચ્ચાઓએવી એમ કહોની કે લાઇબ્રેરીની જગ્યાએ બીજે રતનાગીરી જીલ્લોજ વસાવેલો દીસે છે. મોટી ખુશહાલીની વાત છે કે મહાન શાએરાન શાએર ફારસી કવી ફીરદુસી તુસીના પરસેવાનો પ્રોડકટ "શાહનામું" ને જરથોસ્તીઓની નીતી ને ધર્મનું રક્ષણ કરતી પાક ઝંદ અવસ્તા બ્રીટીશ શહેનશાહતના આ જાણીતા કસબાનો સીંગાર થઈ પડી છે. વળી ઈંડીયન ડીપારટમેંટ તરફ લટાર મારતાં પુર્વ તરફ મોઢું કરીને ઉભા રહો તો ફાંકડી કાળી નાડીના ઘડીયાં માફક લખોટેલી માટીની બરણી બળાઓ કાચની કબાટમાં ડોળા તાણતી નજરે પડશે. વાહરે મારી દાહી દોહરી દોહીઓ, તમારૂંબી નહીબ કેહું ખુયલ્લું ખરૂં જે મંમભઈમાં કુભારને તાંહ હીનાતી પડેલી, ને મેઘચંદ વખતચંદની બાસ્તી પર જેડીમધના છોરાંનો પમરાટ પોતાના પેટાખાના મહી છુપાવતી બેઠેલી તે આજ બ્રીટીશ મ્યુઝીયમ ને બારણે હવા ખાયે! કેવી લખમીઓરે ધણી મુઈ કેવી લખમીઓ છે!! હાલમાં ઘણાંક મ્યુઝીયમો લડાઇને લીધે બંધ થએલાં છે અને કયારે પાછા ખુલશે તેની કોઇને ખબર નથી. પુરતી તેહકીક કરી જવું, નહિ તો કોઈબી રસ્તે વાટે ઉભેલા પોલીસમેન પાસ ચોકકસ બાતમી લઈ સીધારવું કે ટાંટીયા ખાંધે મારી પાછું ફરવું નહિ પડે! અઉવે.

જરથોસ્તીઓની ખુરદેહ અવસ્તા જુઓ ને મ્યુઝીયમ ને કેવી પાક પનાહ બક્ષે છે

પણ બધુંજ બ્રીટીશ મ્યુઝીયમમાંજ ભરેલું છે ત્યારે બીચારા દક્ષીણ કેનસીંગટન પર આવેલાં વીકટોરીઆ ને

બીજું જાણીતું મ્યુઝીયમ વિક્ટોરિઆ ને આલબર્ટ મ્યુઝીયમ

આલબર્ટ મ્યુઝીયમે શું ચોરી કીધી ! બ્રોમ્પ્ટન રોડ પર આવેલાં આ સઉથી વખાણવા જોગ મ્યુઝીયમની બાદશાહી લાઇબ્રેરી, ઉમદા મ્યુઝીયમ, ફાંકડું કોતરકામ, નકશીકામ, બાવલાંકામ, ઇજિનેરી, દાકતરી, હુન્નર વીદયાની શોધખોળ વગેરેનો જગ પ્રસીધ્ધ સંગ્રહ, ફાંકડી પીકચર ગાલેરી, ફાંકડા પુરાતન વખતના યુરોપીયન, ને હીંદી દરેશોનું પ્રદરશન, રોમ, ગ્રીક, ઈંગલીશ, ઇજીપશીયન અજાયબીઓ, વહાણ બનતેવા વગેરે નઉકાશાસ્ત્રીને લગતાં મોડલો ઇત્યાદી એકવાર મગઝમાં ઉતારવા જોગ છે. મારા નાકેશ મત મુજબ જેને આલબર્ટ મ્યુઝીયમ મનથી વીસાયું હોય તેને પોતાની ટીપમાં આ ઉમદા મ્યુંઝીયમનો ઉમેરો કીધેલો બીલકુલ વાજબી કહેવાશે. જે બ્રીટીશ મ્યુઝીયમમાં જોશો તેનેથી વરી નવી ચીજ કંઇક ઓરજ ફાંકડી ઢપે આંહી જોશો. સઉથી નજદીકનું ટયુબ રેલવે સ્તેશન બ્રોમટન અથવા સાઉથ કેનસીંગટન છે.

થોડાંક નાનાં મ્યુઝીયમોનો ઠાઠમાઠ

એ ઉપરાંત ૧૩ લીનકન ઇન ફીલ્ડ, ચેનસરી લેન, હોલબોર્નમાં આવેલું પ્રખ્યાત સર જોન સ્વાનનું મ્યુઝીયમ હોગારથની પીકચર સીરીઝ, "The Rake's Progress" અને "The Election" માટે ખાસ કરીને, ક્રોમવેલ રોડ પરનું નેચરલ હીસતરી મયુઝીયમ ખનીજ પદાર્થના ખંડ માટે, જરમીન સ્રીટ પીકાડીલીનું મયુઝીયમ ઓફ પ્રેક્ટીકલ જીઓલોજી ખનીજ પદાર્થ ખંડો અને ભુસ્તર વીદયા સંબંધી ચીજોના ગંજાવર જથ્થા વગેરે માટે માનીતાં છે. એ ઉપરાંત દક્ષીણ કેનસીંગટન પરનું ઇમપીરીઅલ ઇનસટીટયુટનું બાદશાહી મકાન તો ખાસ કરીને એક ફેરો મારવા જોગ છે. બસ ઘણું થયું, "એ ઉપકાર ગણી ઇશ્વરનો હરખ હવે તું લંડન શહેર." ઓ કલ્યુગમાં હીનાતાં હીંદ, જયારે ત્યાંના મયુઝીયમો પર દુનિયા ફીદા બની છે પછી તારી જુણી ખાનપર નજર કર્યાથી

બાદશાહી નેશનલ મોન્યુમેંટ ટ્રાફાલગર સ્કવેર અને નેશનલ ગેલેરી.
જુઓ પાનું ૨૦૫ મું.

પુરાતન વખતની ઇતીહાસીક બીલડીંગ "વાહીટ હોલ" જેની ખુબી તો તેના "હોર્સ ગાર્ડો" પર છે. જુઓ પાનું ૨૦૬ મું.



બ્રીટીશ શહેનશાહતની નામાંકીત "ગ્રીનીચ ઓબઝરવેટરી." જુઓ પાનું ૨૦૭ મું.



ઉમરાવોની સભાનો હોલ યાને હાઉસ ઓફ લોર્ડઝ. જુઓ પાનું ૨૦૮ મું.

શું હાંસેલ ! પણ તારી ગોદમાં જે હીરા મોતીની ચાદર છે તે બ્રીટીશ મયુઝીયમોમાં નથીજ એ તારી ગરૂરી છે.

મયુઝીયમોબી દીકરાજીઓ જોઇ વળ્યા, હવે ત્યાની ઇતિહાસીક બીલડીંગોની કૅવેલરી તપાસ્યે. બાદશાહી પેલેસોમાં બકીનગામ પેલેસ, હેમટન કોર્ટ પેલેસ, માર્લબરો હાઉસ, સેંટ જેમસીસ પેલેસ, વીંદસર કાસલ અને કેનસીંગટન પેલેસ જગ જાણીતા છે, જેમની હારોદોર વીઝીટ લઇશું.

નામદાર શહેનશાહનો ઝળકતો મહેલ બકીનગામ પેલેસ.

૧. બકીનગામ પેલેસઃ—સેંટ જેમસીસ પાર્ક સામે મોઢું કરી ઉભેલો આ રાજવંશી પેલેસ, સ્ટ્રાન્ડથી ચાલતા જાવ તો મોલપરના એદમીરલટી આર્ચમાંથી થઇને સીધ્ધી દશ મીનીટની વોક છે. આ પેલેસ આગલા શહેનશાહ જ્યોર્જ ચોથાએ લગભગ દશ લાખ સ્ટરલીંગના ખરચે બાંધ્યો હતો, અને પહેલવહેલું રાજવંશી કુટુંબનું પગથીયું ત્યાં ૧૮૫૭ માં પડયું હતું, જે વારે માહરાણી વીકટોરીઆએ પોતીકું શહેરનું રહેવાનું મકાન તરીકે બકીનગામ પસંદ કીધો હતો. આ રાજવંશી પેલેસ નામદાર શહેનશાહ જ્યોર્જ જ્યારે શહેરથી બહાર સીધાર્યા હોય ત્યારે લોર્ડ ચેમબરલેનની પરવાનગીથી જોઇ શકાશે. સ્ટેટ એપારટમેંટો ઉત્તરને પુર્વ બાજુમાં આવેલા છે. શહેનશાહની લેવી, સ્ટેટ બોલો, કોનસર્ટો વગેરે અહીં તથા સેંટ જેમસીસ પેલેસમાં થાય છે. લાર્ડ ચેમબરલેન સાહેબની પરવાનગીથી ત્યાંના અતી કીંમતી પીકચરો તથા રાયલ સ્ટેબલ જોઇ શકાશે.

દુનિયાને મોઢે રમી રહેલો પુરાતન વખતનો રાજવંશી "હેમતન કોર્ટ પેલેસ."

૨. હેમટન કોર્ટ પેલેસઃ—આ પુરાનો બાદશાહી પેલેસ લંડન જાઓ તો જરૂરજ જોજો, બસ એ પેલેસ ને વીંદસર કાસલ જોયો કે લંડનના રાજવંશી બહેસ્તખાનાં તમામ થએલાં

સમજવાં. અસલમાં કારડીનલ ઉલસી નામના પાડરીને હાથ બંધાએલો ને આગલા શહેનશાહ હેનરી આઠમા ને અરપણ કરેલો આ રાજવંશી મહાલ, તેના ગુલાબી અવતારમાં બેશક મોહીની લગાડે છે. આ બીલ્ડીંગ પાંચ ચોખુણો ધરાવે છે. પેલેસના લોકો માટે ખુલ્લા મુકાએલા ભાગોમાં ગ્રાન્ડ સ્ટેરકેસ, (જે વેરીયો નામના બાદશાહી ચીતારાની પીંછીનું પરીણામ છે) ગાર્ડ હૉલ, પ્રેઝન્સ ચેમબર, શહેનશાહનો ડ્રોઈંગ રૂમ, શહેનશાહનો ડાઈનીંગ હોલ, શહેનશાહ વીલીયમનો બેડરૂમ, રાણી મેરીનું ઝાંજરૂં, રાણીનો બેડરૂમ, અને શહેનશાહ બાનુની ગેલેરી વગેરે બેશક પુરાતન વખતના શહેનશાહી દોર દમામની યાદ દીમાગમાં તાજી કરે છે. એ ઉપરાંત પેલેસમાં ઘણાંક જોવા લાયક ચીત્રો છે, જે જોતાંજ આપણા જીગરમાંથી "આફરીન" બોલ સડી પડે છે. આ પેલેસ ઉપરાંત તેનો બગીચોબી ખાસ કરીને જોવા લાયક છે. એ ઉપરાંત વાગવજીફાની પ્રખ્યાત

હેમતન કોર્ટનો બગીચો.

હેમતન કોર્ટ ભુલ ભુલામરીમાં જઇ ભુલાવો ખાવા ભુલવું નહિ. વળી બગીચાની બ્યુટી તો ત્યાંના સો વરસ ઉપરના દરાખના માંડવાઓ છે. આ પેલેસની નજદીકમાં આવેલો બુશી પાર્કબી વળી ખાસ કરીને લોકોનું ચાલુ ખેંચાણ છે. બાગની ખુબા જોવી હોય તો મે મહીનામાં છે જે વખતે ચેસનટોના ઝુમખા

એક આઈડીયલ વોક માટે આઇડાયલ ગારડન.

ઝાડો પરથી જુમાઈ પડતાં માઈલ સુધીની હારમાં દીસે છે. ઓ હીંદુસ્તાનના બાગબાનો, ત્યાં જઈ સ્ટડી કરી લેઓ, વળી કોઇ હીંદના બરજી પેંડા મહારાજા મુંબઇ આયા તો તેના ને માડલના બગીચા બુશી પાર્ક જેવા બનાવી કાચ્ચું જવહેર લુટી લાવવા કામનું છે.

પંકાએલું માલબરો હાઉસ.

૩. માર્લબરો હાઉસઃ—નામદાર શહેનશાહ જ્યોર્જ જ્યારે પ્રીન્સ ઓફ વેલ્સ હતા ત્યારે ત્યાંજ રહેતા હતા. બરાબર મોલ ને સેંટ જેમસીસ પાર્કની સામે આવેલું છે. ડયુક ઓફ

માર્લબરે માટે ૧૭૦૯ માં ડીઝાઈન થએલું પાછળથી આજ ઘર, ડાવેજર શહેનશાહ બાનુ એડેલેડે શહેનશાહ વીલીયમ ચોથાના મરણ પછી પોતીકા વપડાસ માટે રાખ્યું હતું. હાલમાં ડાવેજર રાણીમાતા એલેકઝાંડરા રહે છે.

આમલો રાયલ મહાલ સેંટ જેમસીસ પેલેસ.

૪. સેંટ જેમસીસ પેલેસઃ–નામદાર શહેનશાહ હેનરી આઠમાએ બાંધેલો આ પેલેસ ૧૬૯૮ સુધી ઈંગલીશ કોર્ટની બેઠક તરીકે લેખાતું હતું, હાલમાં બીસમાર હાલતમાં છે. જો કે રોયલ ચાપલ ને જરમન ચાપલ રવીવારે ખુલ્લા છે. દર રવીવારે ત્યાં કોઈબી રેજીમેંટ વાજાફરથી બેંડ પ્લે કરે છે.

ઈંગલાંડનું સઉથી ગંજાવર ને બાદશાહી રાજવંશી મકાન વીંદસર કાસલ.

૫. વીંદસર કાસલ–આખા ઈંગલાંડમાં સઉથી વધુ દમામદાર શહેનશાહનું રાજવંશી મકાન તે વીંદસર કાસલ છે. લંડનથી ૨૫ માઇલને છેટે આવેલો આ બાદશાહી કેસલ જેને જોવો હોય તેને લંડનના પેડીંગટન સ્તેશન પરથી ઉપડતી ગાડી વીંડસર એકસપ્રેસ પકડવી. વીંદસરના સ્તેશન પર ઉતરશો કે પ.સેજ આ આડો છટ થઈ પડેલો બાદશાહી કાસલ નજરે પડશે. કાસલનો સેંટ જયોરજીસ ચાપલ, સ્ટેટ એપારટમેંટો, ત્યાંની બાદશાહી પીકચર ગેલેરી, આખા ઈંગલાંડમાં પહેલે નંબરે આવતા રાજવંશી તબેલાઓ "રાયલ મયુઝ" વગેરે જેને નહિ જોયું તેની જીંદગી દરદેશરીમાંજ અટવાઇ એમ કહું તો ખોટું નથી. દીકરાઓ હાલમાં આ કાસલ લોકો માટે બંધ છે, પણ લડાઇ પછી કદાચ ખુલ્લો મુકવામાં આવે એ બનવા જોગ છે. જો કાસલના બાદશાહી એપારટમેંટ્રાજ ચીતારવા બેસું તો ચોપડી ભરાય એમ છે, માટે એટલુંજ કહું છું કે તમો પોતે ત્યાં જઈ અંગરેજ ભેજાંની હુન્નરમંદી તપાસજો. મારી નજર ને તમારી નજરમા ફરક પડશે! "I think I am sure!" વળી વીંદસર ગ્રેટ પાર્કની પડોશમાંજ આવેલું "વરજીનીયા વાટર" નામનું

નાનું સરોવર જરૂર વીંદસર જાવો તો જોજો. આંખને કુદરતી થંડક બખશશે.

રાણી માતા વિકટોરિયા ને હાલના શહેનશાહ બાનુ મેરીની જન્મભુમિ કેનસીંગટન પેલેસ.

૬ કેનસીંગટન પેલેસ. આ બાપડો પેલેસ સગનવંતો તો બહુજ, કારણ કે દુનિયાને હૈદે પંકાએલી માહારાણી માતા વિકટોરિયાનો ત્યાં જનમ થયો હતો. અને આગલા વખતમાં તે ડયુક ને ડચેસ ઓફ ટેકના રહેવાના મકાન તરીકે વપડાતો હતો. આ ડચેસ ઓફ ટેક તે પ્રીનસેસ મેરી ઓફ કેમબ્રીજ હતી જેની બેટી તે હાલની આપરી શહેનશાહ બાનુ મેરી છે, જેવણુનો જન્મબી આએ બાદશાહી પેલેસમાં થયો છે. શહેનશાહ વીલીયમ તીજા આએજ જગ્યાએ બહેસ્ત મુકામ પામ્યો છે. વાહરે રાજવંશી પેલેસ કાનસીંગટન તારા જેવો સબકતો પેલેસ વળી બીજો કયો હોશે! દીકરાઓ આ રાજવંશી જનમ ભૂમિ લંડન સીધારો તો જોવા ચુકશો નહિ. હાઇડપાર્કથી દશ મીનીટની વોક છે.

ત્યારે બાદશાહી પેલેસોની વીઝીટબી પુરી થઇ, હવે લંડનની કેટલીક પીકચર ગેલેરીની હારેદોર તપાસ લઇશું. જોઓનીજી લંડનનો એક ટાંટયો જોયો ને બીજો ફેંકા દીધો. તેમાં લંડન સમાઇ જતું નથી. મોદેના બાંકા ફુંકા લંડન દેખાડવા બદલ બીસકોટ કેકના કારખાના ને ન્યુસ પેપરના છાપખાના દેખાડી તમોને લંડનથી બીજે દેશ હંકારી લઇ જાઉ એવો ભોમીયો હું નથી. આપણી પહેલેથી શું સરત છે કે ધીમે ધીમે હસી બોલીને મારી સાથે હાંકવા માંડો ને બે દીવસ વધુ લેશો પણ કરારને છેવે લંડનનું ખુણે ખુણું ફરી શકશો.

લંડનનો ચીત્ર મહાલ નેશનલ ગેલેરી.

ત્યારે બધુંજ આપરે જોઇ વળ્યા ને નેશનલ ગેલેરી રહી જાય તે કેમ બને? આવો ત્યારે ત્યાંબી પુગી વળ્યે. લંડનની

ગેલેરીઓ "ટકે શેર ભાજી ટકે શેર ખાજા" ની કાની ઉભાઇ જાય છે. એકએકાં એવી ચીત્ર કળાના નાદર નમુનાઓના ખંડોનો ભંડાર ત્યાં ભરેલો છે કે આપરી અકકલ કામ નહિ કરી શકે! દીકરાઓ જરૂર જજો ને મહાન રાજવંશી ચીતારાઓની પીછીના પદઘાઓ નજર સામે ધરેલા નીહાલી એ ઘડી ખુશી થજો. મુખ્ય ગેલેરીમાં ટ્રેફાલગર સ્કવેરની નેશનલ ગેલેરી, ને હરટફર્ડ હાઉસ, મેનચેસ્તર સ્કવેર પર આવેલી વોલેસ ગેલેરી ને મયુઝીયમ બે ઘડી જોવા લાયક છે. એમ તો નેશનલ પોરટરેટ ગેલેરી, રોયલ એકેડેમી, નેશનલ ગેલેરી ઓફ બ્રીટીશ આર્ટ જે ટેટ ગેલેરીને નામે હાલ જાણીતી છે તે તથા દલવીચની પીકચર ગેલેરી વગેરે કુડીબંધો પડેલી છે. એક એક કલાક ત્યાંબી કાઢેલો તમારો જ્ઞાન ભંડાર વધારશે એમાં શક નહિ. બાવા જાન, એક દીવસ ગેલેરીઓ માટે અલાહેદો કાઢવો એમાં કાંઇ મોટી વાત નથી, નહિતોબી નેશનલ ગેલેરી તો જરૂરજ જોજો. હાલમાં લડાઇને લીધે બધી ગેલેરીઓ બંધ છે પણ ટ્રાફાલગર સ્કવેરની આ બાદશાહી ગેલેરી તમારે માટે ખુલ્લી છે. એક હજાર જુદી જુદી ફ્રેંચ, ડચ, સ્પેનીશ, ઈટાલીયન, ફલેમીશ વગેરે સ્કુલોના ઉત્તમ નમુનાઓ અહીં ભેગા થયા છે. સ્ટીકો નોંધ કરી લેજો કે નેશનલ ગેલેરી ને વોલેશ કલેકશન લંડનની ગેલેરીઓમાં આગલી હરોલમાં મુકી શકાશે, ખાસ કરીને બાવળાંના શોખીનોને માટે વોલેસ કલેકશન બહુજ ઉત્તમ ને નાદર છે. બન્ને સગી બહેનોને જોયાં વગર લંડનથી પાવરા પોઇસ કરવું નહિ. એ ઉપરાંત નીચલી પબલીક બીલડીંગો, ગવરમેંટ આફીસો વગેરેની નોંધબી સાચવેલી ઘણીજ કામની છે. જેમ આલી માયના ઓચરીયાંએ છમસીમાં ચપટાં, કેરાં, ઈડાં વગેરે ભણાવવાનું સો વરસે શોધી કાઢયું તેમ કોઈવાર જરૂર પડી તો આ તમારી ડાએરી તમોનેબી સીધો રસ્તો શોધી આપશે.

કેટલીક ગેલેરીનો જુમખો,

વાલેસ કલેકશન તો બા જરૂર જજો!

લંડનમાં એવી બીલડીંગો તો ઘણીબી છે બધી જોવા એસીયે તો બાર વરસેબી ફરી નહિ રહીયે, તોબી થોડીક અગત્યની બીલડીંગો પર સહેજ અજવાળું ફેંકીશું. ખાસ કરીને જોવા માટેજ નથી પણ લંડનનું કારોભારી મંડળ ત્યાં એકઠું થયું છે. ઉઘાડો ત્યારે પોથી ને ઓરડરમાં નોંધ કરો.

એડમીરલટી યાને દરીયા વૃધી ખાતું.

(૧) એડમીરલટી:—વાહીટ હોલમાં આવી છે. ફરસ્ટ લાર્ડ ને ફરસ્ટ સી લાર્ડ માટેના મકાનો ધરાવે છે. અંગ્રેજ સરકારનું આ બાદશાહી દરીયાવૃધીખાતું ખરેજ બાદશાહી છે.

રાજવંશી આલબર્ટ હોલ ફકત ત્યાંની એમફી થીએતરજ ૩૦૦ માણસોની સગવડ સાચવે છે!

(૨) આલબર્ટ હાલ:—કેનસીંગટન ગારડન સામે આવેલો આ બાદશાહી હાલ ૧૦,૦૦૦ માનસની બેસવાની ગોઠવણો પુરી પાડે છે. જયારે રોશનીથી માહાલને આરાસ્તા કરવામાં આવે છે ત્યારે વીજલી બળથી એક સામતી રીતે સળગતાં ૪૮૬૦ ગેસ બરનરોનો ઠાઠમાઠ એ ઘડી આંખને આંજી નાખે છે. આ હોલનું ગ્રાન્ડ ઓરગન આખી દુનિયામાં સઉથી ગંજાવર છે. વારે ઘડીયે આંહી કોનસરટી મેળાવડાઓ વગેરે થાય છે. જરૂર દીકરાઓ એક આઇગ્લાન્સ ફફડાવજો, બે પેન્સનો ખરચ બારસો પાઉંડની મોજમાં વસુલ કરી આપશે. હોલની એમફી થીએતર ૩૦૦ સીટો ધરાવે છે.

લંડનની નાણા ધીરનાર બેટી બેન્ક ઓફ ઇન્ગલાંડ.

(૩) બેંક ઓફ ઇંગલાંડ:—બ્રીટનની ખજાનચી, દુનિયાની બેંકોની શહેનશાહ બાનુ ગણાય છે. આખી દુનિયાને નાણું ધીરી શકે એવી તેની હાલત છે. આ ગંજાવર બેંક, બેંક સ્તેશનની સામેજ આવેલી છે. એકાદ સાંજની લટાર બેંકરો, ફીનાનસીયરોને માટે ખરેજ કાચું સુન્નું છે.

ઇનશાફની અદાલતો.

(૪) કોર્ટ ઓફ જસતીસ:—સ્ટ્રાન્ડ પર આવેલી આ ઇનસાફની અદાલત સર્વ માટે ખુલ્લી છે. ઉપરની બાલકની

પરથી બેસી મહાન નીયાયેધ્ધ.સે.ને આસનપરથી ઇનશાફ આપતાં જુઓ, ને ઇનસાફી અંગ્રેજ કાયદા કાનુનો માટે છેવટે આફરીનનો ઉડગાર બોલી હેરયું લેઓ. વેકેશનમાં આખી કોર્ટ જોઇ શકાશે; અલબતાં અંદરના હાલની મોઝેક કારીગીરીઓ વગેરે જોવા જોગ છે. બસ સઉથી સહેલો માર્ગ સ્ટ્રાન્ડનું ટયુબ સ્તેશન છે.

લંડનનું કસતમ હાઉસ,

(૫) કસતમ હાઉસઃ—લોવર થેમ્સ સ્ટ્રીટમાં આવેલું આ કસતમખાતું લગભગ તાવર ને લંડન બ્રીજની વચમાં બીરાજેલું છે. કીંમતી દસ્તાવેજો, જરજવેરાતો વગેરે માટે ફાયરપરૂફ ઓરડાઓની ઠીક સગવડ છે. સઉથી નજદીકનું સ્તેશન માર્ક્લેન—ફરસુદ મળી તો ગીયા, નહિ તો દુરથી રામ રામ કરવી.

સારી દુનિયાની પંકાએલી ગ્રીનીચ ઓબસરવેટરી.

(૬) ગ્રીનીચ ઓબસરવેટરીઃ—ગ્રીનીચ પાર્કમાં આવેલી આ ઓબસરવેટરી માટે આગળ બોલી ગયા છીએ. આ ઓબસરવેટરી આગલા શહેનશાહ ચાર્લસ બીજાએ બંધાવી હતી. આ ઓબસરવેટરી મેરીડીયન યાને મધ્યાન્હરેષા પર આવેલી છે, કે જયાંથી ભુગોળ શાસ્ત્રીઓ પોતાની લોનજીત્યુડ યાને લંબાઈ ગણે છે. વોશીંગટન ખાતે મળેલી ૧૮૮૪ ની આખી દુનિયાના મોટા સ્ટેટોની કોનફરંસે ગ્રીનીચની મેરીદીયન ને પ્રાઇમ મેરીદીયન યાને મુખ્ય મધ્યાન્હરેષા ગણી હતી. આ ઓબસરવેટરીજ નૌકા શાસ્ત્રનું એક પંચાંગ બહાર પાડે છે, જે નૌકા શાસ્ત્ર માટે બહુંજ અગત્યનું ગણાય છે. ઓબસરવેટરીની અંદર મુકેલું સાંચા કામ દુનિયામાં સઉથી બારીક ને ઉચ્યું છે, અને તે રોયલ એસટરોનોમરના હાથમાં છે. બપોરના એક વાગે રોજ ઇલેકત્રીક ટાઇમબોલ પડે છે જે પરથી બધાઓ પોતાના ઘડીવાળના કાંટા માંડે છે. લોકોને ઓબસરવેટરી દેખાડવામાં આવતી નથી.

જેનરલ પોસ્ટ આફીસ.

(૭) જેનરલ પોસ્ટ ઓફીસઃ—કીંગ એડવર્ડ સ્ટ્રીટમાં આ બાદશાહી પોસ્ટ ઓફીસ મથક કરે છે. શહેનશાહ સાતમાએ તેનો પાયો ૧૯૦૫ માં નાખ્યો હતો. લોકો માટે દરેક ફેસીલીટી જોશો તો આએ પોસ્ટ આફીસમાં છે. સ્ટાંપ વેચવાના મશીનો, મારબલની લખવાની તેબલો ને બસો ઉપર તો એકી વખતે વાગતાં ઘડીયાળો દરેક ડીપારટમેંટમાં જોશો. પોસ્ટ ઓફીસનું ટયુબ સ્તેશન સઉથી સહેલો માર્ગ છે. કામ પડે તો એક લટાર કામની છે.

ગીલ્ડ હોલ.

(૮) ગીલ્ડ હોલઃ—કીંગ સ્ટ્રીટ ચીપસાઇડમાં આવેલા આએ હોલ માટે જેટલું બોલું એટલું થોડું છે. અહીંઆજ કારપોરેસનની મીટીંગો, કામન કાઉનસીલની સભાઓ, અને બીજાં બીજાં મોટા કામકાજો થાય છે. લંડનમાં સઉથી મોટો હાલ ગીલ્ડ હાલ ગણાય છે અને એકી વખતે ૧૦૦૦ આદમી ખાણા પર બેસી સકે એવી ગોઠવણ ધરાવે છે. હોલ પોતાના દરબારી ઠાઠમાઠમાં પીટ, નેલશન, વેલીંગટન વગેરેનાં સુંદર બાવલાઓ ધરાવવાનું માન ખાટી ગયો છે. હાલમાં આ ગીલ્ડ હોલનો કેટલોક ભાગ બંધ છે, છતાંબી લાઇબ્રેરી, પીકચર ગાલેરી વગેરે લોકો માટે ખુલ્લું છે. પુરાતન વખતની ઇતિહાસીક ફેંકાફેંકીમાં માનનારાઓને ઇનટરેસ્ટ આવે એવું ઘણુંબી છે. સરસ જવાનો માર્ગ "બસ" છે.

હાઉસીસ આફ પારલામેંટ.

(૯) હાઉસીસ ઓફ પારલામેંટઃ—આ બાદશાહી રાજવંશી પેલેસો માટે વધુ બોલવું એ ગુલાબી ગુલાબને પેન્ટ કરવા જેવું છે. આમની સભા ને ઉમરાવી સભા માટેના બે ગંજાવર હોલો તથા એનટ્રન્સ હોલ વગેરે દર શનીવારે લોકો માટે ખુલ્લા છે. રોજ સાંજે દરેક સભામાં વીઝીટરને અગાશી પર જવા દેવાની પરવાનગી ત્યાંના મેમબરની ભલામણથી મળી શકે એમ છે. પેલેસની એક બાજુ ઓલીવર ક્રામવેલનું પુટલું

હાઉસીસ ઓફ઼ પારલામેંટનો પારલામેંટ સ્કવેર પરથી દેખાવ.
જુઓ પાનું ૨૦૮ મું.



“આમની સભાનો હોલ” યાને હાઉસ ઓફ઼ કોમન્સ. જુઓ પાનું ૨૦૮ મું.



મેનચેસ્ટરનો સઉથી ખુબસુરત સ્ત્રીટ આલ્બર્ટ સ્કવેર. જુઓ પાનું ૨૨૩ મું.

અંગ્રેજી ભાષાને જનમ આપનાર મહાન કવી ને નાટકકાર વીલીયમ શેકશપીઅરનું ઘર સ્ટ્રેટફર્ડ-ઓન-એવોન. જુઓ પાનું ૨૩૧ મું.

છે. આ પેલેસ તો જોયા વગર તમોને ચાલવાનું નથી માટે રશીકો સનીવારે રૂમાલને ગાંઠ વાળી રાખજો, ને કેઠે એપોઈંટમેંટ આપતાના. આખી દુનિયાના મહાન પેલેસ તને મારા ખરા જીગરના આશીષ છે. બેશક દીકરાએ દુનિયા ફરી વળશો પણ રાજની લગામ રઈયતને હાથ સોંપનારા આ બાદશાહી પેલેસ જેવો મોટો પેલેસ કોઈબી જોશો નહિ.

લાર્ડ મેયરનું મકાન મેનસન હાઉસ.

(૧૦) મેનસન હાઉસઃ–લાર્ડ મેયરનું ઓફીસીયલ મથક બેંકની બરાબર સામે આવેલું છે. ઈજીપશીયન હોલ અંદરનો બહુજ જોવા લાયક છે. આંહી ડેન્સ, પાર્ટી નાચ વગેરે થાય છે. સ્ટેટ એપારટમેંટો વગેરે લોડ મેયરના સેક્રેટરીને અરજ કરવાથી ખુશીથી જોઇ શકાશે. સઉથી નજદીકનું સ્ટેશન બેંક છે.

બાદશાહી શેર બજાર રોયલ એકસચેંજ.

(૧૧) રોયલ એકસચેંજઃ–શેર સભાના દલાલો માટે સોનાની ખાન છે. અંદરનો બાદશાહી હૅાલજ બહુ સુંદર પેનટીંગ તથા પુટલાંઓથી સીંગારવામાં આવ્યો છે. બેંક સ્તેશન સઉથી નજદીકનો માર્ગ છે. સઉથી સરસ જોવાનો વખત સાંજના ૩ ને ૪ ની વચમાં.

પુરાતન વખતનો લંડનનો કોટ ટાવર ઓફ લંડન.

(૧૨) ટાવર ઓફ લંડનઃ–ઓ મારી ચશમના નુરો, દુનિયામાં પંકાએલો આ લંડનનો ઈતિહાસીક પેલેસ કંઇ મુકી છુટાવાનું છે! કંઈક સદીઓનો પુરાનો આ ટાવર ટાવરહીલ ઘેરી બેઠો છે. ટાવરમાં જોવા જેવું પુશકળ છે. "વાહીટ ટાવર" બખતરો, ભાલાઓ, પુરાતન વખતની લડાઇની સામગ્રીઓ, બીજા નાના નાના મીનારાઓ વગેરેને પોતાની આજુબાજુ ઘેરી બેઠો છે. આ વાહીટ ટાવર "વીલીયમ ધી કોનકરર" ના રાજથી પોતાનું ખાતું ખોલે છે, ને નોરમન આરકીટેકટનો ઉત્તમ છાપ મગઝપર પાડે છે. ખાસ કરીને

"વાહીટ ટાવર" ના ભોયરાં જ્યાં ઘણાંક નામાંકીત પુરૂષોને કેદમાં રાખવામાં આવ્યાં હતાં તે બહુંજ જોવા લાયક છે. એ ઉપરાંત બ્લડી ટાવર, જ્યુવેલ હાઉસ જ્યાં આપણા આગલા તેમજ હાલના નામદાર શહેનશાહનું જરજવેરાત તથા તાજ વગેરે મુકવામાં આવ્યું છે તે બહુજ જોવા લાયક છે. અસલી સ્ટાઇલના ડ્રેસોમાં સજ થએલા ટાવરની અંદરના સીપાઇઓજ તમોને ટાવર ફેરવીને દેખાડશે. સઉથી સરસ જવાનો માર્ગ બસ અથવા ટયુબનું માર્ક લેન સ્ટેશન છે. ટાવર ઘણું કરીને મંગળ બુધવારે લોકો માટે લડાઇના વખતમાંબી ખુલ્લો રહે છે. દાખલ થવાની કંઇકિ જુદા જુદા ટાવરની ફી મળી બે એક શીલીંગ થાય છે. જરૂરજ જવા ચુકશો નહિ.

દીકરાઓ ત્યારે લંડનનું આ રીતે આપણું પ્રોગ્રામ આજે સમાપ્ત થયું છે. મામલો જરાક દામાડોળ છે. જુહાક જરમનોના ઝેપલેનો વારે ઘડીએ શહેરમાં દરોડો પાડી લોકોની શાંતીમાં ખલલ પાડે છે, અને પાંચ સાત બોંબો નાખી અવારનવાર શહેરને સહેજ કીડી જેવું નુકશાન કરી બણીવંજે લઇ લે છે, પણ શાબાસ છે બ્રીટન બેટીને કે તે હીચકારા-ઓની હીકમત આંહી ફાવી શકતી નથી. મારી કુમળી નજરે મેં બે ત્રણ "એરરેડો" જોયાં હતાં પણ હરવખતે ભુખ્યા

Now sleep darling sleep for a while

હુન્ટોને મોટી નીશફળતા મળી હતી. હાલતો એ બ્રીટનના પ્યારાં પનોતાં રાજવંશી શહેર લંડન તને ગુડબાઇ કરૂં છું, સબબ પ્રોફેસર નીકસનનો તેલીગ્રામ દાળા ધુરકતો ઉભો છે કે "મી. શરોફ, સેન્ટ પેનકરાસ સ્તેશનથી બપોરની બારની ગાડીમાં ઉપડો, હું તમોને મેનચેસતર લેવા આવીશ" ઓલ રાઇટ ડારલીંગ લંડન, ગુડબાઇ ફોર ધી પ્રેઝન્ટ !!

# પ્રકરણ ૧૬ મું.

## આખાં ઇંગલાંડપર એક આછી નજર.

### જોવા લાયક જગ્યાઓ, વોટરીંગ પ્લેસો, ઇંગલીશ લેક ડીસ્ત્રીકટો વગેરેનું રસીલું વર્ણન.

બહુ ફર્યાં હર્યાં ને બધું લંડનબી કુદી માયરૂં, પણ લંડનની આજુબાજુના પરગણાંઓની તપાસ હજુ બાકી છે. દીકરાઓ બોટની સહેલગાહના શોખીન છો ખરાકે? તારે વેકો, લંડનપર કુરબાન બનેલી લંડનની જોડ બહેન થેમ્સ નદીમાં ફરવા નીકળો અને થેમ્સ વેલીના ભીત્તરમાં પેસી આબેહુબ કુદરતી દેખાવો જોઈ હેરત થાઓ. ઘણી ખરી લોંચો કેટલીક બોટ કંપનીવાળાઓ ચાલુ વેસ્ટ મીનીસટર બ્રીજ આગળથી બબે ત્રણત્રણ કલાકને અંતરે દોડાવે છે, જે નાની નાની ટેનડરો તમોને એકાદ બે શીલીંગમાં તો બે ત્રણ કલાકની એવી ઉત્તમ ને મન માનીતી મોજ ચખાડે છે કે બે ને બદલે ચાર શીલીંગ ખરચીને અફલાતુન ડીનરબી જોભરો તોબી બોટની મોજને નહિ પુગે જો બા?–હાલમાં લડાઇને સબબે લોંચો કીયે વખતે ને કીયાં લેનડીંગ સ્ટેજ પરથી ઉપડે છે, તે નકકી નથી. કોઈ કોઇ દીવસે બીલકુલ લોંચો ફરતી નથી ને કોઈ વખતે વરી નાની નાની ટ્રીપ પર નીકળી પડે છે. અલબતાં ટ્રેનનો રસ્તો બોટની સહેલગાહ કરતાં ટુંકો છે, પણ લોંચની મજાહ વળી ઓરજ છે બાવા જાન. મારી મતલબ કંઇ આ પરોતાયલાં

થેમ્સ નદીની સહેલગાહ.

પરગણાંઓની પોઠી મારા બેલાર્ડ પીઅરમાં ઉતારવાની નથી, પણ આ બાદશાહી નદીમાંની મારી ઓકસફર્ડથી રીચમંડ સુધીની એક ફાંકડી ટ્રીપનો હું કંઈ આછો તમોને ખ્યાલ આપું છું. જોઓ ત્યારે મારી લીલી દરાખો, લંડનથી પાવરો ઉચકી પહેલે ઓકસફર્ડ જાઓ, ને ઓકસફર્ડથી સોલટર બીરાદરોની એકસકરઝન સ્ટીમરો ઉપડે છે તેમાં ચસી જાઓ. ઓકસફર્ડમાં જોવાનું પુષ્કળ છે. લંડનનું નાનું બચ્ચું છે.

રંગીલું ઓકસફર્ડ. પણ બાવા જેઓએ મુંબઈની યુનીવરસીટી ને કોલેજો સાથે પોતાનો સંબંધ રાખ્યો હશે, કોલેજમાં ચાર દોકડા ને બે બદામના આંકડા ગણ્યા હશે, તેઓનો ઓકસફર્ડ ને કેમબ્રીજ બેશક જીંદગી સુધી પીછો છોડશે નહિ. રશીકો ઉપડો ત્યારે એકાદ સવારના પહોરમાં. ને ડીકોન્સ ને જોનશનની જન્મ ભૂમિનું જીવણ થેમ્સ નદીના બીતરમાં સહેલ કરો. બસ કુદરતની અચુક કુરબાની જોઈ તમારા ડોળા ટાઇટ થઈને એકદમ ફાર્મિ કરવા મંડી જશે. બલ્કે તમોનેબી તેની મોહોની જોઈ કુદકણાં આવશે ને ડુટક પર ચેલા બની ગાવા મંડી જશો કે "મોહોની લાગી છે મને તારી, ઓ વહાલી થેમ્સ મોહીની લાગી છે મને તારી"—લેઓ ત્યારે ઓકસફર્ડથી આપણે આપણી સહેલગાહનો સફો ખોલી ટુંકમાં બધું એવી રીતે ચટાકેદાર પીરસી દઉં કે સપક દઈને પસંદ પડી દપક દઈને ગળામાં ઉતરે. અલબતાં થેમ્સની ઉત્તમ મજાહ તો ઓકસફર્ડથી રીચમંડ સુધી હલેસાં મારવામાંજ છે જતાંબી જેઓના હાથો એનજીનના પટા જેવા નાજુક હોય. ને હલેસાં મારતાં કદાચ હાથનું હલેસું મરડી જાય તો વરી જવા દેઓનો એ કોહ પંચાત ! તમે તમારે લોંચ પરજ વાત રાખવી. થેમ્સ નદી મછલી પકડનારાઓ તેમજ ફીશીંગના શોખીનો માટે કંઈકે કમી ખુરાક પોતાના ભરતીયાંમાં ભરી બેઠી નથી.

## જુઓ ત્યારે આ પાણીની ખાણનું પહેલું પગથીયું ઓકસફર્ડ.

લંડનથી ટ્રેન માર્ગે જાઓ તો ૬૩ માઇલ પેડીંગતન સ્તેશનથી થાય છે, પગ રસ્તે ૫૭ માઇલ થાય છે અને નદીની સહેલગાહ બાપા ફકત ૧૧૨ માઇલની થવા જાય છે. શહેરની વસ્તી ૫૩૦૪૯ માનસની છે. હોટેલો રેસટોરાં વગેરેનો ટોટો નથી. બાદશાહી કોલેજો માટે બહુજ પ્રખ્યાત છે. રફીકો સીધારો તો ઓકસફર્ડની આ નામીચી કોલેજો ક્રાઇસ્ટ ચર્ચ કોલેજ, ઓરીઅલ, અને મેગડેલીન જોવાને ચુકતાના. કેટલાંક મેમોરીયલબી સ્ટડી કરવા જોગ છે.

(હાંસિયામાં: જી મકુંજ ઓકસફર્ડ ગમ્યુ કે!)

આ કોલેજો જોઇ બોટ સ્તેશન "ફોલી બ્રીજ" જયાંથી બોટો જુદે જુદે ઠેકાણે જવા ઉપડે છે ત્યાં તમો પધારો, ને નાનકડી ગોરી ધટમારી પોરીઓના સીંગારેલાં હોડકાંઓ નીહાળો. બસ ફુલપાન ને વાવટા ને રેજાઓની ફાંકડી ઝાલરના શેડથી પોતાકી "યાટ" ને એવી તો અચ્છી ટેસ્ટથી તેઓ સીંગારે છે કે દરેક પોટટીઓની "કેરઓફ" માં સહેલ કરવાના ગીલગીલીયાં છુટે છે. બસ રૂપ્યા ભાઇ એઓની મીઠડી શેરડી જેવી ઝબાન પાસ શું બીશાદમાં છે! દીકરાઓ વધું મીઠડું કરીશ તો તમો મુંબઇને ઓકસફર્ડ સમજી નાહકનો ફોટનો જગાડશો! બસ એમજ કહું છુ છેવટે કે "

## થેમ્સની બીજી માનીતી દીકરી "એબીનડન ઓન થેમ્સ."

(હાંસિયામાં: એબીનડન થેમ્સની બીજી દીકરી.)

લંડનથી ટ્રેન માર્ગે ૬૧ માઇલ થવા જાય છે, પગ રસ્તો ૫૮ માઇલનો છે જયારે બોટની સહે લગાહ ૧૦૪ માઇલની થવા જાય છે. વસ્તી ૬૮૧૦ માનસની છે, હવા પાણીમાં મુંબઇના અંદેરીને ટક્કર મારે એમ છે. વેપાર

વણજમાં દારૂવાળાઓ, કપડાં વણનારા વણકરો, ગાલીચા ફેકટરીઓ વગેરેનો ઠાઠમાઠ છે. જોવા જોગ કંઈ નથી. ફકત ત્રીપ માટે ડાએરીમાં નોંધો તો કાંઈ વાંધો નહિ, કેમજે આમ બાબદ છેની !

## થેમ્સની તીજી દીકરી વોલીંગફર્ડ.

વોલીંગફર્ડ થેમ્સની તીજી દીકરી.

લંડનથી ટ્રેન માર્ગે ૫૧ માઈલ થાય છે, પગ રસ્તો ૫૭ માઈલનો છે, અને જળ માર્ગે ૯૨ માઈલ થવા જાય છે. ખેતીવાડી માટે સુન્નાના મહોર જેવી છે. લંડનનું ચીમોર યા મનીગામ જોવું હોય તો આજ વોલીંગફર્ડ છે. ખુદ વાલીંગ ફર્ડમાં તો ધુળ ઉડે છે પણ આજુબાજુના ગામડાંઓ ઈવેલ્મ, ગોરીંગ, કેવરશામ વગેરે બહુજ ફાંકડી સીન-સીનરીઓથી ઘેરાએલાં છે. પણ એને અહીંજ રહેવા દઈ ઓકસફર્ડથી બીજે નંબરે આવતી લોક માનીતી જગ્યા રીડીંગ પર ભુસ્કો મારીશું.

## થેમ્સની ચોથી ને અતી વહાલી બેટી રીડીંગ.

"રીડીંગ" દીકરાઓ બીસકીટ બટાકા માટે નોંધી લીઓ આએ થેમ્સની ચોથી લાડકડી બેટીનું નામ.

લંડનથી ટ્રેન માર્ગે ૩૬ માઈલ થાય છે. પગ રસ્તો ૪૧ માઈલનો છે પણ જળ માર્ગ ૭૫ માઈલનો થાય છે. વસ્તી ૮૮૦૦૦ ની છે. રીડીંગમાં પ્રખ્યાત બીસકોટોના જંગી કારખાનાઓ છે. મુંબઈમાં જે જે કારખાનાઓના સુરસુરીયાં બીસકીટોના બાકસ રૂપે ઉડે છે તે કારખાનાઓ જાતે જઈને નીહાળો, અને કુદરતે કીટલી કીટલીએ રેડેલા ત્યાંના હુન્નર ઉદ્યોગ માટે આફરીન કરો. બગીચાઓમાં ફોરબરી ગારડન સહેજ ઠીક છે. બાગમાં પેલું સીંહનું બાવલું કંઈક રમુજ આપે છે. બીજું તો દમ જેવું નહિ. આગળ ચલ્યે ભાઈ.

## થેમ્સની પાંચમી દીકરી ન્યુબરી.

ન્યુબરી થેમ્સનો પાંચમી બેટી.

લંડનથી ટ્રેન માર્ગે ૫૩ માઇલ ને પગ રસ્તે ૫૯ માઇલ થવા જાય છે. આબો હવાને સીનસીનરી માટે જાણીતી છે. ભાઈ ઇતિહાસીક જગ્યાબી છે જો. જેઓએ ૧૬૪૩ ની ન્યુબરીની પહેલી લડાઈ વીષે વાંચ્યું હશે તેઓને આ જગ્યા નજરમાં રમતી હશે. વસ્તી ૧૨૧૦૮ માનસની છે. ઘરડો ખોખો ડોનીંગટન કાસલ કંઈક લોકની ઠીક સેવા બજાવે છે. ન્યુબરી જાઓ તો એની જોડ બહેન "સોનીંગ" ને વીઝીટ આપવા ચુકતા ના. સહેજ પ્લેઝર આપવા સારી છે.

## થેમ્સની છઠ્ઠી દીકરી "હેનલી-ઓન-થેમ્સ."

હેનલી છઠ્ઠી બેટી.

લંડનથી ટ્રેન માર્ગે ૩૫ માઇલ, પગ રસ્તે ૩૬ માઇલ ને જળ માર્ગે ૬૪ માઇલ થાય છે. વસ્તી ૬૫૦૦ માનસની છે. સાધારણ ઠીક છે. લંડનનું દમણ જોવું હોય તો હેનલી છે. હવા પાણી સારૂં છે. સીંગલ હોવો તો હેનલી જઇ ડબલ બનવા ભુલતાના. "

## થેમ્સનો લાડકો દીકરો "મારલો."

મારલો થેમ્સનો નાનો બેટો.

લંડનથી ટ્રેન માર્ગે ૩૧ માઇલ પગ રસ્તો ૨૮ માઇલ ને જળ માર્ગે ૫૭ માઇલ થવા જાય છે. જગ્યા ફાંકડી છે. હોડકાંઓની સરતો દોડાવવી હોય તો બસ બોંય ચઢાવી ઉતરી પડો.

## થેમ્સની પુંજાએલી પટરાણી "મેડનહેડ."

લંડનથી ટ્રેન માર્ગે ૨૪ માઇલ, પગ રસ્તે ૨૯ માઇલ ને જળ માર્ગે ૪૯ માઇલ થવા જાય છે એવું કોણ

મેડનહેડ લંડન વાસીઓની ફેવરીટ પ્લેસ.

બ્રીટનનું બાળક હશે જેને મોઢે "મેડનહેડ" નામ નહિ હોય. આના જેવી "પ્રીતી" પ્લેસ મેં તો જોઈજ નથી. ખુદ ત્યાંની મજાહ ઉપરાંત મેડનહેડમાં બે દીવસ કાઢો તો થેમ્સ વેલીમાં આજુબાજુ એટલું પડેલું છે કે જોતાં થાકી જશો. ટુંકમાં બધું અહીંઆં ફાંકડું છે પણ "લીટલ સ્તેજ" પર છે.

### થેમ્સની બે જોડ બેટીઓ "વીંડસર ને ઇટન."

રફીકો બધું જોયા વગર ચાલશે પણ વીંડસર ને ઇટન ચુકી જશો તો મુંબઈમાં તમારી થેકડી થશે. રેલ માર્ગે જાઓ તો વીંડસર ૨૧ માઇલ છે. ઇટનનું સ્તેશન નથી, પણ વીંડસરથી અરધાએક માઇલને છેટે તેની નાની બહેન આવેલી છે. જળ માર્ગે ઇટન ૪૩ માઇલ થવા જાય છે. જોવા જોગ તો વીંડસરનો પ્રખ્યાત કાસલ "વીંડસર કાસલ" તેની ઉત્તમ સીનરીઓ સાથે તમારા પગ પાસે ડોળા ખાય છે. વળી ઇટન ને હેરો સ્કુલ માટે તમારા મુંબઈના કેટલાક છાપાઓએ આગળથીજ સ્કુલની શીલ્ડ મેચ વખતે કાણા બોલવ્યા હતા તે લાડકલી ઇટનને વીઝીટ આપ્યા વગર કાંઈ તમને ચાલવાનું છે? પ્રખ્યાત ઇટન કોલેજ ને વીંડસર કાસલ માટે તો કોઈબી રવેશે એક દીવસ તમને ફાજલ પડવોજ પડશે. વીંડસર કાસલ માટે તો બહુ બહુ બધાઓએ લખ્યું છે, અને આપણેબી પાંચ દશ લીટીઓથી આપણા આગલાં ચેપટરો શોભાવ્યાં છે, છતાં ટુંકમાં ફરી ફરી એકવાર યાદદાસ્ત આપવા કહું છું કે દીલસોજે જરૂર ત્યાંના સ્ટેટ એપારટમેંટની આંખ ઉંડી વળગે એવી મનોરંજક રચના, પ્રખ્યાત બાદશાહી સેંટ જયોર્જનું ચાપલ, રાઉંડ ટાવર, કરફયુ ટાવર, નોર્થ ને ઇસ્ટ ટેરેસો, રાજવંશી તબેલો, તથા ગારડન વગેરે જોઈ વળજો.

જગ માનીતું ઇટન ને વીંડસર.

પણ જ્યારે શહેનશાહી સવારીની આમદ વીંડસરમાં નહિ હોય ત્યાં જ જજો હું કે, નહિ તો આએ લખનારને ખાલી શેપ ભરતા ના. એ ઉપરાંત ઈટન કોલેજ તો ખાસ કરીને જોવા જોગ છે. અતરે કોલેજનું ટુંક વૃતાંત આપેલું વાજબી ગણાશે. કોલેજનું ચેપલ ૧૧ થી ૧ ને ૨–૩૦ થી ૫ સુધી સવાર સાંજ લોકો માટે ખુલ્લું છે પરોણાઓને દેખાડવા સારૂં ત્યાંનો એક રખેવાળ હમેશાં મેજરૂં સાથે લઇ બધું સમજાવે છે. સ્કુલ જોવાની પરવાનગી મંગળ, બેસપત ને શની ને દીવસે ૨–૩૦ થી ૫ સુધીમાં સ્કુલ આફીસમાં આગળથી લખી જણાવાથી મળી શકે છે આ કોલેજની હસ્તી ઈંગલંડના આગલા રાજા હેનરી છટ્ઠાને આભારી છે. ચેપલની ઉત્તર બાજુ "અપર સ્કુલ" કહેવાય છે. મોટા મહેરાબમાંથી પસાર થતા તમો સ્કુલના ચોગાણમાં દાખલ થાઓ છો

ઈટન સ્કુલપર એક આછી નજર

જ્યાં લુપટનનું સોલમી સદીનું ટાવર તમારી નજર સામે પડે છે. પંદરમી સદીનું ચાપલ તમારી જમણી બાજુએ આવકાર દે છે, જ્યારે તમારી ડાબી બાજુએ લોવર સ્કુલ ને આગલા વખતની "ડોરમીટરી" એટલે બીછાનાઓથી લાધેલો સુવાનો ઓરડો નજરે પડે છે. સ્કુલના ચોગાણની વચ્ચોવચમાં રાજા હેનરી છઠ્ઠાનું કાંસાનું બાવલું નજરે પડે છે. બાવલાની ડાબી બાજુ ફરતાં વળી ચાપલની ઉંચી કારીગરી અને થેમ્સ નદીમાં ભવીશમાં કદાચ 'પુર' આવે તો તેની સામે બચાવ કરવા માટે બાંધેલી રક્ષણી દીવાલોનું બાંધકામ વગેરે બેશક બહુજ જોવા જોગ છે. ઉત્તર તરફના દરવાજા માર્ગે ચાપલમાં દાખલ થશો તો દરવાજા પર લખાએલો મારકવીસ વેલેસલીનો લેખ નજરે પડશે, પછી તમો ચાપલના કવાયર યાને કીર્તિનીયાઓને બેસવાની જગ્યામાં આવી પુગતાં તેની ફાંકડી "ઈસ્ટ વીન્ડો" તરફ નજર નાંખો. યા ઈલાહી શું વર્કમેનશીપ હશે! વળી ગ્રેટ આરગન મુકીને આગળ ચાલશો તો સ્વર્ગવાસ

પામેલા ઇટોનીયનોની પીત્તળ રૂપી યાદગારીઓ અને નામાંકીત એથીનીઅન વેર" ના રેકોર્ડો સાથનો એનતી ચાપલ નજરે પડશે. ખાસ સ્ક્રીનજ ઝુલુ, અફગાન, ને બોઅર વોરમાં આ દુનિયાથી કુચ કરી ગએલા કેટલાક બહાદુર અમલદારોની યાદ ફાંકડી રીતે જાળવતી જણાય છે. વળી કાર્તિનીયાઓને બેસવાની જગ્યા આગળના ઉત્તર દરવાજા આગળ ફરશો તો ફાંકડી ૧૫ મી સદીની લેકટર્ન યાને ધર્મના ઉપદેશ આપવા માટે રીઝવડ રાખેલી "રીડીંગ ડેસ્ક" અને તેની સામે સર ગેલેહાડનું ખુબસુરત ચીત્ર નજરે પડશે. એ ઉપરાંત દેવળની આરસપાહણથી મઢી લીધેલી ફરસબંધી યાને ભોંય, તેનો શુશોભીત આલટર, ઉંચી અસલી વખતની યાદદાસ્ત આપતી ટેપેસટ્રી વગેરે બેશક નહિ વર્ણવી શકાય એમ છે. અલબતાં આખાં ઈંગલાંડમાં આવો બાદશાહી "ઇસ્ટ એંડ" તો નથીજ નથી. એ ઉપરાંત અંગ્રેજી તવારીખ સાથે સંબધ ધરાવતાં પ્રખ્યાત નામો સાથના અપર પેનલોથી દીપી નીકળતી અપર સ્કુલ, ગ્રીન કોર્ટ, લાઇબ્રેરી, બાવલાંઓથી મધાએલો ગંજાવર હોલ, કીચન, નાનકડું મયુઝીયમ વગેરે જોવા જોગ છે. બધું સ્કુલ ને કોલેજમાં રસકસ લેનારાઓ માટે ત્યાં દુનિયા વિદયા હુન્નરની ઉભાઈ ગએલી છે. દીકરાઓ લખવા બેસું તો પ્રેસવાળાઓ ચાલીસ દીવસ વધુ જીવતા હશે તેબી આએ કમતરીનની કલમ લંબાએલી જોઇ ડોક નાખી દેશે. ગમે તે હોય પણ હમારા મહેતાજીની દોલત જયાદારે બસ વાંચો વાંચો ખુશી થઈ વાંચો!! ત્યારે ઇટન ને વીંદસર જેવી ઈંગલાંડની ટવીન સીસટરોની પુરતી ખબર લઈ હવે આપણે આગળ વધીશું, ને થેમ્સની બીજી દીકરીઓ પર સહેજ નજર નાખીશું.

થેમ્સની સાદી માદી ને શાહજાદી છોકરી સ્ટેન્સ.

સ્ટેન્સ. ટ્રેન માર્ગે ૧૯ માઈલ, પગ રસ્તેથી ૧૯ ને જળ માર્ગે

૩૫ માઇલ થાય છે. વસ્તી ૧૦૦૦ આદમીની છે ધામધુમ કંઇ જોવા જોગ નહિ. જરા ફરએ બનવું હોય, પેરીઓ સાથ ટોલ ટપ્પા કરવા હોય તો સ્ટેનસ ફાંકડું છે. હા પણ આર્ટનું બ્રીજ હાઉસ હોટેલ બહુજ ફાંકડું છે. જરા લાઇટ રીફ્રેશમેંટ માટે ડોકયુ કરી જોજોની!

## નામાંકીત હેમતન કોર્ટ ને બુશી પાર્ક.

જગ મશહુર હેમટન કોર્ટ ને બુશીપાર્ક.

લંડનથી ટ્રેન માર્ગે ૧૫ માઇલ, પગ રસ્તે ૧૫ માઇલ ને જળ માર્ગે ૨૧ માઇલ થવા જાય છે. આ નામાંકીત હેમતન કોર્ટ ને બુશી પાર્ક માટે તેની જગ્યાએ બહુ લખી ગએલો હોવાથી આગળ ઘોડી દોડાવો, ને તેના ભાઇઓ કીંગસટન ને ટેડીંગટન પર નજર ફેંકો.

## કીંગસટન ને ટેડીંગટન.

કીંગસટન ને ટેડીંગટન. ફરસુદનો વખત ગાળવા માટે ફાંકડી જગ્યાઓ.

કીંગસ્તન લંડનથી ટ્રેન માર્ગે ૧૨ માઇલ પગ રસ્તે ૧૨ માઇલ ને જળ માર્ગે ૧૯ માઇલ થવા જાય છે, જ્યારે ટેડીંગટન લંડનથી ટ્રેન માર્ગે જાવો તો ૧૩ માઇલને છેટે છે, પગ રસ્તો ૧૧ માઇલનો ને જળ માર્ગ ૧૮ માઇલને થવા જાય છે. દમ જેવું કઇજ નહિ. સહેજ નજર નાખવી હોય તો નાખજો, નહિતો કાંઈ જરૂર નહિ.

## થેમ્સની સઉથી ફાંકડી દીકરીઓ

## ટવીકનહામ ને રીચમંડ.

મારી માનીતી પ્લેસો. ટવીકનહામ ને રીચમંડ.

ટવીકનહામ લંડનથી ટ્રેન માર્ગે ૧૧ માઇલ પગ રસ્તે ૧૨ માઇલ ને જળ માર્ગે ૧૭ માઇલ થાય છે. ત્યાંની પડોશમાં આવેલો ઇલપાઇ આઇલેંડ ખાસ વધુ લોકોનું

ધ્યાન ખેંચે છે. શાહી કોનસર્ટો વગેરે વારે ઘડીએ ઉનાળાની સીઝનમાં થાય છે. વળી ટવીકનહામ મુંબઇના જાણીતા શ્રીમંત શેઠ રતન તાતાના બાદશાહી પેલેસ યોર્ક હાઉસ માટે ત્યાંની પ્રજાનું બહુજ ધ્યાન ખેંચે છે. આ પેલેસ જોવાની તમારા કમતરીનને શેઠ રતન તાતાની મહેરબાની ભરી પરવાનગી મળી હતી. અને તેમના સેક્રેટરી મી. લામે સાથે ફેરવીને મને દરેક એપારટમેંટ વગેરે દેખાડીયા હતા. દીકરાઓ લંડન જાઓ તો હીંદના આ પારસી રાજવંશી કુટુંબના નબીરાઓનું નાનકડું પણ આગલું ઇતિહાસીક બહેસ્ત જોવા ચુકશો નહિ. ભલા શેઠ રતન તાતાની પરવાનગી કોઈ પણ વખતે મળી શકશે. એ ઉપરાંત રીચમંડ માટે આપણે આગળ લખી ગયા છીએ કે ટવીકનહામની પડોસણ રીચમંડ પ્લેઝર બોટો, તથા બોટીંગ એકસકરઝન વગેરે માટે બહુંજ ઉત્તમ નીવડી છે, એક ડોકીયું અલબતાં વ્યાજ સીકકે વસુલ કરી આપશે એમાં શક નહિ. ત્યારે થેમ્સ વેલીની વીઝીટ અત્રેજ ખતમ થાય છે. હવે થોડા દીવસ થેમ્સને આસાએશ લેવા દઈ તમોને ઈંગ્લાંડના ભીત્તરમાં ફેરવી લાવીશું. Will you like it !!

———:o:———

# પ્રકરણ ૧૭ મું.

## "આપરી સ્ટારટીંગ પોઇંટ મેનચેસ્ટર."

———

આલો મેનચેસ્ટર મંદીરમાં! તમો આગળ જોઈ ગયા કે મારા પ્રોફેસર મી. નીકશન જેવણના હાથ હેઠળ હું વેપારી કેળવણીની તાલીમ

લેવા જતો હતો તેવણુ તરફથી મને લંડનમાં તાર મળ્યો હતો કે "બાવા જાન હવે લંડનના સેંટ પેનકરાસ સ્તેશનથી બપોરની ગાડીમાં ઉપડો, મેનચેસ્ટરના સ્તેશન પર લેવા આવીશ." ઈજન સ્વીકારીયા વીના છુટકો છે! ખુદ તેનાજ વતનમાં જવું ને તેની મહેરબાનીના પહેલા પગથીયાંનુંજ અનાદર કરવું એ પરગામ જઈને આપખુદીનો અંગરખો ઘાલવા જેવું કહેવાય. દીકરાઓ જોવો ગભરાશો મા. મેનચેસ્ટર જવા માટે એકી વખતે લંડનની જુદી જુદી લાઈનોના જુદાં જુદાં અમુક સ્તેશનો પરથી ગાડી ઉપડે છે, જેમકે લંડનના યુસતન સ્તેશનથી ઉપડેલી ટ્રેન મેનચેસ્તરના લંડન રોડ સ્તેશન પર પાસીનજરોને ઉતારે છે, જ્યારે સેંટ પેનકરાસ સ્તેશનથી ઉપડેલી ટ્રેન મેનચેસ્ટરના સેનત્રલ સ્તેશન પર આપણુને ઉતારે છે, વળી કીંગસ ક્રોસ ને મારલીબોન પરથી ઉપડેલી ટ્રેનબી લંડન રોડના સ્તેશન પરજ ઉતારે છે. પણ આપણુને તો "મીડલેંડ રેલવે" માં સુખવાસી જરની કરવી છે. સેંટ પેનકરાસ પરથી બપોરની બારની ગાડી પકડો, મેનચેસ્ટરના સેનત્રલ સ્તેશન પર બરોબર સાંજના ૫ વાગે ઉતારશે. રફીકો મીડલેંડ લાઈનથી જવામાં બે ફાયદા છે, એક તો સઉથી સુંદર ને પીકચરસ ડરબીશીયરના પેટાખાનામાંથી આપણે પસાર થઈયે છીએ, ને બીજું તો ટ્રેનના ઘર જેવી ફાંકડી સગવડ સાથના કમપારટમેંટોની આપણુને મોજ મળે છે. મકુંજે સહેજ ભાડું આકરૂં છે જો! આગલા ભાવથી હમણા દોઢા દર થયા છે. જો મુંબઈથી દીલ્હી જવા માંગો તો ૯૦૦ માઈલના તમોને થર્ડ કલાસના ઘણું તો ૧૫ રૂપીયા થાય ત્યારે અહીંઆં લંડનથી મેનચેસ્ટર જવાના થર્ડ કલાસના ૧૯૦ માઈલના એક પાઉંડ ત્રણુ શીલીંગ ને ત્રણુ પેન્સ થવા જાય છે એટલે રૂપીયા, આના, પઈમાં ૧૭ રૂપીયા ૨ આના ૭ પઈ થાય છે, પણુ તેમ થર્ડ કલાસ મહી

ભાઈ ભાટ બાંધી ઘર આવ્યું.

ફરસ્ટ કલાસ જેવી ગાડીની કમફર્ટ મળે છે તેનું કેમ. કાંઈબી કહો, રેલવેવાળાને કપાળે દામ દેવા વીના છુટકો છે ! આપણે તો ટ્રેનમાં ગોઠવાયા ને સાંજના ૫ ને ટકોરે સેનત્રલ સ્તેશન પર આવી લાગા, જ્યાં હમારા પ્રોફેસર મી. નીકશનના નબીરા નાના મી. નીકશન જેવણબી ચારટર્ડ ને ઈનકોરપોરેડ એકાઉનટંટ છે, ને બાપની સાથેજ " આલફ્રેડ નીકશન એન્ડ સન " ની પેઢીમાં ભાગીયા તરીકે કામ કરે છે, તેવણ સાહેબે હમોને " રીસીવ " કીધા.

મી. નીકશનની પહેલી મુલાકાત.

'Halo Mr. Shroff, very pleased to see you."

"So I am Mr. Nixon."

"Had you had a very smooth passage ?"

"Oh, very!"

"Did you sight any Submarines ?"

"Yes only two Salmons ! !"

બાફ મેનચેસ્ટરનુ ઘર ૧૭૯ હાઈ સ્ટ્રીટ.

અને મારા ઉપલા જોકથી મી. નીકસનને એટલું હસવું આવ્યું કે એ ઘડીની રમુજ બાદ પોતે મારે સારૂ ટેકસી લેવા ગયા ટેકસી આવતાં હમો બન્ને સાથે અંદર ગોઠવાયા, જે બાદ મી. નીકશને ઓકસફર્ડ રોડ પર આવેલા ૧૭૯ નંબરના હાઈસ્ત્રીટના ઘર તરફ હંકારવા કહ્યું, જ્યાં આગળ કીધેલી ગોઠવણ મુજબ મને ઉતારો આપવામાં આવ્યો. ઘરમાં દાખલ થતાંજ ત્યાંની બોર્ડીંગ હાઉસવાળી મીસીસ હરકીલીસ ને તેની બેટી મીસ વીવીયેને હમોને આવકાર આપ્યો. જે બાદ મારો રૂમ મને દેખાડવામાં આવ્યો, જ્યાં હમો સઘળાંએ સાથે ટી લીધી, બાદ પ્રોગ્રામ પર પરદો પડયો. મી. નીકશન પોતાને

ઘર વીદાય થયા, મીસીસ હરકીલીસ ને તેમના બેટીએ સલામ કરી બહાર વટી જવામાં ડાહપણ સમજ્યું, ને નવા ઓરડાના નવા પરોણા તરીકે આપણે એકાદ ખુરશી પર આજુબાજુ નજર દોડાવતા ગોઠવાયા. દીકરાઓ "વન સેવન્ટી નાઈન" કંઈક ઠીક તો ખરૂં. ટુંકડો આરટીસટીક એક સીંગલ બેડ સાથનો ઓરડો ઉપરાંત બે વખતનું ખાવાનું મળી પંજ શીલીંગમાં ફેંકી દેવા જોગ નથી. અરે બાવા "પારકી જગામાં પોતીકું પરોઢીયું" જેવું છે. મુંબઈમાંજ જયાં અઢી રૂપીયે કોલસો ને આઠ આને મીઠું વેચાય છે ત્યાં પછી ખુદ લડાઈના વખતમાં શુકરાના કરોની કે પંજ શીલીંગમાંબી તમોને આવું બોર્ડીંગ હાઉસ મળે છે. રાત તો ભણી ગણી પેટ પુજા કરી શાંતીમાંજ પસાર કરીને બીજે દીવસે સવારે ઓફીસમાં જતી વખતે પ્રોગ્રામ રચવાનો મનસુબો કીધો. જોવ કલેજાંઓ, હું કાંઈ તમોને મારા શીખવા ભણવાના દાસ્તાન પરજ ખેંચવા માંગતો નથી, મારે તમોને ગ્રેટ બ્રીટન ફેરવી લાવવું છે એટલે મેનચેસ્ટરની ટુંક હીસતરી આપી આપણે ત્યાંથી ફરવા નીકળી જઈશું. સઉને હઈડે રોશન છે કે મેનચેસ્ટર, ને લીવરપુલ બેઉ વેપાર ઉદયોગના ધામો છે. આખાં ગ્રેટ બ્રીટનનું પોષણ એઓથી થાય છે. મોટી મોટી મીલો, કારખાનાઓ, ફેકટરીઓ જુવો તો ઈંગ્લાંડમાં લીવરપુલ ને મેનચેસટરમાં તથા સ્કાટલાંડમાં ગ્લાસગોમાં બધાં ઉભરાઈ જાય છે. મોટી મોટી વેપારી પેઢીઓની ત્યાં ઓફીસો છે. ટુંકમાં શહેરમાં જોવા જોગ કંઈજ નથી, છતાંબી બન્ને શહેર પોતાના નામ પ્રમાણે પરોણાઓની પરોણાગત તો ઠીક કરે છે. ત્યારે આપણે તેઓની રેંક પરમાણે તપાસ લઈયે.

મારી મુસાફરીનું મધ્ય બીંદુ મેનચેસટર.

(૧) મેનચેસ્ટરઃ-વેપાર વણજ વિદયા હુન્નર વગેરેનું, ધામ છે. જોવા લાયક સ્ત્રીટો, આલબર્ટ સ્કવેર

પીકાડીલી, એક્સચેંજ, ડીન્સ ગેટ, આકસફર્ડ સ્ત્રીટ, ટ્રેફોર્ડ પાર્ક, રશોમ, છે. નાટકશાળાઓનો મુખ્ય રસ્તો ઓકસફર્ડ સ્ત્રીટ છે. નાટકશાળાઓમાં પેલેસ, એમપાયર, ગેઇટી, ક્વીન્સ, ટીવલી, રાયલ, બહુજ જાણીતી છે. ખરીદી માટે એકસચેંજ, ડીન્સ ગેટ, મારકેટ સ્ત્રીટ, પીકાડીલી વગેરે રસ્તાઓ જાણીતા છે. ગારડનોબી ત્રણ ચાર છે, તેમાં "વીહિટવર્થ પાર્ક" ઓકસફર્ડ સ્ત્રીટનો સહેજ વખાણવા જોગ છે. મેનચેસ્ટર જાવો તો ટ્રેફોર્ડ પાર્ક પર જઇ મેનચેસ્ટર શીપ કેનાલ જોવા ચુકતાના. ઘણી પીકચરસ સીનરીથી આપણું જીગર જીતી લે છે. આર્ટ, સાએન્સ, દાકતરી, ઇજિનેરી, જ્ઞાન માટે વિકટોરિયા યુનિવરસીટી આખાં ગ્રેટ બ્રીટનમાં જાણીતી છે. વળી બી. કોમ. ની વેપારી પરીક્ષા માટેબી આ યુનિવરસીટી પ્રખ્યાત છે. મેનચેસ્ટર વળી આર્ટ ગેલેરી, ટાઉન હોલ ને મયુઝીયમથીબી ખાલી નથી. ટુંકમાં મારી સલાહ મુજબ મેનચેસ્ટર ફકત વેપારી વર્ગ માટેજ છે, પણ હેલ્થ રીઝોર્ટ માટે તો બીલકુલ નાલાયક જગા છે. ધુમસ, ને ધુમાડો, ને બરફ ને વરસાદ ત્યાં રાજ કરે છે. મારા મત મુજબ હું કોઇને મેનચેસટરમાં રહેવાની ભલામણ કરીશ નહી. જો કે ખુદ મારી સ્કુલ ઓફ કોમર્સ મેનચેસ્ટરમાં વીકટોરીયા સ્ટેશનની પડોશમાં આવેલા લોંગ મીલ ગેટમાં આવેલી છે, ને હજારોની સંખ્યામાં ત્યાં છોકરા છોકરીઓ વેપારી કેળવણી લેવા ઉભાય જાય છે, પણ તેઓમાંના ઘણાંકો આજુબાજુનાં ગામડાંમાં રહે છે. કોઇબી સીટીમાં રહેતું હોય એમ તો લાગતું નથી. રેસટોરાંબી હારેહાર છે તેમાં લાએન્સના રેસટોરાં, પીકાડીલીના રેસટોરાં, કારડોમાં કંપનીના રેસટોરાં, ઓકસફર્ડ સ્ત્રીટનાં રેસટોરાં, વગેરે બહુજ જાણીતાં છે. સઉથી ફાંકડાં હોટેલોમાં મીડલાંડ રેલવે હોટેલ જેવું બીજું કોઇજ નથી. કંઇ નહી તો ફકત એક દીવસ

કેમ ભાઇ બી. એ એમ એ થવાનો ઇરાદો છે કે! તો સહેજ નજર કરો!!

દીકરાઓ મેનચેસટરની મોજ કરાવવામાં ખાંડુ જાય એમ નથી જે !!

આફટરનુન ટી લેવા યા તો કે રાતના ગારડન રેસટોરાંમાં "કાફી બ્લાંશ" અને "પીચ મેલબા" (મીડલાંડની ફેવરીટ ચીજો) ટ્રાઇ કરવા ચુકશો નહી. અહીં રોજ રાતના બેંડ સાથે કોનસર્ટ થાય છે ને હજારો મોટે ખાંચરેના પરોણાઓ મળે છે. રેસટોરાંમાંબી જાઓ તો કેટલાંક રેસટોરાં પાધરાં નથી જો, જેવાં કે ઓકસફર્ડનું ગ્રાંડ રેસટોરાં, પીકાડીલીનું પોપ્યુલર કાફે વગેરે રેસટોરાંનો ભપકો તો બહુજ છે પણ અંદર આવનારી ત્યાંની મોટે ખાંચરેની મોટીબાઇઓથી જરાક તપાસજો. જુની માફક નહી તો એવી વલગશે કે તમારો સહેજમાં છુટકો થવો મુશકેલ—મેનચેસટરમાં લંડન માફકજ ટરમીનસો કકડી જાય છે. જુદી જુદી લાઇનના ચાર મોટાં સ્ટેશનો ખાસ નોંધી લેવા જોગ છે, સબબ ચોકસ ઠેકાણે જવું હોય તો ચોકકસ લાઇનના ચોકકસ સ્ટેશન પરથીજ ગાડીમાં બેસવું પડે છે. આ ચાર ટરમીનસોમાં પહેલું વીકટોરીઆ, લેંકેશાયર ને યોર્કશાયર રેલવેનું ટરમીનસ છે. આંહીથી સ્કોટલાંડ જવા માટે આપણને ટ્રેન પકડવી પડે છે. બીજુ ટરમીનસ તેની પડોસણ લંડન ને નોર્થ વેસટર્ન લાઇનનું ટરમીનસ એકસચેંજ છે. ત્રીજુ લંડન ને નોર્થ વેસટરન રેલવેનું ગ્રેટ સેનત્રલ રેલવે તથા લોકલ લાઇનનું ટરમીનસ લંડન રોડ છે, તથા ચોથું મીડલાંડ ને ચેશાયર લાઇનનું જંગી ટરમીનસ સેનત્રલ કહેવાય છે. મેનચેસ્ટરમાં એક મારની ઇલેકત્રીક ટ્રામની સગવડ બહુજ પસંદ પડતી છે. એકાદવાર ઓકસફર્ડ સ્ટ્રીટથી પેલેટાઇન રોડની ટ્રામમાં સહેલ કરો ને બીજી વખત મેનચેસ્તરથી સ્ટોક પોર્ટ રોડની ટ્રામમાં પથારી માંડો એટલે પટયું. શહેરનો અચ્છો ચીતાર મગઝમાં બેસી જશે. જો કે તમારા સેવકે પોતાની ઇંગ્લાંડની પધરામણી દરમીયાન મેનચેસ્તરને પોતીકું ઘર બનાવ્યું હતું અને ત્યાંથીજ સેવકની સવારી જુદી જુદી જગ્યાએ

એકસકરઝન કરવા ઉપડી જતી હતી માટે તમોનેબી મારી સાથે મેનચેસ્તરથીજ સહેલ કરવી પડશે. દીકરાઓ ઉપડો ત્યારે, પહેલે મેનચેસ્તરથી બકસતન અને જુઓ ઇંગ્લાંડની આ ફાંકડી ફેશનેબલ વોટરીંગ પ્લેસ! આ તંદરોસ્તીનાં ધામને હું બકસતન તંદરોસ્તીનો તાબુતો. બોરડીની ઉપમા આપું તો તે ખોટું નથી. દરબીશીયરની આ લાડકલી દીકરી લંડનથી લગભગ ૧૬૫ માઇલ ને મેનચેસ્તરથી ફકટ ૨૫ માઇલને સુમારે પડેલી છે. લાડકલી ને લકી તો ખરી! વળી પોતાના મીનરલ બાથ માટે તો હાલમાં એટલીબધી જાણીતી થઇ છે કે લોકોને શોધી જગ્યાબી મળતી નથી. બાથ ને પંપ રૂમો ક્રેશન્ટ નામની ગંજાવર બીલડીંગમાં મેજરૂ થઇ પડેલા છે. દીકરાઓ લોહી પાણી તો એવું આવશે કે ૮ દીવસમાં ૨૫ પાઉંડ જો નહી વધો તો મને ફીલ્લો કાકો ના કહેતા! હોટેલો ને બોરડીંગ હાઉસો કકડી જાય છે. બે ચાર સારાં હોટેલોમાં મીડલેંડ, પેલેસ, સેંટ એન્સ, ક્રેસંટ વગેરે જાણીતાં છે. વળી બોરડીંગ હાઉસોબી ઠામોઠામ છે પણ ગાડીના દર જરાક આકરા છે. પથ્થણુ કરીનેજ પથારી માંડજો. આજુબાજુ કેટલીક ઇતીહાસીક જગ્યા આપણું ધ્યાન ખેંચે છે, તેમાં "કેટ એન્ડ ફીડલ" ની ટેકરી જરા જોવા લાયક છે. એકાદ વીક બકસટનમાં કાઢેલું તંદરોસ્તી માટે ઉત્તમ છે. ખાસ કરીને બાથ લેવા તો જરૂર જવું, ને બને તો ત્યાંનું ઝરાનું બે ગોટ પાણી પીવું, તમામ દુખો દફે કરી મોઢાનો ચીલ્લો ફેરવી નાખશે. જો કે મેનચેસ્તરમાંબી બાથોનો ટોટો નથી, સઉથી ફાઇન વીકટોરીઆ બાથ ઓકસફર્ડ રોડના હાઇસ્ટ્રીટમાં છે. જરૂર એક શીલીંગ ૬ પેન્સ આપી તરકીશ બાથ લેજો, બે ઘડી જીવ ખુશ કરી નાંખશે. પણ જો મોજમજાહ યા પ્લેઝર કરવા ઉતરી પડવું હોય તો ઇંગ્લાંડની સઉથી માનીતી વોટરીંગ પ્લેસ બ્લેક પુલ છે. બ્લેક પુલની આખાં બ્રીટનમાં કોઇ હરીફ નથી એમ જો

બ્લેકપુલ પોરટીઓનો પઈસ્તાની પેલેસ.

કહું તો તે વાજબી છે. હજારો ને લાખો લોકો વીક એંડ કાઢવા ત્યાં જમા થાય છે. મેનચેસ્ટરથી ફક્ત ૪૮ માઇલને છેટે આવેલી ઇંગ્લાંડની સઉથી એશકી બહેનપણી તમારૂં દીલ આંખના ચમકારામાં જીતી લેશે એમ છે. ત્રણ મોટાં ટરમીનસો છે, ટાલબોટ રોડ, સેન્ટ્રલ, ને સાઉથ શૅાર. હોટેલબી ક્રાંકડાં છે, જેમાં મેટરોપોલ ઇમપીરીઅલ, નોર્થએક હાઇડરો વગેરે જાણીતાં છે. તમારા સેવકની પસંદગી નોર્થબ્રેક હાઇડરો પર ઉતરી હતી. રોજની દશ શીલીંગમાં ખાવું, પીવું, રહેવું બધું સમાઇ ગયું. હોટેલ અલબતાં બાદશાહી છે, ને શની રવી તો મોહ માંગતું દામ આપવા છતાંબી જગ્યા મળતી નથી. બ્લેક પુલમાં "સેન્ડઝ" પર જાવો તો પીઅરોનો બી ટોટો નથી. નોર્થ પીઅર, સાઉથ પીઅર, સેનટ્રલ પીઅર વગેરે ત્રણ ચાર પીઅરો છે. વળી ઓપન એર કોનસર્ટો પીઅર પર સવાર સાંજ થાય છે. બીજાં રમત ગમતના સાંધણોમાં સ્વીચબેક રેલવે, ત્યાંનો ઇફલ ટાવર, ટાવરનું એકવેરીઅમ, જાનવરખાનું, ઇન્ડીયન લોન્જ, કોનસર્ટ હોલ, વગેરે, બાદશાહી વીન્ટર ગારડન, ઓપેરા હાઉસો, પ્લેઝર બીચ પરની વોટર શુટ, રીવર કેવ, જાયન્ટ વીહીલ, એરીઅલ ફ્લાઇટ, હેલતર સ્કેલતર લાઇટ હાઉસ, વગેરે વગેરે એટલું પડેલું છે કે ચીચોડા વાળાંઓ બારે માસ ત્યાં પડી રહે તોબી તેઓને બ્લેક પુલનો પીછો છોડવા નહી ગમે. એમ તો બ્લેક પુલની પડોસણ સેંટ એન્સ ને ફ્લીટઉડબી કાંઇ ખાંડયા જાય એમ નથી. સેંટ એન્સ ને લાઇથામબી હાલમાં લોકોની નજરમાં બહુંજ આવી ગએલા છે. વળી ફ્લીટ ઉડબી બ્લેકપુલથીં એક નાનકડી એકસકરઝનની મોજ ચખાડે છે. બ્લેકપુલ નાનકડું પેરીસ છે, ફ્લીટઉડ ને સેન્ટ એન્સ બ્લેકપુલનાં બચ્ચાં છે, છતાંબી સાઉથપોર્ટ બ્લેકપુલની વડી બહેન કહી શકાશે આ બધી જગ્યાએ લોકો વીકએંડ

બ્લેકપુલની બહેનો ફ્લીટહુડ સેંટ એન્સ, સાઈધામ, નોર્થબઇક વગેરે.

ગુજારવા ઉતરી પડે છે. માટે જો બ્લેકપુલ જાવો તો એવો નકકી કસદ કરીનેજ જજો કે ત્યાંથી સેંટ એન્સ, ફ્લીટહુડ ને સાઉથપોર્ટ જોઇને આવવું. જો જો !

દયા ધરમકા મુલ હય, પાપ મુલ અભીમાન;
ઇતિનેસે ગમત મીલે તો, ફીરોજદાસ જમાન.

ભજોરે ગોવીંદા સાધું જય રામા.—

ત્યારે મેનચેસતર ને તેની અડોસણ પડોશણોને ચાંપીને કોટી કીધી, હવે પાછા મેનચેસતર આવી ગગરો ને વળી વીસામો લઈ આવતે વીકે અહીંથી વેલ્સની પ્યારી પનોતી ભુમી પર ઉતરી પડો. બધા કહેજે વેલ્સ જેવી સીનરી નહિ ને વેલ્સ જેવી હવા નહિ, તે જોઇએ તો સહી કે આપણા પ્રીન્સ ઓફ વેલ્સની શહેનશાહત કેવી છે! તેટલાં હાલ તો ખીચરી પલાવનો વખત થાય છે. સાહેબજી. ! ! !

---

## પ્રકરણ ૧૮ મું.

### " ઇંગલાંડ ને વેલ્સ "

### છેવટનું સમીંગ અપ.

---

વોટરીંગ પ્લેસોની સરખામણી.

બ્લેકપુલ ને તેની બહેનો સાઉથપોર્ટ, સેંટ એન્સ, ફ્લીટહુડ, વગેરે જોઇ તો વળ્યા. આપણે જોયું કે બ્લેકપુલ પરદેશી ભઇયાનું પનોતું પરેસ્તાન છે, સાઉથપોર્ટ ત્યાંના

ભાઠાં અડાજનના લોઠા કોકાઓ માટે મનસુખ મહાલ છે, સેંટ એન્ઝ બાળકાં ભુલકાંઓનું ગુલેસ્તાન છે, જ્યારે ફ્લીટવુડ દુર ડુંગર ડોકયું કરનારાઓ માટે સી સ્તેશન છે. જોયુંબી બહુ, ખાધું પીધુંબી બહુ ને મંજલ એ કીધી બહુ, હવે પાછા મેનચેસ્તર જઇ થાક ઉતારી ત્યાંથી આગળ વધ્યે. દીકરાઓ મેનચેસ્તરની એક સઉથી ફાંકડી પ્લેસ અત્રે હેડે ચઢી આવે છે, ને તે ત્યાંનું બેલવ્યુ ગારડન. આ ગારડન જો તમોએ જોયો તો બસ હું એમજ કહુંછ કે મેનચેસ્ટર તમે બરાબર જોયું. આંહી જાનવરખાનું છે, હરેક તરેહના રમત ગમતનાં સાંધણો છે, ચાઈનીઝ, ઈંગલીશ વગેરે તમારે ટેસ્ટના ચઢ ઉતર ભાવના "કાફે" રેસતોરાં છે. વળી આંહીનો બોલરૂમ, કોનસર્ટ હોલ, મયુઝીયમ વગેરે બહુજ જોવા લાયક છે. બોટીંગના શોખીનો માટે આંહી નાનકડો લેકબી હાજર છે, પણ આ ગારડનની ખરી મોજ તો ત્યાં મેહ મહીનામાં વીહટસન ટાઈડ પર જોવાની છે, જે વખતે આતસબાજીના દેખાવો થાય છે, જે માટે એવું કહેવામાં આવે છે કે આવી આતશબાજી આખાં ઈંગલાંડમાં કેઠે થતી નથી. રવીકો તમારા સેવકની તે તરફની ત્રણ દીવસની લટારે પુરવાર કીધું છે કે બસ કમાલ છે એ ઓરીજીનલ ઓલમાઓ બીલકુલ કમાલ છે, જાઓ ને ખાતરી કરો. તમારા વિકટોરિયા ગારડનથી વળી પાંચ ગણો મોટો એ બાગ હશે. ખુશહાલ જીવે ફરો હરો ને મોડેથી ઘરે આવી લેટી જાવો એટલે ફીનીશ, કીસ્સો ખતમ. પણ પેલું લીવરપુલ, દુનિયાનું બીજે નંબરે આવતું મોટું વેપાર વણજનું બારૂં ડોળા ઘુરકે છે માટે ચાલો એકાદ દીવસ ત્યાંબી તોડી પાડવામાં કાંઈ ઘરેણા ગાંઠાં ગુમાવવા જેવું નથી. મેનચેસતરથી ફકટ ૩૦ માઇલનો ટપ્પો છે ને ટ્રેનને જતાં ત્યાં ચાલીસ મીનીટ થાય છે. અલબતાં મેનચેસ્તરથી દોઢું હશે એમાં શક નથી. દીકરાઓ જેવા સ્તેશન પર

મેનચેસ્ટર જાઓ તો ત્યાંનું ઝુ ગારડન જોવા ચુકતા ના.

લીવરપુલ દરીયાઈ બંદરોનો શાહ.

ઉતરો કે જો સકાળેની ગાડીમાં નીકળેલા હોય તો તુરત મીડલાંડ એદલફી યા બાજુના કોઈ પણ રેસટોરાંમાં નાસ્તો વગેરે કરી લઈ પહેલે મરસી ડૅાક યાને ગોદીઓ જોવા ઉતરી પડો. અલબતાં ગોદીઓ કંઇ સ્તેશનથી ઘણે દુર નથી, જોઇએ તો સ્તેશન પાસેથી અંદરગ્રાઉન્ડ રેલવેમાં બેસી મરસીના અંદરગ્રાઉંડ સ્તેશનપર ઉતરો કે સામીજ ગોદી ! આ ગોદીની મોજ તો ફક્ત ઓવરહેડ ઇલેકત્રીક રેલવેમાં બેસીને જોવાની છે. તીસ માઇલિ સુધી લંબાએલી આએ ગોદી, જુદી જુદી શીપ બીલડીંગ ને શીપીંગ કંપનીઓના શેડ સાથે એવી તો ઉત્તમ પ્લેઝર આપણને આપે છે કે આએ નાજુક કલમ તેનો ચીતાર આપવા અશકત છે. ગોદીના લેનડીંગ ને ફ્લોટીંગ સ્ટેજો, તેનું બાંધકામ, બોટોની આવણજાવણ વળી ઘોડા ગાડી, તથા રાહદારીઓની આવણ જાવણ માટેની સગવડ વગેરે બેશક તેની હુન્નરમંદી માટે આપણને હેરત કરે છે. ગોદીમાંથી દરેક અરધે કલાકે લોંચો મરસી નદી પર આવેલાં નાનાં ગામડાંઓના પેસેનજર લાવલઈ જવા કરવા ઉપડે છે. દીકરાઓ ત્યાંથી તમેબી લોંચમાં બેસી બરકનહેડ, સી કોમ્બ, ન્યુ બ્રાઇટન વગેરે શહેરો તરફ લટાર મારો. બસ ત્યાં નેચરલ સીનરી જોઇજિ કુદરતી તમારો જીવ ઠડી જશે. યા ખુદા, થોડું ગરીબડાં હીંદ માટે ફાજલ પાડતે તો શું તારો ખજાનો ખુટી જવાનો હતો બાપા ! ટુંકમાં જોવાનું તો લીવરપુલમાં બહુ છે પણ મારા મત મુજબ લીવરપુલની આખા ઇંગ્લાંડમાં સઉથી સુંદર ફાંકડી આર્ટ ગેલેરી ને મયુઝીયમ, એકવેરીઅમ, લીવરપુલનો ટાઉન હોલ, એકસચેંજ વગેરે જોવા લાયક છે. વેલ ત્યારે ગુડબાઈ લીવરપુલ તારી વીઝીટ હમારા જીગર હરખાવી દીધાં છે. હવે તો બીજી વાર આવીશું ત્યારે હમાજોર કરીશું ! ત્યારે આમ સવારના આઠના નીકળેલા સાંજના ચારની ગાડીમાં મેનચેસટર પાછા ફર્યા. અત્રે મારે તમારૂં ધ્યાન ખેંચવું જોઇએ

લીવરપુરની રાજવંશી ગોદીઓ.

લીવરપુલનું "બીઅરઝ પો" કે બપોરના લંચ માટે લીવરપુલનું "બેઅ્ઝ પો" રેસતોરાં બહુજ વખણાયલું છે. દાખલ થતાંજ બહાર મુકેલું સ્ટફ રીંછ તમોને આવકાર દે છે. વળી ખરીદી માટેબી લીવરપુલ જેવું શહેર બીજું કોઇ નથી. હાલમાં વધેલા દર પ્રમાણે તો ૫ રૂપીયામાં એટલે સાડા સાત શીલીંગમાં તો થર્ડ કલાસમાં રીટર્ન જરની કરી શકશો. પણ લીવરપુલને બાજુએ મુકો અને એની બરોબરી એ પુગેલાં બરમીનગામ પર નજર દોડાવો. સહેજ લાંબો ટપ્પો છે. જો મેનચેસટરથી સીધારો તો ૮૦ માઇલની મંજલ છે, ને ટ્રેન જતાં અઢી કલાક લે છે. બેશક સેનત્રલ સ્તેશનથી ઉપડો ને ડરબી પર ચેંજ કરો એટલે સીધ્ધા બરમીનગામ ઉતારશે. દીકરાઓ ત્રણ ત્રણ ટરમીનસો છે એટલે સહેજ ભુલાબી પડી જાઓ એમ છે. આ ત્રણ ટરમીનસો (૧) ન્યુ સ્ટ્રીટ અથવા સેનત્રલ સ્તેશન, (૨) મુરગેટ સ્ટ્રીટ સ્તેશન ને (૩) સ્નોહીલ સ્તેશનને નામે ઓળખાય છે. ન્યુ સ્ટ્રીટ તો સ્તેશન પર ઉતર્યા કે તમારી પડોશમાંજ ડોળા ખાય છે. પણ દીકરાઓ બરમીંનગામમાં જોવા જોગ અસાધારણ જેવું કંઇજ નથી, જેમ બધે ટાઉન હોલ ને ગેલેરી ને લાઇબ્રેરી ને સ્ટ્રીટો જુઓ છો તેમજ અહીંબી જોશો. અલબતાં બે ચાર બગીચાઓ યુનીવરસીટીઓ વગેરે જોવા લાયક છે, પણ ખરીદી કરવી હોય તોજ ત્યાં સીધારજો નહિ તો ફેરો ફોકટ છે. આહીં તો સેવકને ત્યાંના કેટલાક પ્રોફેસરો સાથ મુલાકાત લેવાની હતી ને બીજું તો દુનિયાના લીટરેચરમાં પોતીકું પહેલું નામ લખાવી ગએલા મહાન નાટકનવેશ શેકશપીઅરની જનમ ભુમી સ્ટ્રેટફર્ડ ઓન એવોનમાં જવાનું હતું એટલા માટેજ આપણી પસંદગી બરમીનગામ પર ઉતરી હતી. માટે ઉતાવળ કરો દીકરાજીઓ, આહીંથી સ્ટ્રેટફર્ડ નાકના દાંડા પાસે આવેલું છે. આસરે વીસેક માઇલની રમત છે. બરમીંનગામના ત્રીજા ટરમીનસ "સ્નોહીલ" પરથી ત્રેન પકડો કે વીસ

(બરમીનગામ મેનચેસટરનો ભાઈ.)

(શેકશપીઅરની જનમ ભુમી સટરેટફરડ ઓન એવોન.)

પચ્ચીસ મીનીટમાં તો સ્ટ્રેટફર્ડ ઉતારી દેશે. રશીકો આખા ઈંગલાંડનું ખુણેખુણું ફરવાને બણુબણુજીઓ પરવાનગો કદાચને નહિબી આપના હોય તોબી શેકશપીઅરની આ દુનિયાને મોઢે રમી રહેલી જન્મ ભૂમિને હમાન્જેર કરવા ચુકશો નહિ. દીકરાજીઓ એકાદ દીવસ ત્યાં થોભશો તો ઓરબી તમારા લાભનું છે. ધીરે સીરેથી તમો જેટલું જોશો તેટલું ઉતાવળમાં ખોહી દેશો. ત્યાં સસતાં બોર્ડીંગ હાઉસો ઘણુંબી છે. જોવોજી ત્યારે સ્તેશન પર ઉતરતાંજ સીધાં ચાલ્યા જાવો ને દાબા હાથ પર વળી જાઓ કે તુરતજ કોઇબી બતાવશે કે આએ મહાન કવી શેકશપીઅરનું ઘર જ્યાં તે મહાન નરનો જનમ થયો હતો. ઘર અસલી વખતનું ભાંગી ટુટી હાલતમાં દીસે છે, છતાંબી તેના બહારના દેખાવ પરથી વીચાર એ ઉતપન થાય છે કે વરસો તે પર વીટી ગયાં તોબી તેવી ને તેવી હાલતમાં જીવતું જાગતું કેમ ઉભું રહ્યું હશે! ઘરમાં દાખલ થવાની કંઇક છ પેન્સની નજીવી ફી લેવામાં આવે છે. નીચે શેકશપીઅરના બે ત્રણ બાવલાં ઉપરાંત, તેના ઘરનો મોડલ, જુન્ના અસલી વખતના સીકકાઓ, કેટલીક મેનયુસક્રીપટો, ચોપડીઓ, થોડાક શેકશપીરીઅન પોરટરેટો. એક નાનકડી તેબલ ખુરસી વગેરે જોવામાં આવે છે. પહેલે માળે જતાંજ મહાન શેકશપીઅરનો જે ઓરડામાં જનમ થયો હતો તે ઓરડો નજરે પડે છે. ત્યાંબી આ નામાંકીત નરનું બાવલું અને એક ખુરશી દીસે છે. બીજા પરચુતણ રૂમોમાં થોડા અહીં તહીંથી હાથ કીધેલા લેખો, અસલના વખતના કામઠાંઓ, સીકકાઓ, સબીઓ જણાય છે. ઘરની પછવાડે વળી સુંદર બગીચો છે જ્યાં બાગની વચમાં ગોઠવેલા એક મોટા પથ્થર વીશે એવું માનવામાં આવે છે કે મહાન શેકશપીઅર ત્યાં બેસી પોતાના નાટકી વીચારો એકઠા કરતા હતા. બેશક ભાઇ આપણને તો નવાઇ જેવું લાગે છે કે બા આ મહાન નર વીશે

મહાન કવી શેકશપીઅરના ઘરમાં!!

શેકશપીઅરના ઘરનો એક ઓરડો જ્યાં આ મહાન કવીનો જનમ થયો હતો.
જુઓ પાનું ૨૩૨ મું.



પ્રખ્યાત ટ્રીનીટી ચર્ચ જ્યાં મહાન કવી શેકશપીઅર મટટી વાસ થયા છે.
જુઓ પાનું ૨૩૩ મું.



સ્કોટલાંડની શહેનશાહદબાનું 'ખુબસુરત એડીનબરો' પર
ઝાંખી નજર. જુઓ પાનું ૨૪૦ મું.

લાગણીનો ઝરો અંગ્રેજ બચ્ચાંઓના જીગરમાં હજુબી જેવો ને તેવો જાગૃતજ છે. ટુંકમાં એકજ વીઝીટ આપશો તો તમારૂં દીલ આ મહાનો નરની યાદમાં ભરાઈ આવશે. એ પછી ત્યાંથી થોડેજ દુરજ મહાન બાનુ લેખક મેરી કોરેલીનું ઘર આવેલું છે, જ્યાં આ પ્રખ્યાત વારતાનવેશ વાસો કરે છે. જરાક આંગળ ચાલશો તો શેકશપીઅરને કેળવણીની સરસવતી શીખવનાર ગ્રામર સ્કુલ તથા એવોન નદીના મુખડા પર આવેલી અસલ શેકશપીરીઅન નાટકોનો આયનો આજના જમાનાના લોકોના મગજ પર મજબુતાઈથી ઠસાવનાર મેમોરીયલ થીએટર તથા ત્યાંનું મ્યુઝીયમ વગેરે બહુજ જોવા લાયક છે. વળી જ્યાં આ મહાન નર હમેશની શાંતીમાં સુતેલા છે તે ટ્રીનીટી ચર્ચ જોવા ચુકશો નહિ. મોટા આલટરની નજદીકમાંજ તમારા પગ પાસે નીચલા લેખો વાંચી દુવા ગુજારજો કે આ દુનિયાનો નાટક ખજાનો તેના આબેહુબ આકારમાં નીતી રીતીની પાઠશાળા મારફતે કુલ શહેનશાહતને અરપણ કરનાર મહાન કવી શેકશપીઅર જહાં હોય તાંહ તારૂં રૂહ શાદ થજો. !!!

ટ્રીનીટી ચર્ચ જ્યાં મહાન કવી શેકસપીઅર પાતાળમાં સુતા છે.

> "Good frend for Jesus sake forbeare
> To digg the dvst encloased heare,
> Bleste be ye man yt spares thes stones
> and Cvrst be he yt moves my bones."

ઉપલો લેખ એક પથ્થરની ચોરસ લાદી પર શેકશ-પીરીઅન ભાષામાંજ આબેહુબ ઉતારવામાં આવ્યો છે જેની નીચે મહાન નર શાંતીમાં પોઢેલા છે એમ માનવામાં આવે છે. ચર્ચ જોઈ પાસેજ આવેલી એવોન નદી પર ઉતરી પડજો ને આખી નદી નાની બોટમાં બેસી હલેસાં મારતાં મારતાં ફરી

આવજો, વરી ઓરજ પ્લેઝર મળશે. તારે એ મહાન કવીના મહાન પવીત્ર વતન સ્ટ્રેટફર્ડ તુંને છેવટનું પ્રીતભર્યું ચુંબન કરી હમો આગળ વધીશું. આંહીથી વળી એક માંઈલને છેટે આવેલાં શોટરી નામના ગામડાંમાં આવેલી શેકશપીઅરની ભાગ્યશાળી પતની એન હાથાવેનું ઘર જોવા ચુકશો નહિ, ત્યાંબી થોડીક ચીઝો અસલી વખતની જોવા લાયક છે. એવું કહેવામાં આવે છે કે આપણા કવી કરતાં તેમના બાયડી ૮ વરસ મોટાં હતાં! હશે બાપુ એ તો મોટી બાયડી પરણવાનો રવૈયો અંગ્રેજોમાં ચાલતોજ આવેલો છે એમાં કાંઈ નવાઈ જેવું નથી. વળી જો સ્ટ્રેટફર્ડ સુધી સીધારો તો પડોશમાં આવેલાં જગજાહેર કોવેનટ્રી ને લીમીંગટન પરગણાંઓ જોવા ભુલતાંના. ત્યાંના દેવળ બગીચા, કારખાનાઓ વગેરે જોવા જોગ છે. પણ બાપા ઈંગલાંડના ભીત્તરમાં એવું તો બહુએ છે ને આહીં જો છુટથી તે સઘળાંનો ઘસડબોરો કરવા બેસીયે તો મોંઘવારીના વખતમાં કેમ પાલવે બાપા! પછી તો ચોપડી રૂપીયા દશેબી મળવી કઠણ પડે.!! પણ હવે ઈંગલાંડનું સઉથી જુનું સઉથી ફાંકડું, ને સઉથી વધુ ઇતિહાસીક શહેર ચેસતર તરફ લટાર મારવી છે માટે હાલતો મેનચેસતર પાછા ફર્યે, બ્રેકફાસ્ટ લઈ સવારના ઉપડી જઈશું કરી મોડેથી રાતના સ્ટ્રેટફર્ડ ફરી હરી ત્યાંથી બરમીનગામ માર્ગે મેનચેસટર આવી પુગા. ચાલો હવે ચેસતર જવું છે. પુરાતન નોરમન શહેનશાહોના વખતની પાકકી બાંધણીથી મઘાએલું રાજવંશી શહેર જોવાનું છે. બાવાજાન, ચેસતર કાંઈ ઘણું દુર નથી, નાકના દાંડા આગળ છે. મેનચેસટરના સેનત્રલ સ્તેશન પરથી સવારની ગાડી પકડો કલાકેકમાં તો ખુશહાલ જીવે ચેસતર પુગી જશો. હવે ત્યાં જોવાનું શું છે ને તે કેવી રીતે જોઈ શકાશે તેનું પ્રોગ્રામ બનાવ્યે. જોઓજી, ચેસતર જેવા ઉતરો કે ત્યાંથી એક કોચ પાચ શીલીંગ પર્ટી લઈ લેજો. જે

શેકસપીઅરની બાયડી એન હાથાવેનાં ઘર હ્યેરફેર કર્યું.

ચેસતર ઇંગલાંડનો ઇતિહાસીક કસબો.

તમોને બે કલાકમાં આખું ચેસતર દેખાડી પાછા ગાડીના ટાઇમ સર સ્ટેશન પર પુગાડી જશે. ચેસતરમાં જોવા જોગ, ઇતિહાસીક પ્રાચીન કાલની નોરમન વોલ છે. એ ઉપરાંત ચેસતરનું જુનું કથીડરલ બેશક જોવા જોગછે. સઉથી પ્રખ્યાત ને આખાં ઇંગલાંડમાં નવાઇ જેવી ચીજ તો ત્યાંની "રો" ને "ગોડ પ્રોવીડન્સ હાઉસ" કહેવાય છે. આ રોમાં દુકાનો, શોપોની એવી ગોઠવણ કરવામાં આવી છેકે હારેદોર દુકાનો ઘરની સીડી ચઢી જાઓ તો એક લાઇન સર લાગેલી દેખાશે. બહારથી આપણને ઘરનો ઓટલો તરીકે જણાશે, પણ અંદર જતાં ભોંય તળીયે લાઇનની લાઇન બધી દુકાનોની તમારી નજરે પડશે. બેશક અકકલમંદીની એબી વાત છે. દીકરાઓ ત્યાં વેર સીધારો તો વરી નદીની સહેલગાહ લેવા ચુકશો નહિ. આંહી વરી નદી પર રાજ કરતો રાજવંશી ઇટન હોલ જોવાનો મજો છે. હાલમાં ત્યાં સોલજરો વસવાટ કરતા હોવાથી લોકો માટે તે બંધ છે છતાંબી તેનો બગીચો, અંદરનો સીંગાર, બહારનો ઠાઠમાઠ વગેરે બે ઘડી મનન કરવા જોગ છે. ખરીકો ચેસતરમાં કાઢેલા બે ચાર કલાક નોરમન કળા હુન્નરનો અચ્છો ખ્યાલ તમોને આપી શકશે. પણ ચાલો ઇંગલાંડનો પીછો અહીં છોડો, સેનટ્રલ ને નોરથવેસ્ટ તો પુરૂં કીધું હવે દક્ષીણ કોસ્ટો આપણે આવતી વખતે હાથ ધરીશું, તેટલાં ઇંગલાંડના પ્રખ્યાત લેક ડીસ્ત્રીકટો ફરી આવ્યે. બાવાજન એમ ના સમજતાં હકે હું તમોને થાક કે નીરાંત આપવા વગર ફેરવી લાંઉછું, પણ તમારે જાણવું જોઇયે કે મારા છ મહીનાના "સ્ટે" દરમીયાન મારે એકાંઉનટન્સીની પરીક્ષા આપવાની છે ને વરી આખું ગ્રેટ બ્રીટન જોવાનું છે એટલે જેવી રીતે મેં ઘોડા દપટાવ્યા હતા તેવીજ રીતે તમોનેબી કુદાવી લાઉ છું. ચાલો ત્યારે વીલાટના આ

ઇંગલાંડના લેક ડીસત્રીકટો.

આલોરી બહેસ્તમાં દાખલ થાઓ. ઇંગલાંડના લેક ડીસ્ત્રીકટોમાં

વીનડરમીઅર, ગ્રાસમીઅર, અલ્ર્ઝવાટર, દરવન્ટવાટર, હેઝલ-
-મીઅર વગેરે બહુજ જાણીતા છે. મેનચેસતરથી ૮૦ માઇલનો
લગભગ ટપ્પો છે. વીનડરમીઅર સ્તેશનથી "કોચો" તથા
મોટોરોની મનમાનીતી સગવડ મળી શકશે. ભાઈ ધુમસ ને
વરસાદને દીવસે લેકો જોવાનું અખાડા કરી જવું, સબબ જે
લેકની નેચરલ બ્યુટી છે તે તો ખુલ્લો દીવસ હોય ત્યારેજ
જોવાની છે. અલબતાં ધ્યાન ધરજો હો પોરીયાઓ, કોઇ
વખત વીનડરમીઅર બાપડાની આગરી ખસી જાય છે? જયારે
તુફાન થાય છે ત્યારે તો નાની યાટ હોય કે મોટી બોટ હોય,
બધાંને પાણી નીચેજ ભુસકા મરાવે છે! એતો વીનડરમીઅર
દીકરાનો સ્વભાવ શાંત હોય તો ગીએલા ખપનું! સઉથી
સરસ વીનડરમીઅરનું પહેલું પગથીયું બોવનેસ કરીને કહેવાય
છે. બાવા સ્તેશનપર ઉતર્યા એટલે પાણીમાં પેડા એમ નથી.
લેક તો સ્તેશનથી પોણોએક માઇલને સુમારે હશે, અને
બોવનેસ ઘણું ઘણું તો દોઢેક માઇલજ સરોવરની કીનારીએ
લાગું હશે. દીકરાઓ બોવનેસ આવો કે હોડકાંઓનો ટોટો
નથી, જહાં ગમે તાંહ હલેસાં મારો, "ખુદા શક્કર ખાને
વાલેકો શક્કરજ દીલાતે હય!". જોઓ ત્યારે આપણે
ઓકસનહોમ ને કેનડાલને માર્ગે વીનડરમીઅર આવ્યા છીએ
હં કે વીસરતા ના—ઓકસનહોમ છોડી કેનડાલ નજદીક આવતાં
આપણે એક પુરાતન વખતનાં ભાગાંટુટાં કાસલ આગળથી
પસાર થઇએ છીએ, જયાં રાજા હેનરી આથમાની છઠ્ઠી બાઇરી
કેથેરાઇન પારનો જનમ થયો હતો. બાવા "ગ્રાસમીઅર"
તો તમારે મોઢે રમી રહેલુંજ હશે. એ યુનીવરસીટીના
એલચીઓ, ને કોલેજ સ્કુલના કાકરી ચીભડાંઓ, જુઓ કે
તમારો નામાંકીત કવી જેની તમો કવીતાઓ, પોરીયાઓને
મોઢે ગોખાવો છો તેજ મહાન વર્ડસવર્થ અહીંજ સુતા છે.
બસ થોડીકવારની કોચની મુસાફરી, તે પછી પાણીમાં ડુબકા

વરી પાછી પ્લેઝંટ વોક એ સઘળાંને જમેલા તે ઇંગ્લાંડની લેક ડીસટ્રીકટનું ગુંછડું છે. આ મને તા લેક ડીસટ્રીકટ ઇંગ્લાંડના બીલકુલ પસંદ પડયા નથી, ખોટું શું કામ કહું! ખરૂં છે કે બોવનેસમાં થંડીની સીઝનમાં ફ્લોટીંગ સ્તેજ પર નાટકા ને કાનસર્ટો વગેરે થાય છે છતાંબી સ્કાટલાંડના "લાક લામંડ"ની જુતીએ બીજો લેક નથી. રશીકા જવું હાય તો આંટા મારી આવજો. જીવ્યા કરતાં જોએલું ભલું, નહી જુઓ ત્યાં રોયું ભલું! ત્યારે ઓ વીલાયટની ગારી ચામડીને હરખાવી નાખતી લેક ડીસટ્રીકટ, હાલ તો તને નાક ઘસણી કર્યે છીએ. બીજીવાર "હમને પાવન કરવાને, દીલના દુખડાં હરવાને, ઓ લેકા આવજોજી!!!" બસ ત્યારે થાકેલા પાકેલા જીવે એ દીવસ રખડી રઝલી પાછા મેનચેસ્ટરને ઉંબરે રાતે દોઢ વાગે આવી લાગા ને આઠ દીવસ થોબા એકદમ વેલ્સના બીત્તરમાં પેઠા. ભાઇ તમારે વેલ્સ જોવું છે, ઉનાળાના હોલી ડે ઉજવવા છે, તો બસ આજેજ ગાંસડા બાંધો. વેલ્સબી નાકના દાંડા પાસે છે, બસ એમ સમજો કે જહાંબી જવું હોય તાંહ મેનચેસટર તમોને તદન સેનત્રલ થઇ પડશે. જોઓ ત્યારે આપણે ઉપડીશું મેનચેસટરથી તે પહેલે જઇશું કાલવીન બે. પછી લેનડુડનો, પછી કાનવે. પછી બેટસીકોએડ, ને છેવટે સ્નોડન માઉનટનની એકાદ ત્રીપ કરીશું એટલે વેલ્સ ખતમ. ત્યારે હાંકા દીકરાઓ કાલવીન બે તરફ–મેનચેસટરથી આસરે ૭૫ માઇલનો છેટા છે. હમેંશાં ખુરશીદ ઇજદ આ ફાંકડી વેલ્સની કાલવીન વેલીપર કુરબાન છે. ભાઇ જોવાનું તો શું પણ દરીયા કીનારે લહેર લાગી છે. બે પીઅરો છે તે પર કાનસર્ટ નાટક વગેરે થાય છે. તંદરોરતી માટે એની જોડી બીજી કોઇ નથી. હોટેલોના ડાગ નથી. બસ અહીંથી કલાક એક બે આનંદમાં કાઢી ઇલેકટ્રીક ત્રામ મારફતે લેનડુડનો જાઓ, ૭ થી સાત માઇલનો છેટા

પાણીનો પીકચર પલેસ બીનડરમીઅર.

હવે વેલ્સનો પુઠ પકડો.

લેનડુડનો વેલ્સનો શાહજાદી.

હશે. લેનડુડનો વેલ્સની કાપીટલ કહો તો ચાલે. ફાંકડીબી તેવીજ, શોભીતીબી તેવીજ, ગીચોગીચબી તેટલીજ, ને આરટીસટીકબી તેટલીજ. હોટેલોમા તમારા સેવકની પસંદગી પીઅરની પાસેજ આવેલાં ગ્રાંડ હોટેલપર ઉતરી હતી. ગ્રાંડ હોટેલ મારા ધારવા મુજબ બહુજ મોટું ને બાદશાહી ગણાય છે. આંહીથી વળી તમોને પીઅરની પાસ બી દાખુશખશ મળી શકશે પીઅરપર ઓરકેસ્ટ્રા કોનસર્ટ વગેરે ત્યાંની નાટકશાળાઓમાં થાય છે. અહીંથી મોટર કંપનીઓની બસો જુદે જુદે ઠેકાણે દોડે છે. એક વાર કોનવે કાસલ તરફ રાઇડ કરો, ને કોનવેનો પુરાનો કીલ્લો જોઈ પાછા ફરી સાંજે "ગ્રેટ ઓરમઝ હેડ" ને "લીટલ ઓરમઝહેડ" ની બે બાદશાહી ટેકડીની આસપાસ ચકરાવો લેઓ, એવી પ્લેઝંટ વોક તો બીજી તમોને કેડે મળશેજ નહી ! બેશક લેનડુડનોની બીજી બહેનજ નથી એમ કહું તો ચાલે. વળી બીજે દીવસ જોઇએ તો બેટસી કોએડમાં કાઢો. બેટસી લેનડુડનો થી ૧૫ માઇલ છે. ટ્રેન માર્ગે જતેઆ તો વીસ પચીસ મીનીટમાં તો ખુશહાલ જઇ શકશો. લેનડુડનો જરાક એરીસટોક્રેટીક છે તો બેટસી ગામડીયન ગુલાબ છે પણ દીકરાઓ કુદરતી સીનરી લેનડુડનો કરતાં બેટસીમાં વધુ જોવાની છે. ખુદ આખા વેલ્સની બ્યુટી બેટસીમાં જોશો.

વેલ્સની દીકરી "બેટસી."

ત્યાંના સ્વોલો ફોલ્સ કદાચ ઇંગલાંડને વેલ્સનાં સઉથી ગંજાવર ધોધ તરીકે જાણીતા છે. સ્તેશનથી લગભગ ત્રણેક માઇલ હશે. વળી સ્તેસનથી થોડેજ દુર પોનટીન પારની વેલી, ધી લેડર ઓફ ધી સામન, ફેરીગ્લેન વગેરે બહુજ જોવા લાયક છે, સ્તેશનથી ટેકસી મળી શકશે. વળી બેટસીથી જો દીવસ ખુલ્લો હોય ને ખુરશીદ હજર પુરબહારમાં હોય તો સ્નોડન હીલના દરશન મળી શકશે. સ્નોડન માઉનટન જમીનથી લગભગ ૨૩૦૦ ફીટની ઉંચાઇએ હશે. બાવા સ્નોડન જોવોજ હોય તો લેનડુડનોથી લેનફેરીસ જઓ. ને ત્યાંથી

ટ્રેન માર્ગે સ્નોડન જાઓ. આબાદ માથેરાન સ્ટીમ ટ્રામનો ખ્યાલ આવશે. ટુંકમાં વેલ્સ બહુજ ગુલાબી ને આબેહવાનો મુલક છે. નોર્થ વેલ્સની કોઇબી જગા બેશક તંદરોસ્તી માટે તો કાચ્ચુ સુન્નું છે. શોખીનો એક વીક વેલ્સમાં તો જરૂરજ કાઢજો. કુદરતે ત્યાં શું શું બેલો બનાવ્યા છે તે બાકી નજરથી નીહાળી બે ઘડી હેરત થજો. ઓ જોગેશરીના ગુફા ને બોર ઘાટમાંથી વહેતા નીરમળ પાણીના ઝરાઓ તમારૂં નસીબ ક્યારે ઉઘડશે! શું તમોને કોઇબી ૨૧ વરસનો શુકર બેઠો નથી જે તમો આવી હાલતે પીલાઇ જવા છતાંબી કોઇ ચલ્યુંબી તમારી ખબર નથી લેતું! પણ દીકરાઓ વેલ્સ વેલ્સ શું કરોછ, ચાલો આવતે વીક વરી સ્કોટલાંડના બીત્તરમાં, ત્યાં જુઓ કુદરતની કારીગીરી! હાલ તો ઘરે આવી પેટ ભરી ઉંઘ કાઢી લેઓ ને બે ચાર દીવસની થાક ઉતારવા જેટલું કુંદાય તેટલું કુંડો. તેટલાં ફીપ બેદીયા હે.



## પ્રકરણ ૧૯ મું.

### સ્કાટલાંડ ને હાઇલાંડના સ્વર્ગમાં.

---

"I love a lassie, a highland bonnie lassie"

ઓહ મારી બચગીના સુખી સ્વપનાઓ! આજે તમોએ તમારા મુતવલીને સ્કાટલાંડનું સ્વર્ગ દેખાડી મારી

બાળપણની ઈચ્છા ફળીભુત કીધી છે! બધાંઓ વેલાટ જાય ને ગોરો ગજ્યો મસાલો ઉમેર સુમેર કરી પીરસે, એ લોકોમાં અંકાય બે કાય ને આપણે શું ખુદાજીને તાંહથી ઘઉંનાં આડાં મુલ્યાં જે પાક ખુદા આપણને દરીયો દોહવવામાં વાસી નહીં આપે! બસ તારે દોડાવ નાજુક કલમનો અસ્પ, ને મુછોપે તાવ દે ઓ ફીરોઝ સવાર, ખુદાની ખુશી ખુદાની જાણે, જ્યાં સુધી ન પહોંચે ત્યાં કવી બમારી! દીકરાજીઓ ચાલો ત્યારે ઉલટ પકડો, આપણે

સ્કાટલાંડની ખુબસુરત રાજધાની એડીનબરો.

જવું છે સ્કાટલાંડની શેહેનશાહબાનુ ને બ્રીટનની બેગમ સહિયા એડનબરો બેધા. ખુબસુરત એડીનબરો, આસઅઅત્યારીનું મુકામ, હાઈલેંનડરોનું પીનોતું ધામ, સુખવાસી સેઅરોનું સબકનું ગામ, બાપુ તને કરે છીએ સલામ! જોઓ પોરીયાઓ કાન ચીમટી રાખો કે ફક્ત મેનચેસ્ટરના વીક્ટોરીયા સ્તેશનપરથી માત્ર બેજવાર ટ્રેન સ્કાટલાંડ જવા સારૂ ઉપડે છે, એક બપોરે બાર, સાડાબારે ને બીજી રાતે સાડાબાર, એક વાગે! મારાં નાચીશમત મુજબ બપોરનું ખચ્ચર ઠીક પડશે. સાંજના લહેકોમાં થઉ કલેજે સુરજ અસ્ત પામતાં તો એડીનબરોના કેલીડોનીયન સ્તેશનપર ૭ સાત વાગે ઉતારી પાડશે. હાલમાં લડાઈને લીધે આગળ જેટલી ફાસ્ટ એકસપ્રેસ દોડતી હતી તેટલી સ્પીડે દોડતી નથી. આએ તો ધીમે સાંસ્તે ખુદક ખુદક ફરતા કે આજુબાજુની દીલપઝીર સ્કાટીશ સીનરી, ફરંગ બકરાંઓની ચેકા ઘલાણપરની ચરણબાજી આબોહવા વગેરે વચ્ચે બે ચાર ચાકલેટના દાનાથી મોહ મતમનાવતાં હસતાં બોલતાં સીધારો એટલે વખત કહાં ઉડી જશે તે જણાશેબી નહીં. તારે સમજે કે મેનચેસતરથી ઉપડી બોલતનની બારી કુદાવી મનોહર પ્રેસટનના પરગણામાં દાખલ થયા. આહીં ગાડી પોણો કલાક ઉભી રહે છે. જે અરસામાં બફેટમાં

જઇ મોઢાં ગમી કરી લેવું. જો તેમ કરવાનું મન નહી થતું હોય, અને ટ્રેનમાંજ ચીટકવા ગમતું હોય તો તેનોબી ઇલાજ છે. સ્તેશનના પ્લેટફોર્મ પર ગોરી ઘટમારી પોરીઓ એક નાનકડી કાચના બારણાની કબાટ સાથની ગાડી લઇ શોખીનો કાજ ફરે છે, જેવી માંગો તેવી ચાહે, કાફી, દુધ, કેક, બીસકીટ ચાકલેટ, સેનવીચીસ વગેરે તમોને આપી શકશે. દીકરાઓ આવું સુખ આખાં હીંદુસ્તાનમાં મુસાફરી વેળા મેળવ્યું છે! આ નાનકડી રેસટુરાં કાર તો વળી બાપદાદાના પુન તે અહીંઆ જોવાની મળી. ગમે તે કહો પણ ઇંગલીશ સ્તેશનના બફેટો આપણી હાજત સવખતે તાળે છે એ બહુજ સારી વાત છે. તારે એમ સમજો કે પ્રેસ્તનથી ઉપડી હવે કારલાઇલ ને કોનફ્ર્થ વટાવી આપણે સ્કાટલાંડની સુરજમહાલ શેઠાણી એદીનબરોમાં ઉતર્યા; પણ કવીક માર્ચ કરશો કયાં તે સવાલ રહયો. ધીરા પડો પોરીયાઓ અહીં કચુંબર થશે. સ્કાટ લોકો અંગ્રેજી ભાશામાં "શસસા" બહુંજ વાપડે છે એટલે પહેલી બારીમાં કદાચ કાનને ઉપાડી લેતાં કઠણ લાગશે પણ ચીંતા નહીં. એદીનબરો તપકીરની દાબડી જેટલું શહેર છે ને કુદરતી તેનું "સીટયુએશન" એવી રીતનું છે કે એક નાકેથી બીજા નાકા સુધી પ્રીનસેસ સ્ત્રીટ ફરી વળશો એટલે આખું શહેર તેના આબેહુબ આકારમાં જોઇ શકશો. દીકરાઓ રેલવે હોટેલો જરાક આકરાં છે પણ ફાશનેબલ છે હો.! મારાં મત મુજબ તમોને ઘણાક મધ્યમ ફી ના હોટેલો મળી શકશે. પણ પારસી ભાઇઓને હોટેલ સાથ શું કામ છે! એદીનબરોમાંબી પારસી સખાવતનો ઝરો હજુ જાગરૂત છે. સખી વજુદ શેઠ શાપુરજી ભરૂચાનું પનોતું નામ કોણને મોઢે રમી નહી રહયું હોય! એજ અમીરી ખવાસના શેઠની બરકતથી એદીનબરોના ચાર્મસ સ્ત્રીટમાં એક ઘર પારસી જુવાનીયાઓ માટે આવકાર દેતું ઉભું છે જે "સર સાપુરજી ભરૂચા પારસી યુનીયન" ને

ભાઈ સ્કાટ લોકો સહેજ ભમરડા મુવાછ જો!! જરાક કાન ઉંચા રાખશો તો ઠીક!!

નામે ઓળખાય છે. બસ ચાર્મસ સ્ટ્રીટના નાકાં સુધી સીધ્ધા ચાલ્યા જાઓ ને જમણા હાથ પરનું છેલ્લું ઘર તે આ "યુનીયન" છે. આ અચ્છી રીતે ઇંગ્લીશ ટેસ્ટથી આરાસ્તા કીધેલું મકાન કોઇબી પારસી માટે ખુલ્લું છે. એદીનબરોમાં દાકતરી રસાયણી, વેપારી, બી. એ., એમ. એ વગેરેનું ઉંચું જ્ઞાન લેવા આવતા જુવાનીયાઓ આ યુનીયનનો ખુશીથી આસરો લે છે. બેશક તમો એદીનબરો જાવો તો યુનીયનના સેક્રેટરીને એકાદ બે દીવસ આગમચથી કાર્ડ લખી નાખજો કે તમારે માટે જુદા "રૂમ"ની ગોઠવણ થઇ શકે. તમારે જોઇએ તો પછી તેઓ સાથે ભાગે પડતો ખરચ આપીને જમવાની ગોઠવણ કરી લેજો, ને જોઇએ તો રસ્તે વાટે રેસટોરાંમાં કરી લેજો પણ દર અઠવાડીયાંની રૂમના ભાડાંની ૧૦ શીલીંગ તેઓ લે છે. યાર ડેમ ચીપ આજના વખતમાં તો! ત્યારે આગલી ગોઠવણ મુજબ આપણે તો સ્તેશનપર ઉતરતાં ને સાથજ સીધ્ધા ગાડીમાં બેસી આ રાજવંશી મકાન તરફ હંકારી ગયા. બંગલા આગળ આવી લાગતાંજ ત્યાંના આપરા જેવાજ ચપરખંધા દુકતાઓએ જાણે એક માએનાજ ભુળકાં હોઇએ તેમ હસી હસીને આવકાર દીધો! બાવો મારો, પોરીયાઓની ચોકડી છે તો હસમુખી પણ જરા આમ બાબદ છે! બીડીના ધુમાડા પુશકળ નીકળે છે, સામેનાજ ઘરમાં રહેતી છોકરીઓ સાથ બીલીયર્ડ રૂમમાંથી હાથ મચાકા ને આઇગ્લાન્સના સ્કીટ સીનપર ભજવાય છે, રોજ રાતે લેકચર સમજવા જઇએછ ને મસે ઝાડોની ભુરી ઘટાઓમાં પોટટીઓના પાસાં પસવારાય છે, ને જવાબમાં "બાવાજીએ કહ્યું છ કે નાંહ બીજાઓ કરે તેમ તમારેઓ કરવું" નો સરપાવ ઝનકવાયરી ઓફીસના બાકસમાંથી મળે છે.!! તેઓમાં એક તો દાકતર થઇને એફ. આર. સી. એસ. થવા આવેલો છે અને પાંચ વરસ થયાં આમને આમજ

અર સાપુરજી ભરૂચા પારસી યુનીયન, એડીનબરો.

ગબડીયા કરે છે, બીજો છે તે ઉપલીજ પરીક્ષા સાત વરસ થયાં કુતરાં બીલાડાંઓ સાથે પસાર કરે છે, તીજો વરી વરસેક થયું ત્યાં આવ્યો છે ને વાયોલીનના લખમાં પડયો છે, ને ચોથો કોણ જાણે શું ધોરી મરવાનો તે વકીલનું છોડી બીજાઓ કેડે પાછો ડાકતરીમાં ફસ્યો છે.! ટુંકમાં હું તેઓના નામ તો જાહેરમાં આપીશ નહી પણ જે માબાપો પોતાના ધન ધન ધોરી બેટાઓ માટે મને ખાનગીમાં ઇનટરવ્યુ આપવા માંગતા હોશે તેઓને દીલોજાનથી આ અદના સેવક મુલાકાત આપશે. ગમે તે કહો પણ શુકરાના તે માલીકે જહાનના કે આ નામચીન સાહેબાઓનો સીસોટીમાંબી આપરા જેવો એક ઓરથોડાકસ ઓલીયો તરખાટ મચાવી શકયો ! ભાઈ રાત તો ખાણી પીણી વચ્ચે હસી બોલીને ઠીક ગબડાવી પણ બીજે દીવસે એદીનબરોમાં શું શું જોવાનું છે વગેરેની ટીપ માંગી તો, ભાઇઓ તો કહેજે હમારી તો પરીક્ષા નજદીક આવી છે તે તોપલે ને સુપરે રોજના અમેરીકા એશીયા જેટલા મોટા ચોપડાઓ ઉહલાવાના છે ! લેવરીવાળો બોલ્યો ને ગંદેરીવાળાએ ટેકો આપ્યો જેવી વાત સમજી આપરે તો પુરોજ મુકયો, ને હાથે ફોડી લઇશું કહી ચામર્સ સ્ટ્રીટને નાકેથી વેસ્ટ એંડ જતી ત્રામ પકડી પ્રીનસેસ સ્ટ્રીટ તરફ હેયું લીધું, જયાંથી ગાઇડ બુક ખરીદી કુકની આફીસમાંથી જોવા લાયક જગ્યાઓનું ખીચોખીચ પ્રોગ્રામ લઇ ઘરે વળતી ત્રામે પાછા ફર્યા, ને પેટ તાઢું કરી બપોરના એક વાગેથી જે ઘરનો ઉબર છોડીયો કેની તે રાતે દશ વાગે થાકીને લોટપોટ હાલતમાં પાછા ફર્યા. રશીકો તમો પુછશો કે એદીનબરોમાં એટલું બધું તે શું જોવાનું છે જે તમો ઉફનાઈ ચાલ્યા ! હા બાવા, ઘણુંબી જવાહીર આ ખુબસુરત શહેરના ભંડારમાં ભરેલું છે. જુઓ ત્યારે આ શહેરની આજુબાજુ એક લાઇટ રાઉંડ કરો. શહેર નાનુ છતાંબી એ જંગી તરમીનસો છે.

પેલા નામચીનો એદીનબરો જઇ ડાકતરની પરીક્ષા આપે છે તે તો જુઓ.

એક તો વેવરલીનું બાદશાહી તરમીનસ, ને બીજું તો કેલીડોનીયન રેલવેનું બાદશાહી તરમીનસ વીજળીની ભભુકદાર રોશની વચ્ચે તમારી હજુરમાં તલવાર મ્યાન કરે છે. પ્રીનસેસ સ્ત્રીટનું એક નાકુ વેવરલી ઘેરી બેઠું છે તો મુખડાપર કાલીડોનીયન સ્તેશન પેહરેગીરી કરે છે. બેશક પ્રીનસેસ સ્ત્રીટ જેવો બીજો સ્ત્રીટ તો આખા ગ્રેટ બ્રીટનમાં નથી એ ચોકકસ છે. નીચાણમાં પ્રીનસેસ સ્ત્રીટનો સઉથી દીલપઝીર ગારડન, વચ્ચોવચમાંના રોશ ફાઉનટન, બેંડસ્ટેંડ, નામાંકીત પુરૂષોના બાવલાંઓ વગેરેથી તમારી આમદને આવકાર દે છે, જ્યારે બગીચાની ઉપરજ ઝુમી પડતો બાદશાહી કાસલ આખા પ્રીનસેસ સ્ત્રીટનું રક્ષણ કરતો જણાય છે. થીએતરોબી જુઓ તો આંહીજ, સીનેમાઓબી આંહીજ, પીકચર ગેલેરીઓબી આંહીજ, ખરીદી માટેની જાણવા જોગ શોપોબી આહીંજ બધું પ્રીનસેસ સ્ત્રીટના ખોખાં હેઠળ ધંકાએલું છે. વળી વેસ્ટએંડથી બેચાર કદમ આગળ ગયા કે નામાંકીત સર વાલટર સ્કોટનો મીનારો તમારા પગ પાસે પડેલો છે. આ બાદશાહી મીનારો જમીનથી લગભગ બસો ફીટની ઉચાઇએ હશે. પાછળે દરવાજેથી બે પેન્સ આપી ૨૮૭ પગથીઓ ચઢીને મીનારાનાં છેક ઉપરની ગાલરી પર જાઓ ને આખુ એદીનબરો શહેર તેના સુંદર લેબાશમાં સજ થએલું ખુરશીદના કીરણમાં પ્રકાશી નીકળતું જોશો. પહેલે માળે સર વાલટર સ્કોટે પોતાની કથામાં નામાંકીત કીધેલાં જગ જાહેર પુરૂષોના બાવલાંઓ વગેરેનું મ્યુઝીયમ તમારૂં દીલ જીતી લેવા પુરતું છે. ટાવર જોઈ નીચે આવો ને ગંજાવર છત્ર નીચે નામાંકીત કવી સર વાલટર સ્કોટને તેના માનીતા કુતરા બીવીસ સાથે બેઠેલા જુઓ ને દુવા ગુજારો કે, એ સરોવરની સુંદરીના મહાન લેખક સર વાલટર સ્કોટ જહાં હોય તાંહ તાઝ રૂહ શાદ થજો! પાછા વેસ્ટએંડ તરફ આવી નેશનલ ગેલેરી જુઓ.

એદીનબરોનો પ્રીનસેસ સ્ત્રીટ.

નામાંકીત સ્કાટનો મીનારો.

પણ જેઓએ લંડન ને લીવરપુલની રાજવંશી ગેલેરીઓ જોઈ હશે તેઓને આ નેશનલ પોર્ટરેટ ગેલેરી ગળે ઉતરવાની નથી. અચ્છું તમો વેસ્ટએંડથી પાછા ઉપર ચઢો ને કાસલ હીલ પર આવેલા બાદશાહી કાસલના એસપ્લેનેડમાં દાખલ થાઓ, જ્યાં હાઇલેનડરોને ઘાઘરા પલતણીયા ડરેશમાં ડ્રીલ કરતાં જુઓ, ને મન મલકાઓ. એસપ્લેનેડનાં ખુણાઓ વળી નામાંકીત પુરૂષોના પુટલાંઓથી શોભાવવામાં આવ્યાં છે એટલે મેદાનની મેદનીમાં વધારો થાય છે. એસપ્લેનેડમાંથી આગળ વધી ટાવરના ગેટ મહી દાખલ થતાંજ આપણે જોઇએ છીએ કે દાખલ થવાના મહેરાબ ઉપરનો ટાવર તે આરગાઇલિ ટાવર છે, જ્યાં ડયુક ઓફ આરગાઇલિને કેદ રાખવામાં આવ્યા હતા. હજુ દીવાલોનો નીચલો છેડો આપણને આગલો ખ્યાલ આપે છે કે આહીંથી "પોર્ટકલીસ ગેટ" નીચે ઉતારવામાં આવતો હતો. આંહીથી બેતરી આગળ કદમ ઉધામો ને પ્રીનસેસ સ્ટ્રીટ ગારડનનો સુંદર પેનોરામા નીહાળો. સહેજ આગળ પધારો તો રસ્તાને વાંક લેતાં જોશો અને બોંબ બેટરી તરફ જેવાં તમારાં કદમો ઉગામશો કે સેંટ મારગરેટનું ચેપલ તમારી નજરે પડશે. વળી આ ચાપલની સામેજ પડેલી "મોન્સ મેગ" નામની રાક્ષસી તોપ બેઘડી જોનારના દીલમાં દહેસત ઉપજાવે છે હો! એ ઉપરાંત કાસલમાંનો બેનકવેટીંગ હોલ, સેંટ મેરીના ઓરડાઓ, ક્રાઉનરૂમ, વગેરે જોવા જોગ છે. વળી આ બેનકવેટીંગ હોલમાં રાણીમાતા વિકટોરિયાના વખતની એક તોપ સાચવી રાખવામાં આવી છે જે બેશક જોવા જોગ છે. ટુંકમાં કાસલની એક ઉડતી વીઝીટ તમારૂં હઇડું હરખાવી નાખશે. ખરેખરી ઇજિનેરી કળાનો ઉત્તમ અભ્યાસ કરવો હોય તો ઓ આજકાલના લેભાગુ બુટપર ચાક લગાડી જાણનારા "એલ.સી.ઓ" જાવો બ્રીટનના પેટાખાનાંમાં ને ત્યાંની

એદીનબરોનો સુંદર કાસલ.

આરકીટેકચરલ બ્યુટી જોઈ મગઝમાં તેના નકશાઓ ઉતારો. પણ કાસલનો પીછો છોડી પાછા બગીચાની એક ઉડતી વીઝીટ લેઓ. ભાઈ બગીચા તો ઘણાબી જોયા છે પણ આ બગીચાની ખરી કમાલ તો તેના ફ્લોરલ કલાકે કરી બજાવી છે. વેસ્ટ એંડ સાઇડથી ચકરીવાટે દાખલ થતાંજ તમારી નજર સામે મોટું ઘાસનું ઘડીયાળ તતનખાર ડોળા ઘુરકતું જણાશે. ફુલોના શુશોભીત કયારાઓ વચ્ચે ફુલોનું એક ડાયલ બનાવવામાં આવ્યું છે, જે પર ફુલોથીજ ઢંકાએલા બે ગંજાવર કાંટાઓ જમાનાની ગીરદીશની ઘડી પલ બતાવતા

પેલુ મજ્બાત ઘાસનું ઘડીયાળ.

રહ્યા છે. ઘડીયાળ પર જયારે નજર નાખીયે છીએ ત્યારે આપણને એમજ લાગે છે કે ફુલોથી ગુંદાએલું આ ઘડીયાળ મશીન વગર ચાલતું કેમ હશે? નહિ બાવા ભુલોછો. એ સ્કાટ ભેજાંનું પરીણામ છે. ઘડીયાળની મશીનરી જમીનના પાતા-ળમાં સંટાડવામાં આવેલી છે, અને તેના જોરેજ તમો સુરજની ચાલ માફક ટાઇમ જોઈ શકો છો! બસ આફ્રીન ઓ હુન્નરમંદીના હામાન, જોઈ લીધું કે તારી કળાને હુન્નરને પુગતાં હીંદને હજુ કંઇકિ સદીનો વખત છે! પણ માસી મરે હુ એમ પુછું મકુંજે કે તમોએ તવારીખમાં પેલા રાજવંશી હોલીરૂડ પેલેસ માટે તો વાંચ્યું હશેની! મકાન જો કે પુરાનુ છે છતાંબી તેનીપર નજર કરનારને વીચારતાં વખત નથી લાગતો કે ભલી રાજવંશી જાહફીબી સુફેદીના સાજથી બાકાટ નથી. પેલેસમાં દાખલ થવા આગમચ એક ફાંકડો સુંદર કોતરકામ સાથનો ફુવારો તમોને આવકાર દે છે જે ફુવારો બેશક અસલી કારીગીરીનો એક નમુનો છે. દાખલ થવાની

હોલીરૂડ પેલેસ.

કાંઇબી ફી પડતી નથી. બેશક ફુવારાની સામે આવેલા દરવાજામાંથી અંદર સડસડાટ ચાલ્યા જાવો કે ગંજાવર પેલેસ તમારી સામેજ ખુલ્લો છે. ચોકકસ સ્ટેટ એપારટમેંટો બંધ કરવામાં આવ્યા છે. ફકટ પેલેસનો એકજ ભાગ લોકોને

જોવા માટે ખુલ્લો છે. આ પેલેસ માટે એકએકી બારા ક્રાસકા માંદવ જેવી બહુ બહુ ફેંકાલાજીઓ લગાડવામાં આવે છે. ખુદ ત્યાંના એક ગાઇડમેને મને કહ્યું હતું જે પુરાતન વખતના સ્કાટલાંડના એક શહેનશાહની શેકશન શહેનશાહબાનુ દાવરી તરીકે પોતાની સાથે એક ક્રોસ લાવી હતી જે ક્રોસ તે, ક્રીસતી લોકના પયગામબર જેસસ ક્રાઇસ્ટને હાથે પગે ખીલા ઠોકી જે ક્રોસપર મારી નાખવામાં આવ્યો તેનો એક નાનકડો ટુકડો એક ગુરૂજના આકારમાં જડેલો હતો. જ્યારે ઉપલા શહેનશાહના બેટા દેવીડના હાથમાં એ ક્રોસ આવ્યો ત્યારે તેને પોતાના ગળાંની આસપાસ હાદડી કરી તેને લટકાવ્યો.

રાજવંશી પેલેસમાં ડોકીયું.

પાછળથી તે શીકારે નીકળ્યો, એવામાં એક શીંગડાંવાળું સાબર તેની સામે થયું. પણ ડેવીડે પહડેલો પવીત્ર ગુરૂજની મદદથી તે હડી ગયું અને દેવીડ બચી ગયો. આ બનાવથી ખુશી થઇ પાદશાહ ડેવીદે મોટું ચાપળ તેના નામનું બંધાવ્યું જે પાછળથી હોલીરૂડ પેલેસમાં ફેરવવામાં આવ્યું. ખરી ખોટી તો અલ્લા જાણે પણ બા આ ચાપલ હજુબી ભાંગી ટુટી હાલતમાં મહેલના પાછલા ભાગમાં જોઇ શકાશે. પેલેસમાં દુનીયા એક કરી નાખે એટલું બધું કાંઇ નથી બાવા. થોડીક ફાંકડી ચીત્રકળાના આઇનાઓ, કવીન મેરીનું તેની આગલીજ દોરદમામ હાલતમાં જેવું ને તેવું સાચવેલું રાજવંશી બીછાનું, રાણી મેરીના વખતનું થોડું ફરનીચર, તે વખતના શીક્કાઓ પથ્થરો, કોરી કામ, બીલોરી કામનો મુઠ્ઠીભર ખજાનો, વગેરે જોઇ શકાશે. ટુંકમાં રાણી મેરીનો ઓડોયંસ ચેમબર, સપર રૂમ, બેડ રૂમ, લોર્ડ ડારન્લીના બાદશાહી ઓરડાઓ, રીઝીઓનૂ મોત લાવનાર પાપી પ્લેસ રોયલ ચેપલ વગેરે તેના આગલાજ દમામમાં જોઇ શકાશે. અફસોસ તે ૧૫૬૫ નું કમનસીબ સાલ હતું જેને અર્લ લેનોકસના બેટા લોર્ડ ડાર્નલી ને રાણી મેરીને શાદીના પવીત્ર ગાંઠથી એક

કરી શહેનશાહબાનુ એલીઝાબેથની શાંતીમાં ખલલ પાડી અદેખાઇની ચેહ સળગાવી હતી. લોર્ડ ડાર્નલીના પ્રાઇવેટ ચેમબરનો નાનો દરવાજો ઉઘાડતાં એક નાનો સ્ટેર કેસ યાને દાદર નજરે પડે છે, જયાંથી રાણી મેરીના ઓરડામાં જઇ શકાય છે. તમારા સેવકે રાણી માતા મેરીનું બીછાનું તેની કોહી સડેલી હાલતમાં જોયું છે. લાલ કીરમજી રંગના શુશોભીત છતર નીચે તેવીજ સાતીનનો કોચ તેના ટકીયા સાથે લોકોને જોવા માટે ખુલ્લો છે. બેશક એજ ઓરડા વાટે થઇને જાણીતા મ્યુઝીશીયન રીઝીઓના ચેમબરમાં જવાય છે. રીઝીયો દીકરોબી બેટી બાપ જરા ડોળાના ઘોડા જેવીજ ચાલનો હોશે કે શું તે રાતોરાત કચેરી મહી કોણ જાણે શું કચરો પડયો તે ઉમરાવોએ બાજુના દાદર વાટે ચઢી આવી રીઝીયો બાવાને સમશાને સીધ્ધા પહોંચાડી દીધા. હા ભાઈ તેના જીગરમાંથી વહેલું લોહીના ડાઘા હજુબી ત્યાં ગાઇડો આંગળી કરી બતલાવે છે. ઇમારત છે તો તમામ કાળા પથ્થરની પણ ભાઈ આ "કફે" નો કારીયો તો બાદશાહ જાણે!! બહાર નીકળો ત્યારે દરવાજા આગળની ઓફીસમાંથી પેલેસના ચીત્રો વગેરે મળી શકશે, ખરીદી લેજો. મુંબઈમાં ફેંડો પુઠ પકડશે તારે ચાર ગજની છાતી સાથે મોટું ડોળ ઘાલવા કામ લાગશે. ફુવારા આગળથી બહાર નીકળો કે કેનનગેટ સ્ટ્રીટની ઉત્તર પીઠ બાજુ એક નાનકડી પુરાતન વખતની મીનારા રૂપી ઓરડી જણાશે, જેને રાણી મેરીના બાથરૂમ યાને હમામખાનું તરીકે ઓળખવામાં આવે છે. એવું માનવામાં આવે છે કે રાણી મેરી પોતાની દરાખ જેવી ખુબસુરતી જાળવી રાખવા કાજે સુંદર ચેસનટ કલરના વાઇનમાંજ અંગોળ કરતી હતી! પણ જવાદો દીકરાઓ નહિતો રાણી મેરીને જોઇને બીજાઓ મુંબઈમાં પૈસાને જોરે ચમપીન પોર્ટવેનનાં ખુબસુરતી વધારવા બાથ લેશે તો મારા

તમારે રાણી મેરીનું બીછાનું જોવું છેકે બક અપ ધેન!

રાણી મેરીનો બાથ રૂમ.

જેવા પીપ્યાંના પુંજારીઓ સર અવસરે કીયા ફીફ્સન ને જેમીસન શોધવા જશે! દીકરાઓ બહાર આવો ત્યારે, ને કાલતન હીલ તરફ તમારાં કદમો ઉઘામો, ને ઈંગલાંડના સપુત નેલશનનું બાદશાહી મોન્યુમેંટ ત્રણ પેન્સની ફી આપી જુઓ. રસ્તા પરથી થોડી પાકી પથ્થરની સીડી ચઢી ઉપર જાવો ને ટીકીટ લઈ નીચેનું મ્યુઝીયમ જોઈ ટાવરની ગેલેરી પર સીધારો,ને એદીનબરો શહેરનો વ્યુ જુઓ. બા એદીનબરોમાં એવા વ્યુ માટે ટેકડીઓના ટોટા નથી. દરેક ટેકડીઓમાં બેડફર્ડ હીલ, આરથર સીટ, વગેરે બહુજ જાણીતી છે. દરેક ઠેકાણેથી સુંદર વ્યુ શહેરનો મળી શકે છે. ઘણાંકો સાંજને છેડે પીકનીક યા રાઈડ કરવા ત્યાં ઉતરી પડે છે. એદીનબરોમાં મ્યુઝીયમોબી છે પણ બા લંડનનું મ્યુઝીયમ જોયું એટલે વધું મ્યુઝીયમ જોવાનો અભખડો રાખવો મીટયા છે. અલબતાં એદીનબરોના ચેમબર સ્ત્રીટમાં આવેલું મ્યુઝીયમ મને એક વાટે બહુજ પસંદ પડયું ને તે એકે, ત્યાં એક ઓરડો છે જ્યાં કબાટોમાં નાના નાના એનજીનો, ડાએનામાના મોડલો, વહાણો બોટો વગેરે એવી રીતે ગોઠવેલાં છે કે દરેક કબાટ આગળનું બટન દાબતાં તેઓ પોતપોતાની મેળે ફરતાં જણાય છે જે ઘેઘડી જોવા જોગ છે. વળી એદીનબરોમાં કોલેજો, સ્કુલો, હોટેલો, રેસટોરાંઓ, નાટકશાળાઓ, સીનેમા, થીએતરો વગેરેની કચાસ નથી. ટુંકમાં લંડનની ફેશનેબલ બહેન છે પણ હજુ બાળક છે. પણ એદીનબરો સુધી જાઓ ત્યાંથી દશેક માઈલને છેટે આવેલો રાક્ષસી ફોર્થ બ્રીજ જોયા વગર શહેરમાંથી કુચ કરી જશો નહિ, આજની ઈજનેરી દુનિયાનો માસતર પીસ નમુનો તે આ બ્રીજ છે. જેઓએ સ્કાટલાંડનો નકશો સ્ટડી કીધો હશે તેઓને ખબર પડશે કે ખુદ એદીનબરો શહેર વચ્ચે ટે નદી આડી પડવાથી એદીનબરોના ભાગલા પડી ગયા છે, ત્યારે આ કકડાઓને એક કરી નાખવાને એક

મશ્હુર કાલતન હીલ ને નેલશન મોન્યુમેંટ.

બેડફર્ડ હીલ ને આરથર સીટ.

એદીનબરોનું મશ્હુર મ્યુઝીયમ ચેમબર સ્ત્રીટ.

ફોર્થ બ્રીજ દુનિયાની અજાયબી.

જોરાવર લોખંડી રાક્ષસ આડો પાડવામાં આવ્યો છે જે ફોર્થ બ્રીજ છે. આ બ્રીજ ઘાટ ઘટમમાં ઉપરથી તો ભરૂચના પુલનો સહેજ ખ્યાલ આપે છે. એની છાતી પરથી પાઉ પીયાડા, તેમજ ત્રેન માર્ગે પસાર થવાય છે. લંબાઈમાં આસરે દોઢ માઇલ છે. પુલને ખાંભાંઓ ઉપરજ ઝુલતો રાખવામાં આવ્યો છે. દરેક ખાભાંની પહોલાઈ ૧૭૧૦ ફીટની થવા જાય છે. તેની ઉંચાઈ મોટાં પાલણાની સઉથી ઉંચી ટોંચથી તપાસતાં ૪૫૦ ફીટની થાય છે. અરે દીકરાઓ નહિ તોબી ૫૦૦૦૦ તન તો અંદર લોખંડ યાને સ્ટીલ ખપેલું છે, કલેજાંઓ ફકત પુલ બાંધતાંજ સાત વરસનો ટપ્પો રેજીસ્ટર્ડ થયો હતો. અને પુલનો ખરચ શું થયો હશે, ફકત ૩૫ લાખ પાઉંડ સ્ટીકો ૩૫ લાખ પાઉંડ એટલે ૫ કરોડ ૨૫ લાખ રૂપીયા! મારા બાપ આએબી જબરો શીલડીંગ શૅડો!! અરે બાપ મારા બારકાંઓની મજબુતાઇ એવી છે કે રેલવે કંપનીના બચ્ચાંના બચ્ચાં ભારીમાં ભારી એનજીનોબી દોડાવે તોબી તેનો ટાંકો નહિ ધીલો થાય. સઉથી સરસ પુલ જોવાનો માર્ગ પ્રીનસેસ સ્ત્રીટથી ફોર્થ બ્રીજની બસ લેવી. અથવા તો કેલીડોનીયન સ્તેશનથી ડ્રેમોંડ બ્રીજની ટ્રેનબી ચાલશે. હાલમાં ફોર્થ બ્રીજ જોવા બોટો દોડતી નથી. વેવરલી સ્તેશનથી ટ્રેન માર્ગેબી જઈ શકાશે. દીકરાઓ ત્યારે ફોર્થ બ્રીજ તો ખતમ થયો પણ એદીનબરોનું એક યાદગાર બોકળીયું હઇડે ચઢી આવે છે. આઇકિલાસ કાય

રોસલીન એદીનબરોનો ફાંકડો કસબો. રોસલીન! જો એદીનબરો સીધારો તો વેવરલી સ્તેશન આગળથી રોસલીન જતી બસ પકડજો, એકાદ બે કલાક આ ફાંકડું ગામડું જોવામાં કાઢેલા બેશક તમારી ચાર પાંચ પેની વસુલ કરી આપશે. રોસલીન જાઓ ને ત્યાંનું ચેપલ જુઓ. અંદર આલતરની બાજુમાં એક તમામ કોતરકામનો પીલર છે જેને પ્રેનટીસ પીલર કહે છે, જે વીશે એવું કહેવામાં

આવે છે કે આ પીલર આંઠ વરસના આંધળા પોરીયાએ એક પથ્થરમાંથી કોતરી કાઢયો હતો! બસ દેવળનું કોતરકામ નકશીકળા કરતાં તેની ગંભીરતા ને પવીત્રતાઈ મગઝપર એટલો તો ઉમદા છાપ બેસાડે છે કે હું તો દેવળ જોઈ આમજ વીચારૂં છું કે "રે તું પવન કે પંખી જીયરા, કલ આજમે ઉડ જાયેગા!!" દીકરાઓ એદીનબરોમાં જો કોઈબી ચીજ વધુ રમુજ આપણને સુજાડે તો તે એદીનબરોની રફુ ચકકર ટ્રામ છે. નાના કદની આએ એક મારની ટ્રામ બસ મોટોરના જેવીજ ધપે દોડે છે. એને ઉપર મોટો પોલ હોતો નથી કે જેથી તે વીજલીના તારને લાગે, અને ત્રામ સડસડાટ ચાલે. આએ તો ડ્રાઈવરના હાથમાં ખડી દબાવાના એનજીન માફક એક ચકકર હોય છે, જે ચકકર તે ઉંચે નીચે કરીને ફેરવે એટલે ત્રામ ચાલતી ઉભી રહે છે. એજ પ્રમાણે ચકકર પાછું ફેરવતાં ત્રામ ચાલે છે. બેશક આવાં ફાંકડાં શહેરને આવી ત્રામ ખરેજ કલંક લગાડે છે. શું આ નાજુક કલમનો પદવા ત્યાંની મ્યુનીસીપાલટીના મધરડાઓના કાને નહિ જાય ને કાંઈક સુધારો નહિ થઇ શકે! પણ બાવાજાન થોભો આવતી કાલે ગ્લાસગો જાવો તે આગમચ એદીનબરોના બે ફાંકડાં પરગણાં પોરટોબેલો ને જોપ્પા જોઈ લેવો. આ બન્નેમાં પોરટોબેલો બહુજ જોવા લાયક છે. સ્કાટલાંડનું બ્લેકપુલ તે પોરટોબેલો છે. નાનકડી સી સાઇડ પ્લેસ છે, જ્યાં ઈંગલાંડ માફકજ લોકોની ટુટાટુટ પડે છે. દરેક રમતગમતનાં સાંધણો, ઓપનએર થીએતર વગેરે વગેરે છે. આંહી વરી કેટલાકો ખચ્ચર પર બેસીને રાઈડ બી કરે છે, ખચ્ચર પર રાઈડ કરવાનો આંહીના લોકોને બહુ શોખ હોય છે. ટુંકમાં એકાદ સાંજ પોરટેબેલો પરગણામાં કાઢવાથી મોજ બહુંજ મળશે. પીઅર પર વારે ઘડીયે કોનસર્ટો થાય છે. આહીં શોપીંગે જનારાઓ માટેબી ઘણું છે. એદીનબરો

શેસલીનનું મઝ્યાત ચાપલ.

એદીનબરોની બહેનો પોરટોબેલો ને જોપ્પા.

જાવો તો એકાદ ત્રામની રાઇડ કરવામાં ખોટું નથી. પણ એદીનબરોનો પીછો છોડી આપણે આગળ સ્કાટલાંડના ભીત્તરમાં વધીશું. જોવો દીકરાઓ મુઠ્ઠીમાં તમોને આખા સ્કાટલાંડનો ખ્યાલ આપું છું. એદીનબરોના કેલીડોનીયન સ્તેશનથી ગ્લાસગો જાઓ. ગ્લાસગો લગભગ ૫૦ માઇલને છેટે છે. એદીનબરોના પ્રીનસેસ સ્ત્રીટ માફક ત્યાંનો સકીહાલ સ્ત્રીટ બહુજ વખણાયલો છે. સઉથી સરસ ફરવા હરવાની સગવડ ત્યાંની ત્રામ છે. મેનચેસ્ટર ને ગ્લાસગો જેવી ત્રામની સગવડ આખા ગ્રેટ બ્રીટનમાં મળશે નહિ. લીવરપુલથી વેપાર વણજમાં બીજે નંબરે આવતું આ રાક્ષસી શહેર વાહણ બાંધનારાઓ, કાપડના વેપારીઓ વગેરેથી કકડી જાય છે. જોવા લાયક ગ્લાસગોનું મ્યુઝીયમ ને ગેલેરી, રૂકન ગ્લેન ગારડન વગેરે છે. ત્રણ તરમીનસો છે, પણ ખરીદી કરવામાં ગ્લાસગો જેવું શહેર નથી. માંગો તેવી દુનિયાની ચીજો મળી શકશે. હોટેલોબી બેસુમાર છે, ફકત ખજાનચીની આમદ થવી જોઇયે. ચાલો ત્યારે ગ્લાસગોમાં રાત પસાર કરી આપરે પ્રસીધ્ધ સ્કાટલાંડના સરોવર જોવા યાહોમ આગળ વધ્યે. જોઓ સાહેબો ગ્લાસગોના કવીન સ્ત્રીટ સ્તેશનથી બેલોખ જતી ટ્રેન લેઓ. ને ડમબારટન પર બદલી કરો. બેલોખ આવી લાગતાંજ એક લોંચ તમારે માટે તઇયાર હશે તેમાં બેસી સ્કાટલાંડના સરોવરની શહેનશાહબાનુ લૉક લોમંડમાં સહેલ કરો, અને કુદરત આ અતી ખુબસુરત સરોવર પર કેમ કુરબાન બનીછ તે તમારી નજરે નીહાળો. બેલોખથી ઉપડયા કે બાલમા, ટારબટ' મુકી ઇનવરસ્નેડ આવી લાગો. ઇનવરસ્નેડ પીઅર પર ઉતરો ને ઇનવરસ્નેડ ફોલ્સ યાને પાણીના ધોધો ને સર વાલટર સ્કાટે "લેડી ઓફ ધી લેક" ની પોતાની કવીતામાં અમર કીધેલા રોબરોયનો ગુફો જુઓ. બેશક આંહીથી જે સીન તમારી નજરે પડશે

ગ્લાસગો મોટું શીપ બીલડીંગ શહેર.

સ્કાટ સરોવરની શહેનશાહ બાનુ લૉક લોમંડ.

તે એમ સમજો કે જીવતાં જીવત બહેસ્તમાંજ ફર્યા બરોબર છે. વળી સરોવરની સહેલ કરતાં આજુબાજુની ટેકડીઓ બેન લોમંડ, બેન ઇમિ, બેન વેન, બેન વોરલીક વગેરે તેના ખુલ્લા આકારમાં લીલોતરીને બરફના લીલાસમાં ધંકાએલી જુઓ. બેશક આ સરોવર જોઇ હું તો અકકલ હેરાન થઈ ગયો છું. પણ તમોને સર વાલટર સ્કાટના નામાંકીત ટ્રોસેકસ જોવા છે કે! ત્યારે બાવા જાન ફરીને ગ્લાસગો પાછા ફરો.

સર વાલટર સ્કાટનું બહેસ્ત ત્રોસેકસ.

હાલમાં "સરકયુલર રૂટ" બંધ થયો છે, ને ટ્રોસકેસ જનારાઓને કેલેનડર જવું પડે છે જયાંથી કદાચ કોચની સગવડ આગળથી ગોઠવણ કરો તો મળી શકે છે. બેશક આગળ તો લોક લોમંડ ફરી આરડલુઈ જઈ ત્યાંથી કોચની સગવડ મળતી હતી જયાંથી લોક કેથેરાઇન પહોંચાતું હતું ને લોક કેથેરાઇનની સહેલ પુરી કરી ટ્રોસકેસ પુગાતું હતું પણ હાલમાં તેમ નથી. છતાંબી જેઓ "ટ્રોસેકસ" ના પુજારી હોય તેઓને તો કેલેનડર જવા સીવાય છુટકો નથી. કેલેનડરથી કોચમાં સફર કરો ને ધેકા ખાવ્યા ચઢી ઉતરી કઠણોમાંથી વાંક લેયા કરો એટલે ટ્રોસેકસ પુરૂં થયું. જેઓ માહબલેશવરથી પ્રતાબગઢ જોવા ગયા હોય તેઓએ મહેરબાની કરી ટ્રોસેકસ જોવાનો તસ્દી લેવી નહિ! પણ ભાઇ એતો મારૂં ખાનગી મત છે. અલબતાં મુંબઇમાં કાંઇ સરોવર જોવાનાં મળતાં નથી જયારે આહીં તો ટ્રોસેકસ ફરતાં ઉત્તમ સીન સીનરીઓ જોવાની મળે છે. હા બાપુ ખરૂં છે, વગર શકે કહી દઉ છું કે સ્કાટલાંડ જવું ને દુનિયાને મોઢે વખણાયલા ટ્રોસેકસ નહિ જોવા એ ચાહે પીને દુધ ઓકી કાઢવા બરાબર થયું! જજો રફીકો જરૂર જજો એમાં શું, બેચાર પાઉંડનો ધુમાડો છે, વધુ નથી. વરી ટ્રોસેકસ જોઇને પાછા કેલેનડર ફરો ને કેલેનડરથી ઓબન જાઓ. ઓબન

ઓબન અને રાયથી.

સ્કાટ લોકોની ફેવરીટ પ્લેસ છે. હોલીડે યા ટ્રીપ માટે

સ્કાટલાંડમાં બીજી એનજોયેબલ પ્લેસ કોઇ નથી. એમ તો કલાઇડ પર આવેલી રોથસેબી સઉથી સુંદર ને ફાંકડી વાટરીંગ પ્લેસ છે, પણ ભઈ બધી જગ્યાએ પૈસાના ખો કેટલા કરશો ! હું તો તમોને સલાહ નથી આપતો મુરબ્બી ! બેશક હાઈલેંડસ જોવું હોય તો ગ્લાસગોથી ઇનવરનેસ જાઓ ને જુઓ કે હાઇલેંડમાં શું ધુળ ઉડે છે. આંહીથી ખરૂં હાઇલેંડ શરૂ થાય છે. ગરીબ લોકોને ચામડાંની કારીગરીમાં કુશળ ને

હાઈલેંડ બાવા હાઈલેંડ.

ઉમંગી જોવાં હોય તો હાઈલાંડ છે, તંદરોસ્ત ને બધી વાતે હેલથી બનવું હોય તો હાઈલાંડ છે, હરણના ડોકાં, યા દાઢીવાળા બકરાંના ટાટયાની પેપરનાઈફો, તેમજ તરેહ તરેહવાર નોવેલ્ટીઓ જોવી હોય તો હાઈલાંડ છે, હાઇલાંડ લોકોને તદ્દન વીચીત્ર પોશાકમાં ઉઘાડે પગે દોડતાં જોવાં હોય તો હાઈલાંડ છે, બેગપાઈપિરોએ ઉત્તમ બેગપાઇપનું દીલપઝીર મ્યુઝીક ફાંકડી ગોરી પોરીઓ પાસથી સમજવું હોય તો હાઈલાંડ છે. બેશક હાલ કેલીડોનીયન કનાલ લડાઇને લીધે બંધ છે નહિ તો એકાદ ચકરાવો લેવાનો મળયો તો વરી કંઇકિ નવો ચટાકો તમોને ચટાડતેબી ! જોઓ ત્યારે બાવાજાન એકાદ દીવસ ટોડી ત્યાંથી એબરદીન જાઓ ને એબરદીનમાં એક દીવસ થોભી પાછા ગ્લાસગો સીધારો. એ બે દીવસમાં તમો બારસો ગણું જોઇ શકશો, શીખી શકસો તમારો જીવ બહેલાવી શકશો. ત્યારે અહીંજ સ્કાટલાંડ ને હાઈલાંડને આપણે રામ રામ કરીશું. બેશક મારા જેવા ઉજબખને તો હાઇલાંડ એદીનબરો જેટલું પસંદ પડયું નથી. બાઈ સીનસીનરી ને સીનસીનરી કરતાં તાળફીના બાળ તો ઉખડી ચાલ્યા ! ! હીંદુસ્તાન દેશમાં કયાં સીનસીનરી કમી પડી છે. અરે દીકરાઓ અહંકારતો નથી કરતો પણ જેઓ દારજીલીંગ નાઇનીટાલ, સીમલા, કાશમીર, મરી, પંચગની માહબલેશ્વર, માથેરાન ગયા હોય તેઓને કહો કે ભલા

હાઈલાંડ ને સ્કાટલાંડના ભીત્તરમાં પેસી આવે! બેશક હીંદુસ્તાનની જુતી બરાબર નથી. મારાં ખાલેસ મત મુજબ સ્કાટલાંડની સીનરી જોવી હોય તો લોક લોમંડ ને લોક કેથેરાઇનની લોંચમાની સફર પુરતી છે. જેઓએ હીંદુસ્તાનનું કેશમીર ને દારજીલીંગ જોયું છે તેઓની સુધ્ધી બુધ્ધી પતંગ ચકાવા ઉડી ગઇ છે!

માય મારી હીંદની એ મગરૂરી છે, ને તેથી ઓ હીંદના પુતો ધડો લેઓ કે પારકા દેશની ચાઈ ચાઇ જોઈ ત્યાંની ગોરાં ચામડી આગળ તમારા દેશને ઉતારી પાડવાની પેરવી કરતાના, પણ તમારૂં સ્વમાન જાળવજો. બસ ત્યારે ખુબસુરત એદીનબરો, સ્કાટલાંડની રાજધાની, બેશક તુને જોતાં મારા ખીસાનું થયું છ પાણી, હાલ તો લઉં છ તારી યાદે યઆદાની, જીવતા હોઇશું તો ખરચીશું વળી તારા નામપે પાવલો બેઆની!!! સાહેબજી.



## પ્રકરણ ૨૦ મું.

"હુમે જઇએ હુમારે ઘેર રે ભાઇ રામ રામ
આ બોલ્યું ચાલ્યું માફ બીજું શું કહીએ."

---

Home Sweet Home
There's no place like Home.

ભાઈ શોખ ઉતો તે ગૌરી ધરતી ધુંજાવી પુરો કીધો, ગોરા પાલીશયાઓને હાથની ગોરીજ પાલીશે મગઝને

ગોરૂં બનાવી ગોરી જગ્યાઓનો ગજ્યો મસાલો હાથ કરી પાછા મેનચેસતરમાં આવી ગાસડાં પોટલાં છેવટના સીકડવા માંડયાં. પણ થોભો મારી ઈંગલાંડની મુસાફરીમાં "ડગલાસ આઇલેંડ" ને જગ્યા આપવા ભુલી ગયો છું. ભાઈ ટક મળે તો જરૂર લીવરપુલ યા ફલીટહુડથી એક આંટો મારવા ચુકશો નહિ. લીલોતરીનો બંદુશ ઓઢી બેઠેલો આએ ફાંકડો ટાપુ બેશક જેટલો ફેશનેબલ તેટલોજ મનોહર ને મોટો છે. હાલમાં આંહીબી એમયુનીશનના કારખાનાઓ ખોલાયાં છે. હજારોની રોજી જાગી છે. દુકાનોનો પાર નથી. રમતગમતો ચીકાર છે, સઉ માલેતોજાર છે. કોનસર્ટ નાટકો બીસયાર છે, સઉ હુન્નરે આળા કામેલ ફાજેલ ને નામદાર છે. છે તો એક સીસાઇડ પ્લેસ પણ કુદરતી સીનરીનો સઉથી ઉમદા ખ્યાલ આએજ ટાપુ આપે છે.

ડગલાસનો ટાપુ.

પણ એટલાથીજ તમારા મગઝનો તેમપરેચર અટક-વાનો નથી. સહેજ ઇસ્ટ કોસ્ટ તરફબી નજર લંબાવો ને મેનચેસ્ટરથા યોર્કના પેટાખાનામાં પેસી ત્યાંનું કેનતરબરી કાથીડરલ જોઇ આગળ વધો ને પાસે પડેલી ફેશનેબલ પડોશણ સ્કારબરોમાં એક આંટો મારો. બસ પીઅર ને સ્પા ટેરેસ પર એક ઉંઘનો ઝોકો લેશો કેની તો પેલી જહાનનું અનદીઠ બહેસ્તબી તમારી નજર સામે ખુલ્લું પડેલું જોશો! પણ હાલ સ્કારબરો સારૂં નથી. જરમન જુહાકોએ આંહી વારંવાર બોંબ બોચકાંઓ આકાશમાંથી ગબડાવ્યાં હતાં એટલે દોલતમંદોની એકવારની ફેશનેબલ સી સાઇડ પ્લેસ હાલમાં પેલા જરમનો જેવા ફાંકડા રીતુરીઓની ધાસ્તીને મારે બીલકુલ અળખામણી પડી છે. દીકરાઓ જશો તો જરૂર સ્કારબરો જોઇ ગોગલ ચઢાવા પડશે એમાં સંદેહ નથી. એ ઉપરાંત મેનચેસ્ટરથી આશરે ૬૬ માઇલ પર આવેલી

સ્કારબરો.

હેરોગેટ.

અને ઝરાના ઉત્તમ ગુણકારક પાણી માટે જાણીતી થએલી હેરોગેટબી નાખી દેવા જોગ નથી. ખુદ રાણીમાતા કવીન વિકટોરિયાએ વારી ઘડીએ આ જગ્યાને પેટરોનેજ આપી હતી. બેશક ત્યાં જઈ ન્યુ બાથમાં એક તરકીશ બાથનીજ મોજ લેશો તો ઘણું થયું. જોવા જોગ જગ્યામાં બોગ વેલી ગારડન, ડ્રીપીંગ વેલ, બર્ક ક્રેગ વગેરે ઠીક છે. વળી જ્યારે સ્કારબરોપર લટાર મારો ત્યારે તેની સગી બહેનો બ્રીડલીંગટન ને ફલેમબરો હેડ જોવા ચુકવું નહિ. બ્રીડલીંગટન પીઅર પર હેયું લેવાથી મુંબઇનો બેલાર્ડ પીઅર ને એલેકઝાનડરા ડૉકનો અચ્છો ખ્યાલ મળશે. સહેજ સ્કારબરો કરતાં કુદરતી બ્યુટીમાં પહેલી જગ્યા રોકે એમ છે. પણ ગમે તે હોવ, જોઇએ તો સ્કારબરો યા બ્રીડલીંગટન નાબી જોતા તેની ચીંતા નથી પણ ફલેમબરો હેડનું રોબીન્સ લાઇટ્સ હોલ જોવા ચુકતા ના. દીકરાઓ આરપાર કોતરાએલી ટેકડીના બાકોરાંમાંથી આવાં અરદવીસુરને એક હાથ પર તેના ખુલ્લાં આકારમાં મોજાંઓ સાથ ગમ્મત કરતી જોઈ તમો આફરીનં સીવાય બીજું કંઇજ કહી શકશો નહિ, બેશક કહેવા તો ઘણુંબી માંગુછ રે પણ કલમ પાસ એવી ફાંકડી લેંગવેજ સ્ટોકમાં હોય તારે કેની ! બસ એટલુંજ કહુંછ કે "Do go." બ્રીડલીંગટન આગળના કુદરતી પાહડમાંથી કોતરાઇ બનેલાં પાંચ મહેરાઓની સુંદરતા, ખડકોનો દીલહરી લેતો ત્રીખુણીયો અવતાર, સેલીક બેની ખુબસુરતી વગેરે દીકરાઓ હું એમજ કહુંછ કે જીંદગી સુધી તેની યાદમાં તમોને લપેટી રાખશે.

સઉથી પીકચરસ જગ્યાઓ ફલેમબરો હેડ ને બ્રીડલીંગટન.

આ પછી ભાઇ બહુ થયું, બધું બ્રીટન ફરવા હરવાની ધુનમાં ૧૫૦ પાઉંડનો ધુમાડો ઉડી ગયો ! પણ બાપા આમ ના સમજતા કે ફીલ્સો દીકરો આએ ૧૫૦ પાઉંડ ચોપડી વાટે વસુલ કરી જશે !

સમજાને ભાઇ એ આમ બાબદ છે! ત્યારે બે દીવસ મેનચેસ્ટરમાં થાક લીધી, એવામાં પરીક્ષાનું રીઝલ્ટબી આવ્યું જે ભાઈ તો પહેલે નંબરે ઇનકોરપોરેટેડ ટીચરસમાં પસાર થયા છે એટલે વરી પારટી ખોરીયાં પર વાત આવી. છેવટે જવાની એક સાંજ અગાઉ કારડોમાં કાફેમાં પંદરેક પ્રોફેસરોને ડિનર થયું જ્યાં ટી, કાફી, સેન્ડવીચીસ, પીચ મેલબા વગેરેથી મારા એક વખતના પ્રોફેસર મીત્રોને તૃપ્ત કરી રીટર્નમાં તેઓ તરફથી "બોં વોયેજ" ના આશીષ લઇ બીજે દીવસે સવારે સેનત્રલ સ્તેશનેથી ઉપડતી લંડન એકસપ્રેસમાં કૂંડાના રૂમાલોના ચીઅરસ વચ્ચે કુચ કરી ગયા. ભાઈ લંડન તો ફરી હરી ચુકા છીએ, હવે લંડનમાં જોવાનું કાંઇ બાકી નથી. પણ ચાલો એકાદ સારો સ્ટુડીયો જોઇ ફોટો પડાવ્યે. રફીકા ફોટોગ્રાફીનો હુન્નર અંગ્રેજ પ્રજામાં બહુજ ઉત્તમ ટોંચે પુગો છે. કંઇક અસંખ્ય સ્ટુડીયો ઇંગલાંડ સ્કાટલાંડમાં કકરી જાય છે. માંગો એવા સેપીઆ બ્રોમાઇડ એનલારજમેંટ ફકત બે કલાકમાં, માંગો એવું વોટર કલર એનલારજમેંટ ફકત ચાર કલાકમાં, માંગો એવો ગ્લાસ પર પોરટરેટ ફકત બે દીવસમાં!!!

લંડનમાં ફોટોગ્રાફી.

હાય હાય ઓ મારા હીંદુસ્તાની તારાપારાવાળા ને એસ. હોરમજીઓ, તમે કયારે બ્રીટનની ટોંચે પુગશો! દીકરાઓ જેમ ફોટોગ્રાફીમાં તેઓએ કમાલ કીધીછ તેમજ પીપ્પાંમાંબી બહાદર છેજો. મોટી મોટી દારૂની પંકાએલી પેઢીઓ આંહી ખુલેલી છે. કંઇક અસંખ્ય બાટલીમાયના ડોકાં રોજના છતાૅત છરા ચુલ્યાથી ઉડી જતાં હશે. એ લોકની દયાનો ખાનાર કોણ હોય! અરે પણ આંહી તો સહેજ રંગ કંઇક ઓછો રસ પર ચડેલો જણાશે, બકીજે, ફ્રાંસમાં જરા દુર પર નીકળો, દુર કહાં જાઓછ! મકુંજે

માર્સેલ્સમાંજ લટાર મારો ને જુઓ કે શરાબના શીશામાં ત્યાંની પ્રજા કેમ અંગોલ કરે છે! માંગો એવો વરમુથ ત્રણ પેન્સમાં ગ્લાસ, માંગો એવો ચમપીન એક ફ્રાંકમાં ગ્લાસ!! ઓ મુંબઇના ઉમરીગર ને બારીયાજી, તમારે ત્યાં જો કે દાદારજીની મહેરથી આમળીના ખુબ ચીચોડા એકઠા થએલા છે, છતાંબી તમો ઈંગલાંડ ને ફ્રાંસની સ્ટેજે કયારે પુગશો! ખુદા કરે ને તેઓને મીને અહીંબી ત્રણ આને ગ્લાસ વરમુથ ને દશ આને ગલાસ ચમપીન વેચાય!!

શરાબ તેરી સંગ ખરાબ

બ્રાઈટન.

પણ લંડન જોવાની ધુઇમાં તેની ડોલી ગ્રે બ્રાઈટન ને હું વીસારી ગયો છું. આ દુનિયાની માનીતી જગ્યા લંડનથી ૩૦ માઇલને છેટે આવેલી છે. જે બ્લેકપુલ, સ્કારબરો, સાઉથપોર્ટ વગેરેમાં જોશો તેજ અહીંબી બધું તેના જીવતા જાગતા આકારમાં જોશો; છતાંબી બ્રાઇટન વખણાયેલી પ્લેસ છે એટલે ડોકયું કરવું જોઇએ. બ્રાઇટનમાં જો કોઇએબી મારૂં દીલ હરી લીધું હોય તો ત્યાંનું એકવેરીયમ છે. એકવેરીયમમાં કાચની ટાંકીઓમાં જળ મચ્છીઓને તેના આબેહુબ આકારમાં જીવતી ફરતી જોશો એટલે બેશક તમોને ઘણીજ મોજ મળશે. "Don't miss it" અહીંથી વળી બ્રાઇટનનો "ઓલ્ડ ચેઈન પીઅર" આડો છટ થઇ પડેલો બીસમાર હાલતમાં નજરે પડશે. એમ ફરવા માંગો તો બ્રાઇટનથી થોડેજ છેટે આવેલી "ડેવીલ્સ ડાઇક" નામની જગ્યા, પીઅર પરનો સુંદર પેવીલીયન, બ્રાઈટનની આજુબાજુની પડોસણ ન્યુ હેવન ને લુઈઝ વગેરે બે ઘડી જોવા જોગ છે. ટુંકમાં એ કે સવારે લંડનથી નીકળી એકાદ દીવસ બ્રાઈટનમાં કાઢેલો મારા મત મુજબ તમોને ઘણી રીતે મોજ આપી શકશે. બ્રાઈટન જો કે જુન્ની ને વખણાયલી જગ્યા છે છતાંબી

એનામાં એવી હીકમત છે કે ભલા રડતાં ડાચાંનીબી સીકલપર એક ગુલાબી સ્માઇલિનો છાપ બેસાડે છે.

ચાલો થાકા દીકરાઓ લંડનથીબી થાકા. કુકની આપીસમાં જઈ મુંબઇ જતી પહેલી બોટ પકડવાની મેં ખાએશ જણાવી પેસેજ માંગી, અને સાલસેટમાં મને પેસેજ મળી ખરી, પણ તેવામાં સાલસેટ બીચારી ટુંક ઉમરમાં ગુજરી જવાથી હમારાં હાડકાં પી એન્ડ ઓની આલીજાહ બોટ કયસર હીંદ પર ઠેકાણે પડયાં. ભાઇ કયસર મારસેલ્સથી ઉપડવાની હતી ૧૨ મી જુલાઇએ, પણ ૧૨ મી જુલાઇની ૫ મી આગસ્ટ થઇ ત્યારે સુકાને ઘરરર કરી ફરવા માંડયું ! એટલામાં ખીસામાં રૂપીઆંબી ઘટી ગેયલા એટલે ડોળા સીકે ટંગાઇજ રહેલા કે કયારે મુંબઈ જઇને મારી બે તરાઇના બીછાના પર નીરાંતે પરૂં ! રોજની કુકની ઓપીસમાં ડોકયું કરૂં કે બા કંઈ ખબર છે કે તો મુવાનો જણેલો એમજ કહે કે ગવરમેંટ જયારે સીગનલ આપશે ત્યારે અહીંથી એક્સપ્રેસ ઉપડશે, જોયું બાપા ! કોનટીનેન્ટ પરથી આવવાના હોવ તો કડાકુટ બહુજ પડશે. પાસપોર્ટ માટે મસકા લગાડી તેના દશેક ફ્રાંક કવરા કરવા પડશે. વરી પી. એન્ડ ઓની એકસપ્રેસમાંજ તમોને ઉપડવું પડશે તેના અગીયારેક પાઉંડ ઓકવા પડશે. તે ઉપરાંત બે દીવસનું ટ્રેનમાં લંચ, નાસ્તો ચા વગેરે બે ત્રણ પાઉંડ કઢાવી જશે એટલે એમ સમજોની કે મારસેલ્સ આવતાં નાહકના રૂપીયા તનસો સવા તનસોના ખાડામાં ઉતરી જશે. પણ છુટકો નથી બાપા, હાલ જરાક મામલોબી ડેનજરમાં છની ! જો દરીયા માર્ગે આવી ખરચ બચાવવા માંગીયેછ તો પેલી દરીયાઇ ઘલોરી ફું કરતી કે પાણીની સપાટી પર આવી બોટને ફુંકી જાયછ તેની ધાસ્તી રહેછ. ધુળ નાખો આવા વખતમાં તો લેન્ડજ સારી કરી

પાળાં થર તરફ ૮ મહીને.

પાંચ પચીસ કવરા કરી મારસેલ્સ એકસપ્રેસ પરજ વાત રાખી. બધા ફ્રેંડો ને લંડનમાં મળી લીધું, ઘણાંકોએ મને દીનરપર મારા પ્રવાસ દરમીયાન બોલાવ્યો હતો જે મહેરબાનોમાં મારા પ્રોફેસર નીકશન અને તેમના બેટા વીલ્ફ્રેડ નીકશન, પેરીસવાલા કાવસજી કોટવાલ, ચીસવીકવાલા મી. જાંહગીર ખરસેદજી, મી. જોન્સ વીલકીનશન, મી. થામસ હેરીસન, મીસ લીને, મીસ ટેડી મીલર, મીસ હેબીટ, મીસ બરથા રોબર્ટ, મી. પેજ, મી. લવ, મીસ વાયોદા ઈગબર્ટ, મી. ઈગબર્ટ બુથ, પ્રોફેસર હોગ્સ, પ્રોફેસર ડીસની વગેરે હતાં. વળી કેટલાંકોએ મને પરસનલ ઇનતરવ્યુનું માન આપ્યું હતું જેમાં સર હેનરી પ્રાકટર, મી. ફોરેસ્ટ, મી. સ્પેન, મી. બુથ, મી. મેનઝી વગેરે વગેરે જાણીતા આદમીઓ હતા. આ બધા મુરબી મહેરબાનોની મીઠડી પરોણાગત ચાખી, મારસેલ્સ આવી ૩૮૭ નંબરના સેંકડ કલાસ બર્થમાં ફરીને પુરાયા તે છેક માલતા આવ્યું ત્યાં સુધી ડોળા ખોલીને જોયુંબી નહિ કે બા પેલી સહીઓ કયાં હશે, પેલા ફ્રેંડો શું નખ્ખોદ વાળતા હશે, પેલું હોટેલ શું ધોળાને વાહીટવોશ કરતું હશે વગેરે. મારસેલ્સથી ઉપડયા ત્યારેજ સઉ કોઈ બીજે દીવસે તો માલટા કરી ઘાંટો પાડતા હતા!!! ભાઇ આ માલટા વરી કંઇક નવીક જગ્યા છે, જોવી જોઇએ કરી મન સાથ કસદ કીધો, અને બેશક હમોએ જોઇ લીધું કે હમારી નેમમાં અમે ફાવ્યા હતા. મેદીતરેનીયનની ચોકી કરતો આ રાજવંશી તાપુ માલટા આગળ ઇટાલીયનોનો હતો, પાછળથી ફ્રેંચોને હાથ આવ્યો ને હાલમાં બહાદુર બ્રીટીશોના તાબામાં છે. છેતો ફાંકડો, ભલા ધનેતરની આંખ્યોને જોતાં કમળો થાય. કીલ્લેબંધી આંહી બહુજ મજબુત છે. જોવા લાયક તો એકએકથી સરસ દેવળો જેવાં કે ગાવીયાની કાથીડરલ, મોસકા બોન ચાપલ વગેરે છે. એ ઉપરાંત ગવરનરનો પેલેસ,

માટે ખાંચરે મરીબ પરોણો.

માલટા મેદીતરેનીયનની ચાવી.

ફ્લોરીઆના, સેંટ એનટોનીયો ગારડન, કેટાકોમ્બ વગેરે જોવા જોગ છે. બાવા, માલટાની દરાખ માલટાની દરાખ કરી મારકીટમાં જે પદશા ફ્રુટવાળાને મોઢેથી સમજો છો તે આંહીથી એક પેનીએ પાઉંડ મળે છે. બસ દરાખ ખાઓ ને દરાખ જેવાજ પોખઇને તંદરોસ્ત બનો!! રહીકો જે મોલ્ટા કરી કહેવાય છે તે મોલ્ટા નથી પણ મોલટાની કાપીતલ વલેટા છે. મોલટા તો બહુ મોટું શહેર છે. પણ વેલેટાથી ટ્રેન, ટનલ મારફતે જાય છે ત્યાંની એક સફર બેશક તમારૂં જીગર હરખથી છલાછલ કરી મેલશે. મોલટામાં જોવાનુ પુશકળ છે પણ મેલ બાપડો એક દીવસજ આંહી થોભે છે, એટલે જો વધુ વાર થોભી જઇએ તો પંદર દીવસની સોરટી થાય. બોટ છેક કીનારે લેંગર નાખતી નથી પણ નાના હોડકાંઓ ત્રણ પેન્સમાં કીનારે લઇ જાય છે. બેશક મોલ્ટા મેલ ઉભો રહે તો એકાદ ડોકયું કરવા ચુકશો નહિ. આ ઢેકા ઢલાવનું શહેર પોતાની અનેક ખુબસુરતીમાં દીપી રહેલું છે. ખાસ કરીને બાવાજાન બજારમાં ફરવા નીકળો તો

માલટાની વખણાએલી લેસ.

બઇરાંઓની માનીતી ચીજ મોલતાની હાથની ગુંઠેલી લેસ લેવા ચુકતા ના. એકાદ કાલર કે એક બ્લાઉઝની લેસનું પેકેટ સ્વીટી માટે ખરીદો ને જોઓ કે સ્વીટી તમારી પર કેમ ઓવરઇ પોવરઈ જાય છે! બસ ત્યારે માલટાનો પીછો અહીંજ છોડો. મોલતાથી ઉપડયા કે પોર્ટસેડ, ને પોર્ટસેડથી થડ પડયા એદનમાં. ભાઈ કહેતા ભુલી ગયો જો, માલટાથી હમારી સાથે ચારેક પારસી ભાઇઓ જોડાયા હતા જેવો બીચારા પોતીકા આગબોટને દરીયામાંજ તેની સરજતને ફેજે પુગાડી એક ટ્રોલર મારફતે માલટાનો સબકતો કીનારો જોવા પામ્યા હતા. આ ચારની ચોગડી તે આગબોટ

એક કમનસીબ ઇનસીડન્ટ.

રહેમાનીના ઇજનેરો હતા. અત્યાર તલક કોઇબી પારસી કમપેનીયન બોટમા મળેલો નહિ હોવાથી આ ચારે ભાઇનું

મેજરૂં જોતાંજ મારી ખુશહાલીનો પાર રહયો નહિ. અંતે આ ચારમાના એક મી. સોરાબજી સાગર જેઓ આગબોટ રહેમાનીના ચીફ ઇજનેર હતા તેઓએ પોતીકી હાલતથી મને વાકેફ કીધા ત્યારે મે તો જાણ્યું કે રહેમાનીને માલટાથી લગભગ ૫૦ માઇલને છેટે અકસમાત થયો હતો, જેથી આગબોટ ડુબી ગઇ હતી ને એઓને ટ્રોલરે ઉપાડી લીધા હતા. બીચારાઓને બોર્ડ ઓફ ટ્રેડે તરતજ તાતકાલીક મદદ આપી હતી ને થોડાંક કપડાં લટટાંથી તેઓનું બખતર દીપાવ્યું હતું. બેશક આફ્રીન છે આવી બોર્ડ ઓફ ટ્રેડને કે જરૂરની વખતે સંકટમાં સપડાયલા કમનસીબોને તાતકાલીક મદદ આપવાને તે હજુબી સમર્થવાન છે. આ ચારે ભાઇઓ પોતીકી પર પડેલી આફ્ત છતાંબી બહુજ ખુશહાલ ને મોજીલા જણાતા હતા, અને તેઓનો ભલો ખવાસ ને ઉમદા દીલગુરડો જોઇ મારૂં દીલબી તેઓ તરફ એટલું તો ખેંચાયું હતું કે મુંબઇ આવ્યા ત્યાં સુધી હમોએ એકએકનો પીછો નહિ છોડયો હતો ! વળી એદનમાં આવતાંજ એદનવાળા

એદનવાલા શેઠોની પારટીનુ ઇજન.

ખાનદાનના મુરબ્બી શેઠ કેકોબાદે મને ખાણાપર નોતરયો. હમોએ બપોરના સાથે ધાન સાક, ગરેબીનાં કટલેસ, રદુ, ફ્રૂટ વગેરેનું લંચ લીધું ને છેવટે આ ભલા ભાઇઓની હમાજોર લઇ પાછા બોટ તરફ તેવોનીજ લોંચમાં હેરયું લીધું. બપોરે એદનવાલા ખાનદાનના નબીરા શેઠો દીનશાજી ને કેખુશરૂએ બોટ પર વળતી હમો પાંચો ભાઇઓને મુલાકાત આપી, અને આ ભલા ભાઇઓની ભલાઇએ મારા મગઝ પર એઠલી તો ઉંડી અસર કીધી કે બસ હું મારા મનસે એટલુંજ બોલવા લાગો કે, ધન છે ઓ માયના પુતો, ધન છે તમારી માવતરને, ધન છે તમારા મુરબ્બીઓને કે હજુબી સખાવતનો અમીરી ઝરો તમારા જીગરમાં જાગૃત છે, હજુબી પારસી ભાઇઓ તરફની જાનફેશાની તમારા દીલમાં જેવી ને તેવીજ

છે. કલાક સુધી તેઓ ત્યાં થોભ્યા, અને બોટ ઉપડવાના ટાઇમે પાછા પોતીકી લોંચ પર સ્વાર થઈ ગુડબાઇ કરી ગયા. ચાલો આવતે વીકે મુંબઇ! ઓહ આએ નાજુક કલમની જીંદગી ને દુનિયાની ઉત્તમ રોશની દેખાડનાર અલબેલી મુંબઈ, તને બકી કરવા આ ખાકી જીગર તલપી રહ્યું છે. ઓ બાવા કેમ હોશે! માયજી અત્યારથીજ સવેનું રાંધવા મંડી ગયાં હશે, દોસ્ત આસનાવો બંદર પરજ પરયા પાથરયા પડતા હોશે, મળતા વીશેકોના મોઢાં ખુશહાલીથી કેવાં છલાછલ થઈ રહ્યાં હશે, ફુલવાલાઓના ચોપડા પર લાલ સહીના ઓરડરો કેવા પમરી રહ્યા હશે, વગેરે વગેરે !!! જ્યારે મુંબઇને કીનારે સાંજના પાંચને સુમારે ઉતર્યા ત્યારે જોયું કે લાહુ લશકર કરનાક બંદર પર આ નાકેશ કલમકશને આવકાર આપવા સફસફારી ઉભું હતું. લોંચમાંથી ઉતરતાંજ ફુલોથી ગરદન ઝુમવા લાગી, ને સઉને સલામ કરી ઘોડાની ગાડીમાં ગોવાલ્યા તલાવના પટેલ મેનશન તરફ હંકારી ગયાં જ્યાં સોના રૂપ્પાંના ફુલે સેવકને વધાવામાં આવ્યા, અને બચપણનાં સુખી સ્વપનાનો અઇવામ આવી રીતે ખુશી ખુશહાલીમાં આવ્યો!

લાંબે વખતે મુંબઇ.

ડીઅર અઝીઝ મારી બેલાર્ડ પીઅરથી બ્રીટન ત્યારે ખતમ થઇ છે. છેવટે એટલુંજ ઇચ્છુું છું કે આ ચોપડી વાંચવાની તારી ધીરજ તારીબી અનેક મુરાદો સફળ કરે, ને ગ્રેટ બ્રીટનનું આ રળીયામણું પરગણું જેમાં તું સફર કરવા નીકળવાની ઉમેદ રાખે તે આ નાનકડું બોકળ્યું પાર ઉતારે, આમીન! વરી જીવતા હોઇશું તો ભવીશમાં એકાદ ચોપડી રૂપે સાથે મળીશું, હાલ તો બસ આમ કહેવું છે જે:—

સુખી સેવટ.

" જો કુદતું હોય મન તમારૂં
વીલાટ જોવા કાજ
" બેલાર્ડ પીઅરથી બ્રીટન " લેવા
ચાટલા વેરો આજ. "

ગુડબાઈ,

ઓરૂમ શાંતિ ! શાંતિ !! શાંતિ !!!



# પારલે વુ ફ્રાંસે!

## યાને

## આંખના પલકારામાં ફ્રેંચ શોખીનો માટેની ખાસ ડાયેરી.

—:o:—

બનાવનાર :— **ફીરોઝગર.**

—:o:—

| "અંગ્રેજી" | "ફ્રેંચ ગુજરાતી ઉચ્ચારમાં" |
|---|---|
| **Figures.** | **નોંબ્ર.** |
| 1, 2, 3, 4, 5, | અં, ડ, ટ્વા, કાટ્ર, સેંક |
| 6, 7, 8, 9, 10 | સાં, સેત, વી, નફ, ડી |
| 11, 12, 13, 14, 15 | ઓંઝ, ડુઝ, ટ્રેઝ, કાતોર્ઝ, કેંઝ |
| 16, 17, 18, 19, 20 | સીઝ, ડીસેટ, ડીઝવીટ, ડી નફ, વેં |
| 21, 25 | વેં-તે-અં, વેં-સેંક |
| 30, 40, 50, 60 | ટ્રાંટ, કારાંત, સેંકાંટ, સ્વાઝાંટ |
| 70, 80, 90, 100 | સ્વાઝાંટ-ડી, કાત્રવેં, કાત્રવેંડી, સાં |
| 200, 300, 1000. | ડ સાં, ટ્વા સાં, મીલ |
| The First | લ પ્રેમીએ |
| " Second | લ સગોં |
| " Third | લ ટ્વાઝીએમ |
| " Quarter | લ કાર |
| " Half | લ મ્વા! તે |
| " Three Quarters | ટ્રઆ કાર |
| " Whole | લાંટીએન |
| " Dozen | લા ડુઝેં |

| Days. | ઝુર. |
| --- | --- |
| Monday | લચ્યંડી |
| Tuesday | મારડી |
| Wednesday | મેરક્રડી |
| Thursday | ઝચ્યડી |
| Friday | વાંડ્ડી |
| Saturday | સામચ્યડી |
| Sunday | ડીમાંશ |

| Months. | લે મ્વા |
| --- | --- |
| January | ઝાંવીએ |
| February | ફ્રાવીએ |
| March | માહુર્સ |
| April | આવરીલ |
| May | મે |
| June | ઝુએ |
| July | ઝયુએ |
| August | ઉ |
| September | સેટ્રાંબ્ર |
| October | ઓકટોબ્ર |
| November | નોવાંબ્ર |
| December | ડેસાંબ્ર |

| The Weather. | લ ટાં |
| --- | --- |
| It is fine | ટલિ ફે બો |
| It is warm | ફલિ ફે શો |
| It is cold | ફલિ ફે ક્વા |

| Money. | લાઅરઝાં |
|---|---|
| The centime | લ સાનટીમ |
| A Sou | અં સુ |
| Two Sous | ડઅ સુ |
| 25 Centimes | વેં સેં સાનટીમ |
| 50 Centimes | સેંકાંટ સાનટીમ |
| 1 Franc | અંન ફ્રાંન |
| 2 Francs | ડઅ ફ્રાંન |
| 1 Shilling | અંન ફ્રાંન વેંસેંક |
| 4 Shillings | સેંક ફ્રાંન |
| 16 Shillings | વેં ફ્રાંન |
| 1 £ | વેં સેં ફ્રાંન |

Note:- 1 Franc - $9\frac{1}{2}$ d.
1 Sou - $\frac{1}{2}$ d.
2 Sous - 1 d.
1 Shilling - fr. 1·25
16 Shillings - frs. 20
1 £ - frs. 25

| Greetings. | સાલ્યુતાસીંઓં |
|---|---|
| Good morning or good day | બોં ઝુર |
| Good evening | બોં સ્વાર |
| Good night | બોં ન્વી |
| Good bye | ઓ રવ્વાર |
| Until to-morrow | આ ડમેં |
| Farewell | આડીઅ |

| | |
|---|---|
| I wish you good day. | ઝે લોનર ડ વુ સાલ્યુએ |
| How are you ? | કોમા ટાલે વુ ? |
| Very well, thank you, and you ! | ટ્રેબીયાં, મેરસી, એ વુ ! |
| How is......How are...... | કોમા વા, કોમા વોં |
| Mr., Mrs., Miss. | મસીએ, માડામ, માડમોઆઝેલ |

## The Custom House. — લા ડુઆન

| | |
|---|---|
| Have you anything to declare ? | આવે વુ કેલ્ક શોઝ આ ડેકલારે ? |
| No nothing. | નોં ઝને રીએં |
| I have nothing liable to duty. | ઝને રીએં આ ડેકલારે |
| Here are my keys. | વોસી મે કલેક |

## The Arrival. — લારીવે

| | |
|---|---|
| Have we arrived in Paris ? | એસ્ક નુ સોમ આરીવે આ પારી ? |
| Yes sir, here is the station | ઉવી મોંસીએ, વોલા લા ગાર |
| Porter, come here and take these parcels. | ફાઅકટર, વનેં ઇસી એ પ્રને સે પાકે |
| Just show me where I can get a Taxi or a Cab | મોંત્રે મ્વા ઉ ઝ પ પ્રાંદ્ર અં ટાકઝી ઉ અં ફીઆક |

## Cabs Taximeter. — ફીઆક ટાકઝીમેટ્ર

| | |
|---|---|
| Cabman drive me to the hotel. | કોશે, કોંડવીઝ મ્વા આ લોટેલ |
| Street | રૂ |
| What is the fare ? | કામબીયાં લા કુર્સ ? |
| All right, but make haste | બીઆં, મે ડેપેશે વુ |

## To Speak. — પારલે

| | |
|---|---|
| Do you speak English? | પારલે વુ આંગલે ? |

| | |
|---|---|
| I do not speak English | ઝન પાર્લ પા આંગલે |
| I understand a little | ઝ લ કોંપ્રાન અં પ |
| Do you understand what I say? | કોં પ્રને વુ સ ક ઝડી? |
| I do not understand you | ઝ ન કોં પ્રાન પા |
| I want an interpreter | ઝે બ ઝવે ડંન એનટર પ્રેટ |
| I speak English only | ઝ ન પાર્લ કાંગલે |
| Do you know anybody who speaks English? | કોંનેસે વુ કેલકંન કી પાર્લ આંગલે? |
| I know nobody | ઝ ન કોને પેરસોંન |
| Tell me please | ડીન મ્વા સીલ વુ પ્લે |
| I beg your pardon or excuse me | પારડોં |
| I am very sorry but | ઝ સ્વી બીએં ફાશે મે |
| I thank you very much | મેરસી બોકુ |
| How? How much? | કોમાં? કોંબીએ? |
| What, When, Where | કવા, કાં, ઉ |
| Why, Who | પુર કવા, કી |
| Now, Always, Late, Early | મેન તના, તુઝુર, તાર્ડ, દ બોંનઅર |
| That is too much | સે ટ્રો |
| Have you? I have | આ વે વું, ઝે |
| Go quickly | આ લે વીત |
| Go slowly | આ લે લાંતમાં |
| I want, give me | ઝે બેઝવેંદ, દોને મ્વા |

## The Hotel. — લોટેલ

| | |
|---|---|
| Waiter | ગારસોં |
| I want a bed room | ઝ દેઝીર યુન શાંબ્ર આ કુશે |

| | |
|---|---|
| Please go with the waiter he will show you | વુલે વુ ઝાલે આવેક લ ગારસોં ઇલ. વુ મોંટ્રેરા |
| Where is my room ? | ઉ એ મા શાંબ્ર ? |
| Bring me some soap | આપોરટે મ્વા દુ સાવોં |
| A towel | યુન સેરવીએટ |
| Some hot water | ડ લો શોડ |
| Some cold water | ડ લો ફ્રોઆ |
| A cup of tea, coffee | યુન તાસ દ તે, કાફે |
| Can I get letter paper and envelopes here ? | પ્લીઝ આવાર ઇસી દુ પાપીએ આ લેટ્ર એ દેઝાંવેલોપ ? |
| Ink, a pen, a pencil, blotting paper, a stamp | ડ લાંક્ર, યુન પ્લુમ, અં ક્રેઓંન, દુ પાપીએ બુવાર્ડ, અં ટાંબ્ર |
| Give me fine post cards please | ડોને મ્વા સેંક કાર્ટ પોસટાલ સીલ વુ પ્લે |
| A ten centime stamp and 2 twenty five centimes stamps please | અં ટાંમ્બ્ર ડ ડી સાનટીમ એ ડ ટ્રાંમ્બ્ર ડ વેન સેન સાનટીમ સીલ વુ પ્લે |
| Where is the bath room ? | ઉ એ લા સાલ ડ બેં ? |
| Go and call me a cab | આલે મ શેરશે યુન વાત્યુર |
| Breakfast | ડેઝ્યુને |
| Supper and dinner | સુપે, ડીને |
| What is your name and address | કેલ એ વોટ્ર નામ એ વોટ્ર આડરેસ |

## The Restaurant. — લ રેસટોરાં

| | |
|---|---|
| Bill of fare | લા કાર્ટ |
| Bread, butter, cheese | દુ પેં, દુ બચર, લ ફ્રોમાશ |
| A fork, a knife | યુન ફુરશેટ, યુન કુટો |

| | |
|---|---|
| A spoon, a plate | અં ક્વીલીએ, અં એસીએટ |
| What would you like ? | કેલ ડેઝીરે વુ ? |
| Lemonade, brandy, coffee with milk | લીમોનાડ, અં કોનીયાક, કાફે ઓલે |
| How much is it ? | સે કોંબીયાં ? |

## Exchange Office. — બ્યુરો ડ શાંઝ

| | |
|---|---|
| The Bank | લા બાંક |
| I wish to change some English money | ઝ વુડરે શાંઝે ડ લારઝાં આંગલે |
| How much do you give for £ 1 ? | કોંબીયાં ડોને વુ પુર યુન લીવ્ર ? |

## To ask the time. — પુર ડમાંનડે લ્અર

| | |
|---|---|
| What time is it ? | કેલ અર આટીલ ? |
| It is five O'clock | ઇલ એ સેંક અર |
| A quarter past five | સેંક અર એ કાર્ટ |
| A quarter to five | સેંકઅર મ્વાન ઝન કાર્ટ |
| Half-past five | સેંક અર એ ડમી |
| Ten minutes past five | સેંક અર ડી |

## The Railway Journey. — લ વોયાઝ આં શમેં ડ ફેર

| | |
|---|---|
| Where is the train, the station, the station master ? | ઉએ લ ટ્રેં, લા ગાર, લ શેફ ડ ગાર ? |
| The platform, the luggage | લ કે, લે બાગાઝ |
| The express, the fast train | લેક્સપ્રેસ; લ રાહપીડ |
| The single ticket | અં બીલે સેંપ્લ |
| The return ticket | અં બીલે ડાલે એ રટુર |

| | |
|---|---|
| The booking office | લ ગીશે |
| The dining car | લ વાગોં રેસટોરાં |
| The sleeping car | લ વાગોં, લી |
| A seat, smoking | યુન પ્લાસ ફુમર |
| When do we start? | કાં પારતોં નુ ? |
| When do we arrive? | કાં આરીવોં નુ ? |
| At what time does the train start? | આ કેલ અર લ ટ્રેં પારટીલ ? |
| Where can I register my baggage? | ઉ પ્વીઝ ફેર આં રેઝીસટ્રેર મે બાગાઝ ? |
| Have I to pay extra? | એઝ અં સુપલેમાં આ પેઇએ |
| The waiting room | સાલ ડાહતાંટ |
| Where is the train for? | ઉએ લ ટ્રેં પુર ? |
| Where must I change? | ઉ ફોઇલિ શાંઝે ડ ટ્રેં ? |
| What is the fare to? | કોંબીયા લ બીલે પોર ? |
| How long do we stop? | કોંબીયા ડારે ? |
| Passengers for Paris | વોયાઝર પોર પારી |
| Tickets please | વો બીલે સીલ વુ પ્લે |
| All change here | ટુલે મોંડ ડસાંન |

